સેવાસમિતિ ગ્રન્થમાળા પુસ્તક ૧૧ મું:

# સ્નેહ-લક્ષ્મી

[સમાજની વેડફાઈ જતી શક્તિઓના સૂક્ષ્મપ્રશ્નો ઉકેલતી નવલકથા]

લેખક:

કેશવ હ. શેઠ

ચાર રસ્તા: અમદાવાદ

પ્રકાશક:

નારાયણજી ગોકળદાસ ડોસાણી

વ્યવસ્થાપક: સેવાસમિતિ પુસ્તકાલય

૩૫૦૫, રાયખડ રોડ: અમદાવાદ

વિક્રમ સંવત ૧૯૮૭ | ઇસ્વીસન ૧૯૩૧

કિમ્મત રૂપિયા ત્રણ

# સ્નેહ-સમર્પણ.

**શ્રીમાન ભાઇ મૂળજીભાઇ પ્રભુદાસ**

**જીન્જા. ( આફ્રિકા )**

**સ્નેહી ભાઇશ્રી,**

સુપ્રસિદ્ધ સૌરાષ્ટ્રની વીરપ્રસૂતા ભૂમિ–રાણાવાવ નામક ગામમાં લોહાણા–ક્ષત્રિય કુળમાં જન્મ લઇ, ન્હાની વયે ઇસ્ટ આફ્રિકા જેવા દૂર પ્રદેશમાં જઇ, સત્યનિષ્ઠા ને પ્રમાણિકતા વડે આપબળથી આગળ વધતાં આજે ઇસ્ટ આફ્રિકાના એક સાહસિક વેપારી યુવક તરીકે આપની ગણના થાય છે.

જ્ઞાતિ, સમાજ ને દેશોન્નતિના પ્રત્યેક કાર્ય માટે આપના હૃદયમાં રહેલી ધગશનો આપના પરિચયમાં આવનાર સૌને અનુભવ થઇ રહેલો છે.

આપની સાહિત્યરસિકતા, નિરાભિમાનપણું, ગરીબો પ્રત્યે અનુકંપા તથા મારા દરેક સેવાકાર્યમાં આપની સહૃદયતા ને પ્રોત્સાહકવૃત્તિ આદિ સદ્‌ગુણોથી આકર્ષાઇ આપણા સ્નેહ-સંબંધને ચિરંજીવ સ્વરૂપ આપવા હિન્દુ સમાજના સૂક્ષ્મ પ્રશ્નો ઉકેલતું **સ્નેહ–લક્ષ્મી** નામક મારૂં આ પ્રકાશન આપને જ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

સ્નેહાધિન

**ભાઈ નારાયણજી.**

# વસ્તુનિર્દેશ

**મુ**ક્તિ, એ સર્વોત્કૃષ્ટ અવસ્થા છે. આપણે 'મુક્તિ' કરતાં ઉતરતી પાયરીને પનારે પડેલા જીવાત્માઓ છીએ—બીજા શબ્દોમાં કહું તો કર્મનાં અને ઋણનાં બન્ધનથી માનવજન્મ જકડાયલો છે; પણ આ અવહેલના તો આધ્યાત્મિક દૃષ્ટિની.

બન્ધનો લઇને જન્મેલા મનુષ્ય–જીવોનાં અન્ય બન્ધનો અપાર છે. ધર્મનીતિ કે કર્ત્તવ્ય–ફરજનાં બન્ધનોની વાત જવા દઇએ ત્હોય, કાયદાનાં, સમાજનાં, કુટુમ્બસંસારનાં, લોકપ્રણાલિનાં, રૂઢ રૂઢિઓ અને પરંપરાગત ચાલતા આવેલા 'રિવાજ' વગેરેનાં બન્ધનો અનેક છે. તે એવાં, કે જેની જંજિરોથી જકડાયલા જીવો ગુંગળાઇ મરે છે અને છતાંય તે તેમાં ને તેમાં સડ્યા કરે છે: મુક્તદશાનાં દર્શન વાસ્તે મન્થન થાય છે ખરાં પણ તે સંતોષપ્રદ નથી. કંગાળ બાપડું મનુષ્યપ્રાણી!

સલ્તનતી કાયદા અને અધ્યાત્મ દૃષ્ટિનાં બન્ધનની ચર્ચા આ પુસ્તકને અંગે અપ્રસ્તુત છે. આમાં માત્ર સમાજની વેડફાઇ કે વેડી જતી શક્તિઓના કેટલાક સૂક્ષ્મ પ્રશ્નો છેડ્યા છે. ક્યા ક્યા તે નવલકથા જ કહેશે.

એ પ્રશ્નો નવા નથી. તે પહેલવહેલા મારે હાથે છેડાય છે એમ પણ નથી: બધા જ પ્રશ્ન–પ્રસંગો કાલ્પનિક પણ નથી; કેટલાક તો સગી આંખે અનુભવેલા જીવતા–જાગતા પ્રસંગો છે.

પ્રશ્નો નવા નથી અને અત્યારપૂર્વે વિધવિધ કલમે તે છેડાયા અને છણાયા છે છતાં એ દિશામાં એક વધુ પ્રયાસ શા સારૂ? એવી શંકા કરનારને મારો એટલોજ ઉત્તર છે કે અગાઉ દયાનન્દ સરસ્વતીની અને હાલ પૂ॰ ગાંધીજીની સમાજના 'બળતા પ્રશ્નો' વિષે જે અનહદ શક્તિ ખર્ચાઇ રહી છે, તેના પ્રમાણમાં હજુય સ્થિતિચુસ્ત અન્ધશ્રદ્ધાળુ

રૂઢિપૂજક વર્ગ, પૂર્વજોએ "વાયુ"ની ગતિ જોઇને બાંધેલા શઢને વાયુનો વેગ બદલાતો છતાં, એકની એક જ દિશાએ બાંધેલો રાખીને પોતાનાં સંસારનાવને હાંકયે રાખે છે! સમય ફરે, સ્થિતિ ફરે, સંજોગો ફરે છતાં 'ધર્મ' નામની જાદુઇ લાકડી હાથમાં રાખી રહેલો સમાજનો મોટો વર્ગ પોતાનું રૂંવાડું ય ફરકાવતો નથી અને તે જૂની ધરેડે ચાલે છે. એટલું જ નહિ, પણ પાછળની પ્રજાને એ જ ચીલે ચલાવવા માટે પોતાની બુરી આદતનો વારસો મૂકતો જ જાય છે! ત્યારે જ્યાં સુધી આ દશા સુધરે નહિ, તેને મારી કે મીટાવી શકાય નહિ ત્યાં સુધી આ કોટિના સાહિત્યસર્જનની અનાવશ્યક્તા કેમ જ ઠરે?

નવલકથા આ ઉદ્દેશથી લખાઈ છે; તે જેને વાસ્તે છે, તેને ઉપયોગી થાઓ.

જન્માષ્ટમીઃ ૧૯૮૬ કેશવ હ. શેઠ.

# પ્રકાશકના બે બોલ:

**આ** વાર્તા 'સમાજજીવન' માસિકમાં ૪૩ પ્રકરણો સુધી કકડે કકડે છપાઈ હતી. 'સમાજજીવન' માં શરૂ થવા અગાઉ 'સેવાસમિતિ પુસ્તકાલય' માટે આ વાર્તાના સર્વ હક્કો સાથે લેખક પાસેથી વેચાતી લેવાનું નક્કી થયું હતું. લેખક કકડે કકડે લખી આપી તેમ 'સમાજજીવન' માં છપાતી ગઈ. તે છપાઇ ગયા પછી આખી વાર્તા લક્ષપૂર્વક અમે વાંચી જોઈ. તે પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરતાં પહેલાં તેમાં બહુ સુધારાવધારા કરવાની જરૂરિયાત અમને જણાઇ.

લેખક પોતે વિદ્વાન છે. સામાન્ય 'કવિ' તરીકે પણ જાણીતા છે પણ સ્વતંત્ર સામાજિક લાંબી વાર્તા લખવાનો આ તેમનો પહેલો પ્રયાસ હોય એમ અમને લાગ્યું.

'સમાજજીવન' માં જે રીતની આ વાર્તા પ્રગટ થઇ હતી: તેજ રીતે જો પુસ્તકાકારે બહાર પાડી દેવામાં આવે તો ગુજરાતી સમાજ તેને અપનાવી લે કે નહિ તે વિષે અમને શંકા હતી.

પોતે ઉર્દુ–ફારસી ભાષાના પણ જ્ઞાતા છે એવું જણાવવા કે પછી ગમે તે ઇરાદે પણ લેખકે આ વાર્તામાં ઘણે સ્થળે ઉર્દુ–ફારસી ભાષાનો અજુગતો ઉપયોગ કર્યો હતો: કેટલાંક પાત્રોનાં નામો પણ સામાન્ય રીતે પ્રચલિત નહિ તેવાં રાખેલાં. કેટલેક ઠેકાણે વગર જોઇતું લંબાણ કર્યું હતું: ક્યાંક જે ન જોઇએ તે ત્યાં મૂક્યું હતું.

લેખકની મૂળ વસ્તુ–ગુંથણીને કાયમ રાખી અમારી અનુભવી નજરે ઉપર જણાવ્યા તેવા કેટલાક દોષો ને ભાષા સુધારી, કેટલાંક પાત્રોનાં નામો બદલી, અને તે રીતે સરળ બનાવી આજે આ વાર્તા પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી છે. અને અમારા વાંચનારાઓને હવે તે ગમશે એમ અમે માનીએ છીએ.

૩૫૦૫ રાયખડ રોડ:
**અમદાવાદ.**
૩૦–૧૨–૧૯૩૦

**નારાયણજી ગો. ડાસાણી.**
મેનેજર: **સેવાસમિતિ પુસ્તકાલય.**

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | શિર્ષક: | પૃષ્ઠ. |
|---|---|---|

# સ્નેહ-લક્ષ્મી

[ સમાજની વેડફાઈ જતી શક્તિઓના સૂક્ષ્મ પ્રશ્નો ઉકેલતી નવલકથા ]

"જે માણસ એક પણ વિધવાનાં આંસુ લુછે છે. જે એક પણ બાળાને લગ્નને નામે ઓળખાતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે. જે એક પણ અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે. તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે. સંભવ છે કે મહાધુરંધર રાજપ્રકરણી યોદ્ધાની હરત ભૂલાઈ જશે ત્યારે આવી ખૂણેખોચરે થતી સેવા ફળ આપ્યા જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશિર્વાદ છે તે સેવા તો ખરી સેવા છે જ."

× × × ×

"ધનાઢ્ય બ્હેનો પણ પોતાની રંક બ્હેનોનાં શિયળની રક્ષા કરવા બંધાએલી છે."

ગાંધીજી

# ૧

## જમાતમાં ઝગડો !

જમાનાના વારાફેરા પ્રમાણે એકવારનું રતનપુરૂં હવે રતનપુરને નામે મુલ્કમશહૂર છે. પાછું એનાપર કાળચક્ર ફરે અને જૂના ચાંપાનેર જેવી જાહોજલાલી ભોગવતી એ વૈભવશીલ નગરીના, હાલના ખંડીએર ચાંપાનેર જેવા કંગાલ હાલ થાય ત્યારની વાત ત્યારે. આજ તો એનો દિનમાન ચડતો છે. રતનપુર એટલે જાણે કોઇ જાદુગરે તેના અગમ્ય પ્રભાવથી સરજેલું નૂતન પેરિસ !

અને છતાંય આ સુંદર શહેરમાં ગટરનાં ગંધાતાં પાણી અને મેલું ખડકવાના ગંજ ક્યાં નથી ગાજતા ? રતનપુરનાય ચોક્કસ લતાઓ જાણે અઢારમી સદીમાં સડતા હોય તેમ લાગતું. એની અનેક ખુબી-ઓમાં એક ખામી અને એક ખટકો: એમ બે વાનાં વિશેષ નડતાં. ખામી એ કે ત્યાં સમુદ્ર અથવા નર્મદ જેવો નદ નહોતો; નહિ તો એ રળિયામણા રતનપુરના બુરજપર ચોર્યાશી બંદરનો વાવટો ફરફરતો હત; અને ખટકાની કથા લગીર વિચિત્ર છે. લોકને મ્હોડે કંઇ લગામ છે ? ઉદ્યોગ–ધંધાર્થે આવી વસેલી અહીંની પચરંગી પ્રજા એમ માનતી કે રતનપુર એટલે કોઇ નગરોળ નાયકણે વસાવેલી નગરી !

આ 'નાયકણ' શબ્દમાં જ જાણે અજબ આકર્ષણ હોય તેમ અહીં ઉતરી આવતા અજાણ્યા પ્રવાસીઓ એનો ઇતિહાસ જાણવા ઇંતેજારી ધરાવતા. કઇ નાયકાએ, ક્યારે, શાથી, આવું સુંદર શહેર વસાવ્યું હશે? એની શોધખોળ કરે પણ નામવગરની એ નાયકણ પછવાડે છુપાયલો સાચો ઇતિહાસ મેળવવા ભાગ્યે જ કોઈ ફતેહમંદ થતા. રતનપુરની પ્રજા જેમ પચરંગી હતી તેમ તરંગી પણ હતી; અને તરંગ એટલે ઇતિહાસ નહિ પણ ઐતિહાસિક અટકળોનો કેવળ આભાસ!

હો તે હો; કલાપીના કવન પ્રમાણે:

'અંધારે સત્ય ડૂબ્યું તે આવશે તરી આખરે.'

એટલી આસ્થા સાથે આપણે આગળ વધીએ:

આવા અગમ્ય રહસ્ય ધરાવતા રતનપુરનું શરાફબજાર ચંદની-ચોકને નામે ઓળખાતું. તેની પડખે ચંદનતલાવડી હતી. નામે 'તલાવડી' છતાં ફરતા ફરસબંધી ઘાટ—ઓવારાવાળું અને નિરંતર કાચ જેવા નિર્મળ જળથી છલકાતું તે સુંદર સરોવર હતું. સરોવરની જ સામે આરસની આકાશખુલ્લી અગાસી જેવું વિશાળ મેદાન હતું અને મેદાનની આસપાસનાં ઘટાટોપ આંબાવાડિયાં, બોરસલ્લી તથા આસોપલ્લવ સદૈવ શીતળ વાયુ ઢોળતાં હતાં.

એ મેદાનમાં ગામડાંનો માલ ભરી રતનપુરમાં વેચવા આવતાં ગાડાં છૂટતાં. વારતહેવારે ગાયોને ઘાસ નીરાતું. પ્રસંગોપાત ચાંદની રાતે જાહેરસભાઓ થતી: એમ અનેકવિધ આ ચંદનીચોક, ચંદનતલાવડી અને વૃક્ષરાજિથી સભરભર્યા મેદાનનો ઉપયોગ થતો.

આજ તો એ આખુંયે મેદાન નાગડાઓની જબ્બર જમાતે રોકી લીધું છે. છેલ્લા એક અઠવાડિયાથી નાગડાબાવાની જમાતના ત્યાં અડિંગા હતા. ભોળી વસ્તીના વિશ્વાસ પ્રમાણે કહીએ તો આ અલમસ્તોની જમાત કુંભના મેળામાં જવા નીકળી હતી અને જતાંજતાં પાવન કરવા એનાં પનોતાં પગલાં આ શહેરભણી વળ્યાં હતાં!

આ નગરી વસાવનાર નાયકાના નામમાં લોકને જેમ અજબ આકર્ષણ લાગતું તેમ જમાતના જમાવમાંય ગજબ ચમત્કારો ભાસતા! પડાવ નાખીને પડેલી જમાતનાં દર્શન કરવા શહેરની વૈષ્ણવસૃષ્ટિ હિલોળે ચડી હતી. રસાતળે પહોંચતા હિંદુધર્મના જાણે વજ્રસ્થંભો એટલે જ આજના આપણા સંત સાધુ ને જોગી જતિ! એ બોલે તે બ્રહ્માક્ષર! એમના હુકમનાં છૂટતાં તાતાં તીર તે અમરોના આદેશ! એમની કૃપા એટલે જ કલ્યાણ અને એ અલમસ્તોની જમાતનો ગુસ્સો એટલે જાણે સર્વસ્વ નાશ! અંધશ્રદ્ધાળુઓની આવી બાયલી ભક્તિ પામરતાની છેક પરાકાષ્ટાએ પહોંચતી જોઈ એક નૌજુવાનનું અંતર વલોવાઈ જતું હતું.

ચંદનતલાવડીની પાળે એક શિવનું મંદિર હતું. તેનો સમીસાંજે લોકોને ફરવા જવાના સ્થળ તરીકે પણ ઉપયોગ થતો. રોજના નિયમ પ્રમાણે પેલો નૌજવાન આજેય સાયંકાળે શિવમંદિરે આવ્યો હતો; પણ આજ એના ચિત્તમાં જુદો જ જ્વાળામુખી ધીખી રહ્યો હતો. પ્રેમલાંપ્રેમલીનાં હૈયાંની નહિ પણ હોઠની ગાડરીઆ ભક્તિ જોઈને તે બળતો હતો. બબ્બે વાઘ ધરાય એવા, માતેલા સાંઢજેવા, રૂષ્ટપુષ્ટ સાધુઓના દરબારી ઠાઠમાઠ અને ભોળી જનતાનો આ જમાત પ્રત્યેનો આંધળો આદરભાવ જોતી એ જુવાનની આંખમાંથી આગના તણખા ઝરતા હતા.

એ નૌજવાન જમાતના નાગડાઓને લંગોટીઆ લફંગાઓ તરીકે ઓળખતો અને સાધુતાના સાથા હેઠળ રમાતી રામલીલામાં નરી વામલીલા નિહાળતો. ગાંજાના ગંધાતા અખંડ ધૂમ્રગોટ અને "કાલી રોટી ઔર દૂધપાક"ના દહાડો ઉગ્યે ખડકાતા અન્નકોટ; નાગડાઓનાં ડંકા–નિશાન ને નોબત–નગારાના અવાજમાંથી તરી આવતો ઘમંડ; જમાતના મુખ્ય મહંતની આસપાસ કારભારી, ચોપદાર, છડીદાર આદિ જમડા જેવા સંદેશદૂતો અને ઠાકોરજીને નામે પારકે પૈસે તાગડધિન્ના કરવા સારૂ મૂર્તિમંદિરના નિમાયલા પૂજારીઓની ફોજ જોઈજોઈને નૌજવાનનો મત મક્કમ થયો હતો,

કે નાગડાઓની જમાત એટલે ધર્મને નામે ધુતવા જન્મેલી નિરંકુશ બ્હારવટીયાઓની ટોળી !

'કુંભમેળો ક્યાં પડ્યો છે? હરદ્વાર જેટલી દૂરદૂરની મજલ! વાટની વટેસરી જોઈએ, ગાંજો ને ચડસ જોઈએ, ભરપટ્ટે ભજકલદારમ્ જોઈએ. જાઓ જલ્દી મહાજનના શેઠને અબઘડી તેડી લાવો.'

મહંતનો આવો હુકમ છૂટતાંની સાથે જ ડંગોરા ને લઠ્ઠદંડ લઈ અલમસ્ત દૂતો ઉપડ્યા. અરધો કલાક વીત્યો છતાં દૂત પાછા ન ફર્યા. બીજા વધુ દૂતોને દોડાવ્યા અને ઢીલે ધોતિયે મહાજનના શેઠ જમાતના મહંત સામે ખડા થયા.

કોઈ કાંકડી પારસણના પિયાનાના સુમધુર સરોદ કરતાંય વધારે મીઠા કલદારના કલરવથી જમાતનું વાતાવરણ ગાજી રહ્યું. ગાંડા હાથીએ દારૂ પીધો હોય તેમ અલમસ્ત સાધુઓના દિલમાં ઓર મસ્તી મચી રહી.

નમી, પગે લાગી, છૂટકારાનો દમ ખેંચતો મહાજનનો શેઠ ઉઘરાણું કરીને મેળવેલું નાણું નાગડાઓને ચરણે ધરી પાવન થયો. જમાતમાં જયજયકાર પ્રવર્ત્યો. ખુશખુશાલ દિલે ચડસ ગાંજાનો ધુમાડો થયો. જમાતના ઉલટેલા આનંદસાગરમાં નિર્લજ્જ તોફાનમસ્તીની ભરતી ઉભરાઈ.

તે વખતે સાયંકાળ વેળા વહી ગઈ'તી. દુકાનદારો હાટડીઓ વાસીને ઘરભેળા થતા'તા. લોકની અવરજવર આસ્તેઆસ્તે ઓછી થવા માંડતી હતી ત્યારે જમાતના ઠાકોરજીની સંધ્યાની આરતી માટે તૈયારીઓ ચાલી રહી હતી. આરતી પછીનો દોરાધાગા ને ચિઠ્ઠી ચમત્કારવડે બાધાઆખડી ને માનતા પાછળ લટ્ટુ બનેલા હરિભક્તોની વાસનાસિદ્ધિનો પ્રસાદ વહેંચવાનો એક જ ક્રમ રાખ્યો હતો: આજ એ હરિભક્તોની હરોળમાં એક પંદરેક વર્ષની ફુટડી બાળા પણ ભળી હતી.

શંખધ્વનિ અને ઘંટાનાદ સાથે આરતીનો વિધિ પતી ગયો. દર્શન-ઘેલાંના સ્વાર્થસિદ્ધિના વિધિ પણ પતી ગયા. બાકી રહી એક બાળા !

'ભોળા દિલની એ ભલી. બાળા જમાતની બલાનો ભોગ બનવા શું કામ આવી હશે?' શિવાલયના પોઠિયાને હાથનો ટેકો દઈ બેઠેલો પેલો નૌજવાન બબડ્યો અને એના વિશેષ હોઠ ફફડે તે પહેલાં તો સગી આંખે તેણે જમાતમાં જુદું જ ધિંગાણું થતું દીઠું!

તાજા ચડેલા ગાંજાના અને નાણાંના એમ બેવડા નશાથી ફાટેલા મગજના નાગડાઓ વિકારવશ બન્યા હતા. પોતા પ્રત્યેના તેમના ચેનચાળા સમજી જઈ અટૂલી બાળા આભી બની ગઈ. નફ્ટ શિકારીઓના પંજામાં ફસાયલી નિર્દોષ હરણીને નાસવાની બારી સુઝી નહિ. બાળા ગભરાઈ ગઇ. તે જોઈ નૌજવાનનો ધુંધવાયલો અગ્નિ સળગી ઉઠ્યો.

તેનાથી હવે ન રહેવાયું. એનાં ભવાં ચઢયાં; તેણે હોઠ પીસ્યા. સ્નાયુબદ્ધ એના ગદાજેવા હાથની સહસા જ વજ્રમૂષ્ટિકા વળી ગઈ. છંછેડાયલા વનરાજ જેવા એ વીરકેસરી ઉછળ્યો. જમાત સામે એણે પડકાર કર્યો: "છોડી દે, બચ્ચા! એ છોકરીને રસ્તો આપે છે કે આવું?" ઉત્તરમાં જમાતે અટ્ટહાસ્ય કીધું.

જુવાન વિફર્યો. ફરવા આવેલા શિવમંદિરના સહેલાણીઓ ગભરાયા. એમને લાગ્યું કે જરૂર આજ આસ્માની સુલ્તાની થવાની. તેઓ આસ્તેકદમ જાણે કંઈ બન્યું જ નથી એમ વંજો માપવા લાગ્યા. શિવમંદિરના પૂજારીને પણ ધ્રુજારી છૂટી. તે નૌજવાનને સમજાવી શાંત પાડવા મથ્યો પણ પ્રચંડ વેગે ધસમસતો જળધોધ ખાળ્યો ખળે? જુવાન જોધમલનું ઉછળતું લોહી નાગડાઓના નિર્લજ્જ હાસ્યે ગરમ થઈ ગયું હતું. પૂજારીએ પોતાના પકડેલા હાથને એક જ ઝટકાથી છૂટો કર્યો અને કુસ્તીથી કસાયલો નૌજવાન જમાતના ડેરાભણી ધસ્યો. આ બધું થોડી જ ક્ષણોમાં બની ગયું.

નૌજવાને સોનાનાં ઈંડાં મુકતી મુરઘીરૂપ જમાતની મૂર્તિને ઉપાડી અને નાગડાઓ એને ઘેરી લે તે પહેલાં તો બાળા પ્રત્યે બેઅદબીથી વર્તનાર લંગોટિયા તરફ ફેંકી.

કીડી જેવાં ઝીણાં જંતુ પણ જો ઝાઝી સંખ્યામાં હોય તો સાપ જેવા ઝેરી પ્રાણીનેય તાણી જાય છે. અહીં તો અંધશ્રદ્ધાળુ સમાજના અન્નવડે સદૈવ પોષાતા અને અલમસ્ત બનતા નાગડાઓ બળની બાબતમાં નૌજવાનના હરિફ હતા. તે નૌજવાનને સૌ જોધમલને નામે ઓળખતા. જોધમલ ઘેરાઈ ગયો. તેનાપર વર્ષાદનાં જબ્બર ઝાપટાં જેવી ગડદાપાટુની ઝડીઓ વર્ષી. પણ એની એને પરવા નહોતી. જોધમલને દરકાર હતી કેવળ અટૂલી બાળાના શિયળસંરક્ષણની. તે એક ખૂણે એબાકળી, ગભરાયલી ઉભી હતીઃ પણ જમાતનું જૂથ વીંધીને જવું શી રીતે ? ગડદાપાટુને ફુલઝડીઓ પેઠે ઝીલતો જુવાન આગળ ધસ્યો અને આસપાસના સાધુઓની અડફટમાં આવતાં પાછો હેઠે પડયો. તેની તળે પાંચેક નાગડાઓ ચગદાયા. જુવાન હેઠે પડયો, તેથી તેને ખોખરો કરવાનું નાગડાઓને ફાવતું આવ્યું. નૌજવાન મરણીઓ બન્યો. તેણે નાગડારૂપ ઘણાં કાયર કબુતરનાં પીંછાં વીંખી નાખ્યાં પણ બાળાને બચાવવામાં હજુ તે ફાવી શકયો નહિ.

મારદંડે તેનો દેહ મૂર્છાવસ્થામાં પડયો હોય એમ નાગડાઓને લાગ્યું અને ચઢેલા હાંફને શમાવતાં ઉછળતી છાતીએ તેઓ ઘડીક થોભ્યા. નૌજવાને તે તક સાધી. પોતે મૂર્છાવશ હતો જ નહિ ! તે સફાળો ઉઠયો અને નજરે ચડેલી કાઠની કડિયાળી ડાંગ લઈ કાળભૈરવ પેઠે પાછો સામો થયો. નાગડાઓ સામનો કરવા તૈયાર જ હતા. પછવાડેથી એક નાગડાએ લોઢાનો ચીપિયો નૌજવાનના માથાપર ઠોકવા ઉગામ્યો અને તરત જ ઉગમણી દિશાએથી ગંભીર અવાજ આવ્યોઃ 'સબુર–ખામોશ, બદમાશો !'

એ માત્ર અવાજ હતો છતાં ભયંકર કડાકા સાથે પડતી વીજળીના આંચકા જેવા તે અવાજથી સૌને આંચકો લાગ્યો. દરેકનું ધ્યાન તે અવાજ ભણી ખેંચાયું.

## ૨

# અપરિચિત અવાજ

તે સાધુ હતો, પણ સાધુકુટુંબમાં ઉતરી આવેલો-જન્મનો નહિ. સમાજના પાખંડી ધર્મે તેને સાધુ બનાવ્યો હતો. જમાતમાં ભળ્યે તેને એક જ પખવાડીઉં વીત્યું હશે. એટલી ટૂંકી મુદતમાંય તેને ઘણા કડવા ઘુંટડા પીવા પડયા હતા. સાધુત્વના પડદા પાછળ મંડાતાં કારસ્તાનોથી હવે તે ધરાઇ ગયો હતો. તેથી પ્રસંગ સાધી આ જમાત સાથેની સગાઇને ન્હાઈ નાખવા ઇચ્છતો હતો. એની મહત્વાકાંક્ષા એવી હતી કે શેષજીવન શુક્લપક્ષની ધવલ ચંદ્રિકામાં સામ્રાજ્ય ભોગવતા ચંદ્ર જેવું જીવાય તો સારૂં.

આજ તેને એવો મોકો મળ્યો. જમાતમાં દર્શનઘેલાનું જૂથ જામે ત્યારે ફોનોગ્રાફની રેકર્ડ પેઠે સમજશૂન્ય સમાજને પાવન (!) કરવા તુલસીદાસજીનાં પદ ગવાય કે: પારકાના ધનને પત્થરતુલ્ય માનવું અને પરસ્ત્રીને માતા બરાબર ગણવી: પણ પેલા સાધુએ નજરોનજર નિહાળેલું કે જમાતની એ પ્રશસ્ત ભાવના હૈયાની નહિ પણ હોઠની છે; નહિ તો સાધુજનથી પરાઇ છોકરીને વિકારદષ્ટિવડે પજવાય જ કેમ અને પજવણીના પાપમાં પડતી જમાતને તેમજ રક્ષણ માગતી

બાળાને બચાવવા બહાર પડતા ભડવીરની કદર બુજાવી જોઇએ, તેને બદલે તેની સામે મવાલીવેડા થાય જ કેમ? સ્વતંત્રતાનો સેનાની એ સાધુ જમાતની જોહુકમી ન સાંખી શકયો અને જોધમલની નજર ચુકાવી તેનાપર લોખંડના ચીપિયાનો પ્રહાર કરવા જનાર સામે તેણે પડકાર કર્યો.

તે પડકાર જમાતને અને તેના મહંતને ભારે પડયો. 'ખામોશ' શબ્દનો ઉચ્ચાર સંપૂર્ણ સતાસૂચક હતો. સૌ સ્તબ્ધ થયા. નવોસવો એક સાધુ જમાત સામે આમ સત્તા અજમાવશે એવી સ્વપ્નેય કોઇને કલ્પના નહોતી; છતાં બન્યું તો એમજ. ધિંગાણું મચાવનાર સર્વ નાગડાઓની નજર તેનાપર ઠરી રહી. ભવ્ય લલાટ, વધેલી હજામત છતાં ભરાવદાર તેની વદનાકૃતિપર બ્રહ્મચર્યનો તરવરતો પ્રભાવ, તેના સ્નિગ્ધ-નિર્મળ ચક્ષુમાંથી ચમકારા મારતું તેજ, માથાપરના વિખરાયલા વાળ અને શ્રીનાથજીની પ્રતિમામાં જોવાય છે તેમ જમણો હાથ ઉંચો કરી તેણે ઉચ્ચારેલા 'ખામોશ' શબ્દે જમાત આખીનું કરેલું અજબ આકર્ષણ: એ દેખાવ કંઇ અપૂર્વ લાગતો. જોધમલે જોયું કે બાળાને સતાવનાર તરફ મૂર્તિ ફેંકવા જતાં અડફટમાં આવવાથી જેને વાગ્યું હતું તે જ સાધુ પોતાની વ્હારે ધાયો છે. આભારના ભારથી તેનું શિર તે સાધુ તરફ ઝુકયું. તેનાં ભાવભીનાં લોચને એ સાધુના દેદારનાં મીટ માંડી દર્શન કરી લીધાં અને આડુંઅવળું જોયા સિવાય તરતજ મળેલ તક સાધી, બાળાને લઇ વીજળીવેગે તે સહિસલામત જમાત બહાર નીકળી ગયો.

જમાતના ઝગડાની વાતને વાયુએ વસ્તીમાં પહોંચાડી દીધી હતી, તેથી મફતની લડાઇ જોવાના રસિયા લોક ત્યાં ટોળે મળતા હતા અને અશાંત મામલો કંઇક શમ્યા પછી 'સુલેહ'ના થતા ભંગને અટકાવવા ગેટપરની બહાદુર પોલિસે ટેલિફોનથી તેડાવ્યા પ્રમાણે મદદગાર પોલિસ ફોજ પણ ત્યાં આવી પહોંચી હતી.

આ પોલિસના આવતાં પહેલાં તો બાળાને લઈ જોધમલ અલોપ

થઈ ગયો હતો; એટલે તેને તો એકઠા થએલા લોકને વિખેરી નાખવા સિવાય વિશેષ ફરજ બજાવવાની રહી નહોતી.

મહંત મુત્સદ્દી હતો છતાં પોલિસ ટુકડીને જોઈ તેના મોતિયા મરી ગયા. જમાતના ઝગડામાં પોલિસને સંડોવવામાં તેણે કશો સાર ન જોયો તેથી 'તેરી બી ચુપ' કરીને પેલા 'બેવફા' સાધુને પોતાના વાડામાંથી બરતરફ કરવા જેટલી સજાના અમલ પછી, જોધમલના સ્પર્શથી છોવાયેલી, પેલી સોનાનાં ઈંડાં મુકતી મુરઘીને–મૂર્તિને–પ્રતિષ્ઠા સ્થાને પધરાવવાના વ્યાપારમાં સૌ ગુંથાયા. સાધુએ જમાત સામે દયાભર્યો એક દ્રષ્ટિપાત કર્યો. મહંત પ્રત્યે તિરસ્કારભાવે સ્મિતહાસ્ય કર્યું અને તેની દીનદૃષ્ટિને આકાશગમ ફેંકી વહેતી કુદરતના પ્રવાહ ભેગો પોતે ભળી ગયો. જ્યારે વ્રક્ષો તેની ડાળીઓથી અને પક્ષીગણ તેના કલરવથી આ સાચા સાધુનું સ્વાગત કરી રહ્યાં હતાં.

એવા કુદરતના સ્વાગતને જોધમલ ન સમજી શકે; તથાપિ બાળાને તેના રહેઠાણે મૂકી આવી પોતે ઘરભણી પાછો ફરતો હતો ત્યાં દૂરદૂરથી ગવાતું ભજન તેણે સાંભળ્યું:

'સાધુ થયા પણ સાધી ન સિદ્ધિ,
રહી વાસના વળગીજી;
આપ ડુબ્યા શું તારે પરને,
અલખ ધૂન કરી અળગી જી.'

તેને એ સૂર પરિચિત લાગ્યો. જાણે 'ખામોશ'વાળો જ એ અવાજ ન હોય! પણ એ વિષે તે વિશેષ વિચાર કરી શકે તેમ ન હતું; કેમકે ચંદનીચોક વટાવીને જરા આગળ જતાં તેણે પોતાના મિત્રોને શ્વાસભર સામા આવતા દીઠા. મિત્રોને જોઈ તે હસી પડયો.

માથાના વિખરાયલા વાળ, તેનાં સ્થરવથર થઇ ગએલાં વસ્ત્રો, મારના પડેલા સોળથી સુજી ઉઠેલા અંગભાગ: જોધમલનો એવો વિચિત્ર વેષ જોઈ મિત્રો ક્ષણભર અવાચક્ બની ગયા; પણ તેમાંના નટવર નામના એક ટીખળી મિત્રથી ઝાઝીવાર મૂંગા ન રહેવાયું. તે બોલ્યો:

'વાહ રે પરશુરામજી! જમાતની પૃથ્વીને નરાતાર નક્ષત્રિ કરી આવ્યા કે શું? ભલા માણસ, જડસા જેવી જમાત સામે ઝુઝવામાં શો સાર મેળવ્યો?'

'સાર બાર તો કાંઇ નહિ, પણ મલ્લકુસ્તીથી એટલું તો લાગ્યું કે લશ્કરની ભરતી માટે અથવા Diffence of India Act ને અંગે નાગડાઓ નરદમ લાયક!' જોધમલનો જાતિઅનુભવ સાંભળી સૌ હસી પડ્યા.

'તો લડાઇ માટે એવા લાયક નાગડાઓના નાયક થવું હતું ને!'

'જહન્નમમાં જાય એની આગેવાની, નટવર!' જોધમલનાં ભવાં ચઢ્યાં.

'લે, હવે ચિડાઇ જા માં. હું તો એમ પૂછતો હતો કે જે નાગડાઓ માટે તું આવું સરસ પ્રમાણપત્ર આપે છે, તેમની સામે ઝૂઝતાં તારા રામ ન રમી ગયા! ને હિંદુઓના ધર્મરાજાને ત્યાં એ લફંગાઓ સામે ફરિયાદ નોંધાવવા તેં સ્વર્ગારોહણ ન કીધું એ જ નવાઈ!'

આ સાંભળી પાછા સૌ હસ્યા.

'હસો, દોસ્તો! હસવાની તમને મિજબાની આપું છું અને જણાવી દઉં છું કે મજબુત ને સાબુત કાંડાંબાવડાંવાળા આ જોધમલને હીણાતા હિંદુધર્મ સામે બારમો ચંદ્રમા છે. હિંદુધર્મના એ રક્ષણહારો સામે ફરિયાદ નોંધાવવા રતનપુર છોડીને હું સ્વર્ગપુરીમાં જાઉં તે પહેલાં ધર્મરાજા જેવો કોઇ બ્રહ્માંડભરમાં હયાત હશે તો એક દિવસ એવો આવશે કે તેને જ ફરિયાદ નોંધવા અહીં ઉતરી આવવાની તસ્દી લેવી પડશે.'

'ધર્મરાજાની તસ્દીને જોવા જેટલું જીવાશું કે નહિ તે સવાલ જ્યોતિષનો રહ્યો; પણ ભાઈ, એક છોકરી પાછળ આટઆટલી ધમાધમ શી?'

'જવા દે ભાઈ, જોધમલ સમજ્યો હશે તે બાવન તોલા ને પા રતી! એ કોઈ છોકરી નહિ હોય પણ અણુપલોટાયલી વાછડી...'

'બસ, મારા હાથને રોકી શકું તે પહેલાં તારી બોલતી જીભ બંધ થઇ જવી જોઇએ.' જોધમલે સિંહગર્જના કરી અને બન્ને મિત્રો ફરાળિયા કઢી જેવા ફિક્કા પડી ગયા.

'હવે જરા ધીરો પડ; નાગડાઓ સામેની નીતિનો મિત્રમંડળમાંય પ્રયોગ? તારા અણધાર્યા ઉત્પાતથી અનારકલિનો જલસો જોવાનું અસુર થઇ ગયું, તેથી એને એમ માનવાને કારણ મળ્યું હોય કે અનારકલિને બદલે કોઇ કલિકા......'

'જો પાછો! તમારે આવું બોલતાં શરમાવું જોઇએ.'

'તું નથી જાણતો કે શરમ સાથે નટવરને બીયાંબારૂં છે તે?'

'તે ગમે તેમ હોય. પ્રસંગ વિચારવો જોઇએ. આજે જલસો જોવા હું નહિ આવું. એને જવા દે. તું મારી સાથે ચાલ, નટવર!'

નટવર સાથે જોધમલે જુદો રસ્તો લીધો. જમાત સામેના ઝગડાથી આજ તેના મગજનો પારો છેલ્લી ડિગ્રિ સુધી ચડયો હતો. હાસ્યરસના એ રસિયા જોધમલને હાસ્યના શબ્દે શબ્દે આજ તીર ભોંકાતાં હતાં.

નટવર જોધમલનો દિલોજાન દોસ્ત હતો. તેઓ બોલે, હસે, વખતે લડેય ખરા; છતાં બન્નેના જીવનનાં જળ સદાય સાથે વહેતાં. ઉભય એક બીજાના દિલના દિલારામ હતા. મુદ્દાની વાત મેળવવા સારૂ જોધમલે તેને પોતાની સાથે લીધો. તેણે ચાલતાં ચાલતાં નટવરને પૂછ્યું: 'ઝગડાની વાત તેં શી રીતે જાણી?'

'અમે તો પેલા માલેતુજાર હોટલમાં ચ્હા પીતા'તા. ત્યાં વા વાત લાવ્યો. ન રહેવાયું. ઉઠયા. તારી મદદે દોડયા, એટલામાં તો તેં પતાવી દીધું. નુકસાન થયું બાપડા હોટલવાળાને.'

'હવે તો કુસ્તી નથી ખેલાતી ને? બોલતાં બોલતાં હાંફ શાનો ચઢે છે? હોટલવાળાને નુકસાન કેમ?'

'એમ કે તારી વાત સાંભળી, એટલે હોઠ સુધી અડેલી ચ્હાની

રકાબીને વાતની વીજળીનો સખ્ત આંચકો લાગ્યો. ગરમાગરમ ચ્હા ધોતરપર ઢળાઇ, પછી કાંઇ ગુસ્સો ચડયા વિના રહે? કપ રકાબી ફેંકતા'કને અમે સૌ ઉઠી નીકળ્યા.'

'ત્યારે તો હોટલવાળાની સરસ્વતી સાંભળવી પડી હશે!'

'રામરામ કરો. મરનાર પ્રાણીના આખરી અવાજ જેવા એ નંદાતા ચિનાઇ કાચના કરૂણ અવાજ સિવાય તે વખતે કાન બીજું કાંઇ જ સાંભળી શકે એમ નહોતા.'

'બહાદુર ખરો. તેંય જાણે મહા જોર કરીને—'

'છરી વડે દૂધીનું દીટું કાપ્યું!'

'ને લોકોએ તારૂં નાક કાપ્યું! બોલ, સાંભળવું છે વધારે?'

'નહિ, અંધભક્તિના હીમ વડે જેના હૈયામાંથી વિવેકશક્તિ હણાઇ ગઇ હોય તે ફાવે તેમ બકે; નટવર, મને તેની મુદ્દલ પરવા નથી. લોક સામે મારે પોક નથી મૂકવી!'

'એમ આકળો થા માં. લોક એટલે પંચ ને પંચ એટલે પરમેશ્વર. એમાંના કેટલાક પરમેશ્વરોને તો એવુંય કહેતાં સાંભળ્યા છે કે નખ્ખોદીઆ નાગડાઓ એવું માગતા જ હતા. વળી વેવલી વૈષ્ણવડીઓ તારો ઓશલોય કૂટ'તી–એમ માનીને કે કોપેલા સાધુડાઓ શાપ દેશે તો શહેરનું સત્યાનાશ વળી જશે!'

'તું વૈષ્ણવગલીમાં થઇને આવ્યો?'

'હા; પણ તેથી તું ચમકે છે કેમ?'

'પેલી બાળા ત્યાં જ રહે છે.'

'સમજ્યો; ને એ બાળા કયા ઘરનું ખોડીબારૂં છે?'

'બાળા ખોડીબારૂં નથી. વાણિયાની દીકરી છે, ભણેલી છે—'

'અને છતાંય સાધુની જમાતનો શિકાર થવા આવેલી?'

'હું પણ એમ જ માનતો, પણ પછીથી માલમ પડયું કે બિચારીને ધર્મસંકટ નડયું હતું. ભયંકર માંદગી ભોગવતી જૂના જમાનાની તેની દાદીએ હઠ પકડેલી, કે જમાતની પ્રસાદીથી આરામ થશે અથવા મરતા પહેલાં મનખો પાવન થશે. દાદીની આખરી ઇચ્છાનો

અવરોધ કરવો આ બાળાને ઉચિત ન લાગ્યો. બાળા આપદ્ધર્મે ઓશિયાળી બની.'

'સાહસ ખેડ્યું એ વાણિયાની છોકરીએ અને પરિણામ ભોગવ્યું તેં! બ્રાહ્મણવાડામાં તો કાનમાંથી કીડા ખરે એવી તને મણમણની ભાંડે છે એ ખબર છે?'

'ભાંડવા દે, નટવર! ભાંડનો ધંધો જ ભવાઇ કરવાનો! જીભ અને જનોઇના જોર સિવાય બ્રાહ્મણત્વમાં બીજું રહ્યું છે શું?'

'નિઃશ્વાસ નાંખ માં. સ્ટેશને સ્ટેશને બ્રાહ્મણીઆ પાણી વેચાય છે ને ચકલે ચકલે બ્રાહ્મણીઆ વીશીઓ મંડાય છે, ત્યાં સુધી સાક્ષાત્ બ્રહ્માથી પણ બ્રાહ્મણત્વ છીનવી શકાશે નહિ!'

'એ બધા બ્રહ્મકુમારો હશે, નહિ?'

'કોઇએ કહ્યું છે કેઃ

ભમૂમૂમ કરે પણ ભમરો નહિ!
ને કોટે જનોઇ પણ બ્રાહ્મણ નહિ!

એનો સાચો અર્થ શો?

'એ જ કે છપ્પનીઆમાંથી ઉપાડી આણેલા છોકરાઓના રૂપાન્તરે બ્રાહ્મણીઆ વીશીઓમાં બની બેઠેલા રસોઇઆઓ! નટવર, કળિયુગનાં લક્ષણ અહીં જ જોવાય છે. રાજકીય ક્ષેત્રમાં ઘુમનાર કોઇ સ્ત્રીજાતપર સરકાર કદાચ કરડી નજર કરે તો સમાજ ખળભળી ઉઠે; અને સ્ત્રીજાતની લાજ લૂંટાય—કાગડા જેવા સાધુડાઓના હાથમાં દહીંથરા જેવી બાળકીઓ લૂંટાય, તે સામે સમાજ આંગળી પણ ન ચીંધી શકે! આનો કંઈ ઉપાય?'

'સ્થાનિક પત્રોમાં જાહેરાત છપાવીએ અને ઉપાય પૂછીએ!'

વાટાઘાટને અંતે કોઈ અગમ્ય સ્થળેથી ખડખડાટ હાસ્ય થતું સંભળાયું અને મંદમંદ વહેતા વાયુની લહરી સાથે એ અવાજ ભળી ગયો. જોધમલ ચોંકયો ને બોલ્યોઃ 'એ જ એ પરિચિત અવાજ! નટવર, તું જા, એ સાધુજન આટલામાં જ હશે. શોધી કાઢ ને અત્યારે જ એ મહાપુરૂષને મારે ત્યાં તેડી લાવ.'

૩

# રામલીલા !

નટવર સાધુની શોધમાં પડ્યો અને જોધમલ સીધો ઘર તરફ વળ્યો. તે વખતે રાત પડી ગઈ હતી અને તે જે લતામાં રહેતો હતો ત્યાંનું જગત્ જોયું હતું.

જોધમલને કકડીને ભૂખ લાગી'તી, તેથી જમાતના ને સડતા સમાજના સર્વ વિચારોને જતા કરી, ક્યારે ઘરભેળો થાઉં ને નાસ્તો કરી લઉં, એ જ વિચારમાં તેનું મગજ રોકાયલું હતું. વિચારમાં રસ્તો જણાયો નહિ. તે ઘરને આંગણે આવી પહોંચ્યો. બારણું બંધ હતું. ધકેલ્યું. અંદરનો આગળો વસાયલો લાગ્યો. રામુ–તેનો નોકર સુઈ ગયો હશે એમ સમજી તેણે બહારની સાંકળ ખખડાવી. ઉત્તર ન મળ્યો. જોધમલ જરા થંભ્યો તો અંદરથી ગાયન ગવાતું સાંભળ્યું:—

'છાંટો છાંટોને છબીલી ! અત્તર બાટલી રે :'

જોધમલ ચમક્યો. કકડીને લાગેલી ભૂખ પણ ભૂલ્યો. વળી પાછું તેણે સાંભળ્યું:—

'રાખો રાખોને રસિલા ! રહી છે આટલી રે.'

એ સ્વર પ્રથમના સ્વરથી જુદો હતો. પહેલા ચરણમાં 'છબીલી' અને બીજા ચરણમાં 'રસિલા' શબ્દો સ્પષ્ટ સંભળાયા. સાંભળ્યા

અને તેની વિકરાળ આંખો ફાટી. જોધમલનું આખું કલેવર છબી પડાવવા જેવું સ્થિર થઈ ગયું. તરત જ તેણે બૂમ પાડીઃ 'રામુ!' અને અંધબારણે ભજવાતી રામલીલામાં 'રામુ' ના નામની પહેલી પોક–તોપથી ભંગાણ પડયું.

એ જ લતામાં લખમી નામની એક મરાઠણ રહેતી. તે રાંડેલી હતી. કપડાં–લત્તાં સીવીને પેટિયું કાઢતી. તે જોધમલને ત્યાં એઠવાડ કાઢવા વગેરેનું કામ કરતી. એની સાથે રામુને કાંઇક પાણી મળેલું હતું. આજ શિવાલયમાંથી જોધમલને પાછા ફરવાની વેળા વટી ગઈ હતી, તેથી તેણે એમ માનેલું કે શેઠ અનારકલિનો જલસો જોવા ગયા હશે. આ તક સાધી તેણે શેઠના ઘરમાં લખમી સાથે જલસો જમાવ્યો હતો.

બહારથી પહાડી સાદ પડયો, તે લખમીએ સાંભળ્યો અને દાઝતી હોય તેમ તે પલંગ પરથી ઉછળીને 'સાંભળતો નથી, કોઇ બોલાવે છે?' કહી રામુને ચેતાવ્યો.

'બારે દહાડા બીકણ રહી. બેસ કોઈ નથી બોલાવતું–' કહીને રામુએ પોતાના હેતના કટકાની હડપચી જરા ઊંચી કરી અને જેવો ચુંબન લેવા જાય છે ત્યાં તો બારણાનું કડુ જોરથી ઠોકાયું. બન્નેની આંખો તે તરફ ખેંચાઈ અને એમની છાતીના ધબકારા વધવા લાગ્યા. મ્હોંની વાચા બંધ થઈ. બન્નેએ એકબીજાના સામું જોયું; છતાં રામુ છેક હડી જાય તેવો નહોતો. તેણે લખમીને દિલાસો દીધોઃ 'કુછ નહિ, મેરી જાન! વો તો કોઈ માગનેવાલી હોગી, માનો કભી ખુદ શેઠ બી હોય તો બી કુછ પરવા નહિ. હમ તુમકો છોડનેવાલા નહિ. આજકી માઝમ રાત......'

'અલ્યા રામુ–' જોધમલ જોરથી બોલ્યો.

'મુઈ તારી માઝમ રાત! છોડી દે મને.' કહી લખમી પલંગમાં સફાળી બેઠી થઈ ગઈ.

રામુએ શેઠનો સ્વર ઓળખ્યો. તે હેબતાઇ ગયો. તેણે રહ્યુંસહ્યું સઘળું બળ એકઠું કરીને લખમીને કહ્યું: 'થાય તે ખરું,

વ્હાલી ! હવે તું સિંહણ થા. ગભરાતી નહિ. જો, શેઠ કંઈ ભૂલી ગયા હશે તે લેવા આવ્યા હશે. પાછા જલસામાં જશે. તું પલંગ નીચે છુપાઇ જા. હું બારણું ઉઘાડી આવું છું.'

'બાપ રે ! મને તો બીક લાગે છે.'

'ચુપ !' નાકને ટેરવે આંગળી અડકાડી રામુ બોલ્યો: 'જો, મારો જીવ તારા હાથમાં છે. તું ડરી ગઇ તો તારો આ પ્યારો મરી ગયો સમજજે. ચાલ જલદી કર; સંતાઈ જા.'

'અરે રામુ !' જોધમલ હવે ખુબ ચીડાયો હતો.

'જી' કહીને રામુ સાંકળ ઉઘાડવા ગયો અને અત્યાર સુધી પલંગપર પોઢેલી લખમી હવે પલંગ નીચે ભરાઈ ગઈ. ત્યાં ટ્રંકો અને પેટી વગેરે સામાન પડયો હતો, તેને આડો રાખી એની પછવાડે સંતાઈ ગઈ. રામુએ સાંકળ ઉઘાડી.

જોધમલે ઘરમાં પગ મૂકતાં જ કરડાકીથી પૂછયું: 'બહાર ક્યારનો હું તપતો હતો ! સાંભળતો નહોતો ? શું કરતો'તો ?' ઉત્તરની રાહ જોયા સિવાય જ તેણે નાસ્તો માગ્યો. ગરીબ ગાય જેવા રામુએ વીલે વદને નાસ્તો લાવી રજુ કર્યો. તે થોડોક લીધો અને પાન બનાવતાં બનાવતાં જોધમલે પૂછયું: 'તું કોની સાથે ગાયન લલકારતો હતો ?'

'જી, ઊંઘ નહોતી આવતી, તેથી પથારીમાં પડયો પડયો ફાવે તેમ ફેંકતો'તો.'

'ઊંઘ નહોતી આવતી તો મારી બૂમ કેમ નહિ સાંભળી ?'

'ગાયનની લિજ્જતથી આપસાહેબ ક્યાં અજાણ્યા છો ? બાકી આપની બૂમ સાંભળી કે તરત જ બારણું ઉઘાડવા આવ્યો.'

'મને એ વાત ગળે નથી ઉતરતી. લાગે છે કે તુંએ છીનાળીના ચેપીરોગનો ભોગ થઈ પડયો છે !'

રામુ પત્થરના પુતળાવત્ બની ગયો. તે શેઠના મિજાજને જાણતો હતો; બચાવમાં તે કાંઈપણ બોલે તે પહેલાં હાંફતે

હેડે નટવર દાખલ થયો. તેને જોઈ જોધમલે પૂછયું: ' સાધુ મહારાજને તેડી લાવ્યો ? '

' સંતસાધુ તો નર્મદાકાંઠે સાંપડે, મહેરબાન ! જલદી ચાલો. એક જરૂરી કામ છે. '

' પણ છે શું સમજાણુ તો પાડ ! '

' સાધુને શોધવા જતાં પેલી વાણિયાની છોડી સૂરબાળાના ઘર સુધી જઈ પહોંચ્યો તો કમાડને અઢેલીને સૂરબાળા ઉભી હતી. તેની આંખમાં આંસુ હતાં. પૂછતાં માલમ પડયું કે તેની દાદીમા મરવા પડી છે અને તેનો છેલ્લો શ્વાસ છૂટે તે પહેલાં એ બાળા તને મળવા ઝંખે છે. '

જોધમલ ઉઠયો. તે હવે વિશેષ સાંભળી શકે તેમ નહોતું. ' પાસે પૈસા હોય તો ઠીક ' એમ વિચારી તેણે પલંગ નીચેથી ટ્રંક બહાર કાઢયો. ત્યાં રાતો સાલ્લો નજરે પડયો. તે જોઈ તેનો મિજાજ ગયો. ' સાચું કહી દે હરામખોર, મારા ઘરમાં કોઈ ઓરત તો છે નહિ અને અહીં સાલ્લો કેવો ?

રામુ ગભરાયો, જીભ ટૂંકી પડી. તેણે ત–તપ–પ કર્યું. ચકોર નટવર બધો મામલો સમજી ગયો અને તેની ટેવ પ્રમાણે વ્યંગમાં બોલ્યો: ' ચાલ છોડને યાર ! એ તો ધોતર હશે ! પણ પેલા પાખંડીઓ સામેના જુદ્ધમાં રાતાં થએલાં તારાં લોચન રાતું રાતું જોતાં હશે ! કહેવાય છે ને કે ચશ્માનો કાચ તેવું કલેવર ! '

જોધમલની આંખો સાલ્લાપર સ્થિર ચોંટી હતી. તેણે સાલ્લામાં વીંટાયલા હાથપગ દીઠા અને નટવર સામે જોઈ માર્મિક પ્રશ્ન પૂછયો: ' સાલ્લા જેવી ચીજને હાથપગ પણ ઉગતા હશે, નહિ ? '

' લે, હવે કચકચ જવા દે. એ તો તારો ભ્રમ છે. પૈસાથી કોઈ ખાલી થઈ જાય ત્યારે લોક એમ નથી કહેતા કે ફલાણાના ઘરમાંથી લક્ષ્મીએ પગ કર્યાં ? ટંકશાળના જડબીબાંને જો પગ થાય તો સાલ્લામાં ઢંકાયલી લખમીને હાથ ને પગ બન્ને ઉગેલા હોય તેમાં તું નવાઈ શાનો પામે છે ? '

નટવરના બોલવામાં જેટલું ધ્યાન જોધમલનું રોકાયલું હતું, તેથી વિશેષ થોડાક પૈસા સાથે લઇને સૂરજબાળાને ત્યાં જવામાં હતું. તેણે જોયું તો તેની થેલીમાં છૂટા રૂપિયા ન હતા; નોટો ઠેકાણે મૂકાયલી હતી. તે દાઢીએ હાથ દઇ વિચાર કરવા લાગ્યો. કાંઇક યાદ આવ્યું. પેટીમાંથી ડબ્બી કાઢી ઉઘાડીને અંદર નંગવાળી વીંટી હતી તે લઇ ખિસ્સામાં મૂકી અને બોલ્યો: “ ચાલ, નટવર ! મોડું થાય છે અને રામુ ! આજથી તારો હિસાબ પણ ચોક્ખો થાય છે. કોઇ બીજો શેઠ શોધી લે. મારે તારૂં કામ નથી. ’

મારવાડણ જેવો લાંબો ઘુંઘટો કાઢી, લખમી કાળનો કોળિયો થતાં બચવા તરત બહાર નીકળી ગઇ અને ખીસિયાણો પડેલો રામુ પણ ગયો. ઘરને તાળું મારી જોધમલ અને નટવર સૂરજબાળાના ઘર તરફ જવા નીકળ્યા.

જોધમલ ચાલતો હતો, પણ તેના પ્રત્યેક પગલે રામુની રામલીલાના અને એ રીતે સમાજમાં સર્વત્ર પ્રસરી રહેલા ચેપીરોગના તરંગો તેને આવતા હતા. તે બોલ્યો: ‘ નટવર ! મારૂં મકાન આજ અપવિત્ર થયું. ’

નટવર આ સાંભળી હસ્યો:

‘ તું હસે છે ? મારે રામુ જેવા હરામી નોકરનું હવે કામ નથી. મારો ચાકર તો દેવ જેવો હોય ! ’

‘ દેવોના દેવ ઇંદ્ર જેવા તારા નોકરને તું ઇચ્છે તોય કોણ ના કહે છે ? પણ પરીક્ષા બરાબર કરજે: કેમ કે ઇંદ્રે પણ ઇંદ્રિયોપરનો કાબુ ગુમાવ્યો હતો ને અહલ્યાની શલ્યા થઇ ગઇ હતી. ભલા માણસ ! આપણા સમાજમાંથી દેવ જેવા નોકર શોધવા એ તો સાવ હવાઇ કિલ્લા છે ! ’

‘ એટલે તું કહેવા શું માગે છે ? ’

‘ હું એમ કહેવા માગું છું, કે હિંદુસ્તાન આખોય દેવોનો દેશ છે અને “ વસુધૈવ કુટુંબકમ્ ” તેની વિશાળ ભાવના છે. એકત્રીસ

કરોડની વસ્તીમાં ‘ તેત્રીસ કોટિ ’ દેવો વિરાજમાન છે. બોલ, તારો રામુ તેત્રીસ કોટિમાંનો એક દેવ ખરો કે નહિ ? તેં એને અમથી રજા આપી. ’

‘ તું ટીંખળ જવા દે. મારૂં મગજ ભમી જાય છે. ’

‘ તો મગજની પાસે વસેલા બ્રહ્માને પૂછી જો કે તેણેય તેની દીકરી સરસ્વતી સાથે કેવી રામલીલા માંડી હતી ? ’

‘ તું આજે દેવોપર તૂટી પડ્યો લાગે છે ! ’

‘ અને તું દુનિયાના દેવોપર ! આ તે શી લત લાગી છે ? આખો દિવસ સમાજ, સમાજ ને સમાજ ! એની એક દિલે કેટકેટલી દાઝ ધરીશ ? સારા સમાજમાં સડો પેઠો હોય તેનો ચેપ તારે ત્યાંય લાગે. જૂની આંખે નવા તમાસા જોયા કર; નહિ તો તારૂં લઠ્ઠ જેવું શરીર પાતળું પુણી જેવું બની જશે. ’

વાત વધારે ન ચાલી. સૂરબાળાવાળી વૈષ્ણવગલી સુધી તેઓ જઇ પહોંચ્યા હતા અને આંગણા આગળ અર્ધખુલ્લાં બારણાને અઢેલીને પાલવમાં આંસુ ઝીલતી સૂરબાલા ઉભી હતી.

૪

## અનાથ બાળા

ગામડાને ચોરે હુક્કો ગગડાવતા કેટલાક ગ્રામ્યબંધુઓ બેઠા હોય, ત્યારે કોઈકોઈ વાર તેમને થએલા શહેરના કડુ અનુભવોની વાતો થાય છે. કોઈ એમ કહેશે કે 'શહેરી લોક તો સાવ બેદરકાર! કોઈનું ઘર પૂછીએ તોય તે ન બતાવે!' પણ આ તેમનો અધુરો અનુભવ છે. શહેરમાં તો સૌ સૌના કામમાં! કોઈને કોઈની પડી ન હોય! પ્રસંગ ન પડયો હોય તો પાસેના પડોસીને પણ તે ન પિછાને. તે ક્યાંનો વતની છે એ પણ એ ન જાણે! સૂરબાળાના કુટુંબની કથા પણ આવી જ હતી. તે વૈષ્ણવગલીમા રહેતી. ત્યાં 'પતિતપાવન' પૂર્ણપુરૂષોત્તમજીનું મંદિર હતું. તે મંદિરને વૈષ્ણવો ગોસ્વામીની હવેલી કહેતા. એ હવેલીના જ અંગની એક બેઠા ઘાટની નાનકડી ઓરડી તે સૂરબાલાનું ઘર.

ભરજુવાનીના રંડાપા પછી દુઃખે ને આયુષ્યે ઘરડી બનેલી બાઈ અને એક બાળા એમ બે જણ ત્યાં રહેતાં. બાળાનું વિશ્રામસ્થાન કહો કે તેને એકનો એક જીવનઆધાર ગણો તે એ વૃદ્ધ બાઈ જ હતી. તે બાળાનું નામ સૂરબાળા હતું.

આજ તેનો આધારસ્થંભ તૂટી પડવાની તૈયારીમાં છે. અર્ધખુલ્લાં બારણાંને અઢેલીને સૂરબાળા ઉભી ઉભી વિચારતી હતી: 'તૂટીની બુટી હશે?'

એવામાં નટવર સાથે જોધમલને આવતો જોઇ ભગ્નાશ સૂરબાલાને જરા નિરાંત થઇ. આંખોની પાંખો એક થઇ. સૂરબાલાને હિમ્મત આવી; છતાં ત્રણમાંથી કોઇ કંઇ બોલી શક્યું નહિ. સૌ ઘરમાં ગયાં.

તે વખતે બિમાર વૃદ્ધ બાઇ જરા જંપી હતી. આજ અઠવાડિયાના લાગલાગટ ઉજાગરા પછી એનાં પોપચાં મિચાયાં હતાં. તેની ઉંઘમાં ખલેલ ન પહોંચે તે રીતે ધીમા શ્વાસે જોધમલે સૂરબાલાને આશ્વાસનના બે શબ્દો કહ્યા અને એમ દિલાસા ને દર્દભરી ઘોર અંધારી રાત ધીમે પગલે પસાર થવા માંડી.

નટવર ને જોધમલની આંખોમાં નિદ્રાને આજ સ્થાન ન હતું. ઘણું ઘણું સમજાવીને સુરબાલાને આરામ લેતી કરી અને બન્ને જણ, જીવનના રખવાળ જેવા બિમાર ડોશીની પથારી પાસે સ્વસ્થતાથી બેઠા.

જોધમલ અત્યારે સૂરબાલાની ઓરડીમાં હતો. અને ૧૨+૧૨ ગજની સમચોરસ માપની આ ઓરડીની ચાર દિવાલો વચ્ચે તે સ્મશાન વૈરાગ્ય જેવા કોઇ મનોરાજ્યમાં મહાલતો હતો: તે સાથે 'સૂરબાલા કોણ હશે? ડોશીનો જીવનદીપ હોલવાયા પછી તેની શી વલે? પુરૂષ વગરના ઘરમાં મારૂં કવખતનું આગમન કેવું ગણાય?' વગેરે વિચારમાળાના મણકાઓ તે ફરવતો અને તેની નજર ઓરડીમાં સુવ્યવસ્થિત ગોઠવાયલા ગરીબના રાચરચીલા તરફ ફરી. એ ગરીબ ઘરની સ્વચ્છતા અને સુઘડતા તથા તેમાંથી ઉત્પન્ન થતા ગૌરવશીલ ભાવનો જેમજેમ તેને અનુભવ થતો ગયો તેમ તેમ સૂરબાળા માટે કોઇ અનનુભૂત લાગણી ઉદ્દભવવા લાગી.

બે નળીઆંની બનાવેલી દીવીપર કોડિયામાં પૂરેલા દીવેલનો ઝાંખો દીવો બળ્યા કરતો. તેના ફિક્કા તેજમાં કાગળનાં છાબિયાં ને ટોપલા–ટોપલીઓ; રંગબેરંગી કાગળના ફુલની બનાવેલી માળાઓ,

ગામડી છતાં નૈસર્ગિક કળાથી ઘડેલો કચરાનો કોઠલો અથવા ભંડારિયું, રેંટિયો અને મોજાં સીવવાનો સંચો, તાંબાપિત્તળનાં ગણતર વાસણોપરનો ચળકાટઃ એ બધું જોધમલ જોતો રહ્યો અને નટવરનાં નસ્કોરાં બોલવા લાગ્યાં. તેને જગાડવા બિમાર બાઇની પથારી પાસે પડેલી તમાકુની ડબી લેવા તે ઉઠયો, પણ તે પ્રયોગ ત્યાંજ અટક્યો: વૃદ્ધ બાઇ જાગી ઉઠી. તેનામાં સન્નિપાતનો ચાળો જણાયો. ગડબડાટમાં નટવર ને સૂરબાલા બન્ને જાગી ગયાં. તેઓ સફાળાં ઉઠયાં. જોધમલે સાંત્વપણે સૌને ધીરજ આપી.

વૃદ્ધ બાઇની એ સ્થિતિ સવારના સાત વાગતા સુધી રહી. પછી વળી તે જરા જંપી. 'જંપી' એમ શા માટે? શિથિલ થએલાં ગાત્રોથી તે પથારીમાં પડી રહી.

સૂર્યોદય થવાથી રાત્રિનો ભયંકર અંધકાર ઓસરી ગયો હતો. તે જ વખતે કોડિયામાંના દીવામાંથી મોગરો ખર્યો. સૌએ જોયું કે હવે ડોશીનાય જીવનનો મોગરો ખરવાને ઝાઝીવાર ન હતી. તેને શ્વાસ ઉપડયો હતો અને ગળામાંથી ઘરઘર અવાજ નીકળતો હતો. જોધમલે નટવરને ચેતાવ્યો. સાથે આણેલી વીંટી તેને આપી અને કોઇને ત્યાં કામચલાઉ ગીરો મૂકી તેનાપર થોડાક રૂપિયા લાવવા સૂચવ્યું.

નટવરે રસ્તો લીધો. ઘરમાં ડોશી, સૂરબાલા ને જોધમલ ત્રણ જણ રહ્યાં. સૂરબાલાની સામે નજર કરી તો તેની આંસુભીની આંખો અને દયામણું મ્હોં જોઇ જોધમલનું હૈયું ભરાઇ આવ્યું.

'માજી!' સૂરબાલાએ દર્દીના ઉશીકા પાસે બેસીને કહ્યું: 'તમે કહેતાં'તાં તે આવ્યા છે.'

ડોશીનાં બીડાયલાં પોપચાં જરા ઉઘડયાં. જોધમલે જોયું કે તેની આંખો છેલ્લી ઘડીની આગાહી સૂચવી રહી હતી.

'કે...ઇ...છે...તે?' લથડતે અવાજે ડોશી બોલી.

'પાસે જ છું, માજી!' કહી જોધમલ પથારી આગળ આવ્યો અને ડોશીના અંતિમ શબ્દો સાંભળવા એકતાર થયો.

'બાપુ, સાધુની જમાતે મારે માટે શી પ્રસાદી દીધી?' સૂરબાલા અને જોધમલની આંખો એક થઇ. ઝગડાથી અજ્ઞાત ડોશી માટે, સમય-સૂચકતા સાધી જોધમલ બોલ્યો: 'પ્રસાદીમાં મને જ અહીં મોકલ્યો છે. જે જોઇએ તે માગો. કશી વાતની ફીકર ન કરશો.'

'ફીકરના નર્યા ફીકા ભરી ગયાં છીએ. બાપુ! અમીર હતાં, ફકીર થઇ ગયાં' કહેતાં ડોશીનું હૈયું ભરાઇ આવ્યું. તેનો કંઠ રૂંધાયો. તે રડી પડી પણ આંખનાં આંસુએ સૂકાઇ ગયાં હતાં.

'રડો ના. માજી, તમારે તો સૂરબાળાને દિલાસો દેવો જોઇએ.' કહી જોધમલે સૂરબાલા સામું જોયું. તેની આંખમાંથી શ્રાવણ–ભાદરવો વરસતો હતો.

'ભાઇ. સૂરબાળાનો બેલી કોણ? એનું કોઇ નથી!'

'જેનું કોઇ નથી તેનો ભગવાન છે. માજી, માયા માત્ર ભૂલી જાઓ. ભગવાનનું નામ લ્યો ને સૂરબાળાને ભગવાનના ભરોસાપર છોડો.'

'અરે રે! ભગવાન, જેવું કોઇ પ્રાણી હશે ખરૂં? હોય તો તેને ત્યાં ન્યાય દેવતા...હાય! દૈવ રૂઠયો છે ત્યાં સૂરબાળાને હું કોને ભરોસે છોડું?'

'મારે.'

'ઓ મારા ભાઈ જોધમલ–' કહીને સૂરબાલા વ્હાલસોયા કોઇ પિતાની લાડકી કન્યા પેઠે તેની કોટે વળગી પડી. જોધમલે ભીની આંખે તેને છૂટી કરી. આ દૃશ્ય ડોસીનાં હંમેશ માટે મિચાતાં લોચને જોયું. જોધમલને આશિર્વાદ દીધો અને તેની આંખ ફરી. શ્વાસ ધીમો પડયો. નાડી બંધ પડી ગઇ.

ચોકો થયો. ઘીનો દીવો થયો. રામનું નામ ઉચ્ચારાયું. દરમ્યાન ડોશીના દેહપિંજરમાંથી પ્રાણપંખેરૂં કયાં અને કયારે ઉડી ગયું તે માલમ ન પડયું. હવે ડોશી ન હતી, ડોશીનું મડદું હતું.

આખા ઘરમાં સ્મશાનશાંતિ પથરાઇ રહી. ફક્ત મહોલ્લાનાં કુતરાંના રડવાનો અવાજ આવતો હતો. થોડી વાર સુધી બન્ને અવાક્

એઠાં. પછી **જોધમલને નટવર** યાદ આવ્યો. 'હજુ તે કેમ નહિ આવ્યો ?' તેણે **સૂરબાલા** સામું જોયું અને તે ચમકયો ! **સૂરબાલાની** આંખમાં કાંઇક વિકૃતભાવનાં દર્શન થતાં તેણે જીજ્ઞાસુવૃત્તિથી પૂછ્યુંઃ 'તારાં નયનમાં ન માલુમ હું શું જોઉં છું, સૂરબાળા ! કહે મનેઃ મારે વાસ્તે તારૂં દિલ શંકાશીલ છે ?'

'શંકા ? ભલા પુરૂષ ! એક પરગજુ ગૃહસ્થ સામે શંકા ?' **સૂરબાળાનાં** પોપચાં નીચે ઢળ્યાં. તે વિચારમાં પડી. વળી **જોધમલ** સામે જોયું અને બોલીઃ 'એવી શંકા જ કેમ થઇ ? અરે નસીબ ! નહિ, નસીબનો કશો જ દોષ નથી. હું જ નઠારાં પગલાંની છું !'

'તું અમથી અકળામણ કરે છે ! લોક નજરે લાગ્યું તેવું તને પૂછ્યું. હવે નહિ પૂછું, પછી !'

'પૂછો, બાપુ ! થાકી જાઓ ત્યાં સુધી પૂછ્યા કરો. મને તેનું કાંઇ નથી.'

'ત્યારે મારી સામે તું મીટ માંડી જોઈ રહી હતી, એ ખોટું ?'

'નહિ **જોધમલ** ! જોઇ રહી'તી તે સ્વાભાવિક હતું અને તેનું કારણ તારા દિલની દાનાઇ !' **સૂરબાલા** હવે તુંકારપર ચઢી.

'ન સમજ્યો. જરાક વધારે સ્પષ્ટ......'

'નહિ અમારી લગવગ, નહિ પ્રતિષ્ઠા, પાસે નહિ પૈસો, તમારે નહિ સ્વાર્થ; છતાં તમારા જેવો એક **સજ્જન** ગરીબને આંગણે આવી સાથ દે ! તે જોઈ મારૂં હૈયું હર્ષથી ભરાઈ આવ્યું. **ભગવાન** કેવો દયાળુ છે, એનો મને વિચાર થયો અને મારી નજર તારાપર અનાયાસે ઠરી રહી.'

**જોધમલ** ચુપ રહ્યો. **સૂરબાલા** બોલતી જ હતીઃ 'તારી ભલાઇથી, ભાઈ ! હવે મારી જાત મને ભલી લાગે છે. તારા સૌન્દર્યની, સદ્દભાવ ને શુચિતાની હું માનસિક પૂજા કરૂં છું. બાકી ઉકરડે ઉશેટાયલો આ દેહ, પાસે પડેલા આ મડદા કરતાં.........'

'એમ ન બોલ બ્હેન! કમળ કાદવમાં ઉગે છે ને રત્ન ઉકરડામાંથી નીકળે છે. તું કમલિની છે, કુંવાડિયો નથી. ચિંથરે વિંટળાયલું રત્ન છે, પત્થર નથી.'

'તમારૂં ઋણ હું કેમ વાળીશ?' સૂરબાલાએ માનવાચક શબ્દ વાપર્યો.

'ઋણ? એની કિંમત તો મને ડોશીના આશિર્વાદથી મળી ગઇ.'

'અને આશિર્વાદ જેટલી જ પ્રાર્થનાની કિંમત નથી શું? એક પ્રાર્થના કરૂં?'

'મારે મોઢે ડૂચો મારનાર એક તું મળી! આજે જ અનુભવ થયો કે......નહિ બોલું. બ્હેન! તું એ ન પૂછે તો?' જોધમલે જવાબ વાળ્યો.

'કેમ વારૂ? થાકતાં સુધી પૂછવાની. જો, તું ખર્ચ આપશે. પૈસા આપશે. તરછોડાયલા જીવનનો નિર્વાહ ચાલે એવી સગવડ કરી આપશે. એથી કાંઇ વિશેષ?'

'જોધમલ નિરૂત્તર રહ્યો. અને સૂરબાલા બોલવામાં મસ્ત બની હતીઃ 'હું એકલી પડીશ ત્યારે સોરી મરવાની ભાઈ! તને દેખીને ઋષિએ પાળેલી હરણી પેઠે મારૂં મન કેવું નાચે કુદે છે. એકલી હોઉં છું ત્યારે બાળક બની જાઉં છું. આપણે સાથે હોઇશું. તું સાથ દે તો એક વીરો ને બીજી વીરાંગના!'

જોધમલ વસ્તુસ્થિતિ સમજી ગયો. સૂરબાળાના લલાટપર મોતીના દાણા જેવાં બાઝેલાં બે શ્વેતબિંદુને આંગળીવડે લુછી નાંખતો તે બોલ્યોઃ 'ભલે, બ્હેન! ભગવાને મારા જીવતરમાં એક વાતની ઉણપ રાખી હતી. તું મારી—મારા જીવનના સુક્કા રણની—અમૃતવેલ જેવી આજથી મીઠ્ઠી વીરડી!'

આમ 'ભાઈ–ભગિની' ઉલ્લાસનાં મોજાં અનુભવતાં હતાં, ત્યાં જ તે ભાવભરતીનો ઓટ થયો.

'સલામ સાહેબ!' એક ભૈયાજી અને ગુમાસ્તા સાથે નટવર ઘરમાં પ્રવેશ કરતાં જ બોલ્યો.

'યેહી આદમી?' ભૈયાએ નટવરને, જોધમલ તરફ આંગળી કરીને પૂછ્યું અને નટવરે મૂંગો હકાર ભણ્યો.

'પકડો છરકુ!' ગુમાસ્તો બોલ્યો. જોધમલને કબજે કરવા ભૈયો આગળ વધ્યો.

'ખબરદાર! જો એક ડગલું પણ આગળ વધ્યો તો ભૂ પીતો થઇ જઇશ.' ભૈયો ત્યાં જ અટક્યો. જોધમલે પૂછ્યું: 'શો મામલો છે?' નટવર હસ્યો. જોધમલનો અર્ધો ગુસ્સો ઓગળી ગયો. તેણે ગુમાસ્તા સામે ફરીને પૂછ્યું: 'કોને પકડવા આવ્યા છો? શા માટે?'

'શેઠનો હુકમ છે!' જોધમલને જોઈ થથરતે અવાજે ગુમાસ્તો બોલ્યો.

'કોનો હુકમ છે તે હું નથી પૂછતો: પકડવાનું કારણ પૂછું છું. જોતો નથી કે ઘરમાં મરણ થયું છે ને ખાલી ફંગોફિસાદ કરવાનો આ સમય નથી.'

'અબે, ચલ રે બનિયા! સરકારકા મેહમાન હોનેકા હય!' કહીને ભૈયાએ દમ દેવા માંડ્યો અને જેવો તે જોધમલનું કાંડું પકડવા જતો હતો તેવો જ જોધમલ ઉછળ્યો અને તેની છાતીમાં એક એવો ઠોંસો લગાવી દીધો કે ભૈયો દસ ફુટ દૂર જઇને પડ્યો. સૂરબાલા આ જોઈ ગભરાઈ. તેણે જોધમલને વાર્યો. ને ગુમાસ્તા તરફ ફરીને તે દીનવદને બોલી: 'ક્યાંથી આવો છો, ભાઈ! જોધમલે તમારો શો ગુન્હો કર્યો છે?'

નટવર વચ્ચે પડ્યો. તેણે સૂરબાલાને આઘી ખસેડી અને કહ્યું: 'બ્હેન! તું તારે બેસ. મલ્લકુસ્તીમાં તારૂં કામ નહિ! શિયાળાનો સાલમપાક પચાવવા સારૂ ભૈયાને તો હવે ઉતરતી વસંતે આદમપાક જ

જોઇએ અને તેનો સ્વાદ જોધમલ જ આબાદ ચખાડી શકશે.’ જોધમલ તરફ ફરીને તેણે કહ્યું: “ભાઈ, હકીકત એવી બની કે આ ગુમાસ્તાના શેઠને ત્યાં હું વીંટી ઉપર રૂપિયા લેવા ગયો. ત્યાં તો કોથળામાંથી બિલાડું છૂટયું! નંગપારખુ શેઠે નાકે ચશ્મા ચડાવીને કહ્યું કે: ‘સંસારની ખોટી માયા જેવી આ વીંટી પણ ખોટી છે અને તું ધુતવા આવ્યો છે!’ મેં ઘણું કહ્યું, સમજણ પાડી કે: મારો મિત્ર ખોટો નથી અને ખોટી વસ્તુ સાથે તે સંબંધ ધરાવે પણ નહિ! પણ શેઠે માન્યું નહીં. વિચાર કરતાં મને પણ એમ જ લાગ્યું કે પ્રભાતના પહોરમાં કસરત ઠીક જામશે! ગુમાસ્તો તને તેડવા આવ્યો છે. કસરત તો પતી ગઈ. હવે તું ઠંડો થા અને જા. આપણે ઠગ નથી એની ખાતરી કરી આપો, શેઠના રંગ ઠેકાણે લાવ. તારા આવતાં સુધી અમે બન્ને બેઠાં છીએ. દરમ્યાન વાંસ, મુંજ, વગેરે લઈને તાબડતોબ આવવાનું હું મિત્રોને કહેતો આવ્યો છું એટલે તેઓ પણ આવી પહોંચશે.

ઉભા થએલા અણધાર્યા સંજોગને આધીન થઈ જોધમલ ચાલ્યો. પસ્તાવાથી પોટલું થઈ ગએલો ભેયો અને ગુમાસ્તો તેની સાથે સાથે ચાલ્યા. સૂરબાલાની નજર પણ પહોંચી શકે ત્યાં સુધી તેના તરફ જોતી રહી. તે સૂનમૂન બેસી નિસાસા નાખવા લાગી: ‘કમનસિબ જીવ! એક તારે જ વાસ્તે વિધિનાં આવાં ક્રૂર નખરાં! દૈવને ત્યાં જેટલાં દુઃખો એકઠાં થયાં હશે તે શું તારા જ જીવનમાં ભરવા માટે?’

સૂરબાલાનામાં હવે આવી અણધારી આફતોને સહન કરવા જેટલું સામર્થ્ય રહ્યું નહોતું. ઉજ્જવલ આશાની એકાદ ઝીણી સુરેખ થોડીવાર પહેલાં દોરાયા પછી તરત જ વિઘ્નોના ઘેરાયલા વાદળના ભારથી દબાયલી બાળાનું કમળહૃદય જાણે ભાંગી પડયું હતું. તે રડતી, પણ તેની આંખમાં આંસુ નહોતાં. તે અચેતન પુતળી માફક કોઈ નિર્જીવ પત્થરપ્રતિમા પેઠે મૃતદેહના પગ પાસે ઢળી પડી.

૫

## સ્નેહલક્ષ્મીને ત્યાં:

સૂરજબાલાને દયામણી દશામાં મૂકી જોધમલને જવું પડ્યું. આગળ મહેતો, પાછળ ભૈયો ને વચ્ચે જોધમલ! જોધમલને જાણે આ વળી નવું પલિત વળગ્યું; પણ સામાની શંકાનું સમાધાન કરવું, પોતે નાગો ઠાંઠ નથી પણ નિર્દોષ છે, એમ સીધી રીતે સમજે તો સમજણ પાડવી, એવા ભલમનસાઈભર્યા ભાવથી તે ગયો અને જેને ત્યાં વીંટી ગીરો મૂકી નટવર રૂપિયા લેવા આવેલો, તે પેઢીએ લઈ જઈ મહેતાએ મોટા મુનિમ સમક્ષ તેને ખડો કર્યો.

એ હવેલીનો માલિક હતો માલેતુજાર જમીનદાર; પણ તે હયાત ન હતો. કાગળિયું ચાલ્યું અને કાળનો તે કોળિયો થયો. તેને પેટ પુત્ર ન હતો. હતી માત્ર પંદરેક વર્ષની વિવાહિત પુત્રી. પુત્રીને 'હિંદુ લૉ' વારસાઈ હક્ક નથી આપવા દેતો; તેથી એ જમીનદારે પોતાની મિલકતનું વસિયતનામું દીકરીને નામે કરી આપવાનું જીવતાંજ ડહાપણ વાપર્યું હતું.

પુત્રીનું નામ સ્નેહલક્ષ્મી. સ્નેહલક્ષ્મીને તેના પિતા તરફથી સ્થાવર-જંગમ મિલ્કત મળવા ઉપરાંત કુળાચાર પ્રમાણે ઇષ્ટસેવા પણ સોંપાઈ હતી. તે અત્યારે સેવામાં બેઠી'તી.

અંબરની અગરબત્તીની સુવાસ સેવાના ખંડમાં થઇને ભવ્ય દિવાનખાનાની આસપાસ ફોરી રહી હતી અને રૂપાની ઘંટડી જેવા સુમધુર સ્વરે સ્નેહલક્ષ્મીના કોકિલ કંઠે ગવાતું નરસિંહ પદ—

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે '

પરોઢિયાના નિર્મળ વાતાવરણને પવિત્ર બનાવી રહ્યું હતું. સેવામાં બેસવાનું એટલે રોજ એને માથાબોળ ન્હાવું પડતું; તેથી ભીના ચોટલાને વા-સુકવણો થવા દેવા સારૂ, કટિપ્રદેશ સુધી પહોંચતા કાળાભમ્મર ને રેશમ જેવા સુંવાળા શિરબાલને તેણે છૂટા મૂક્યા હતા. ઢાકાના મલમલ જેવી બારિક ને મુલાયમ પિરોજી રંગની સાડી તેણે પહેરી હતી અને કંઠમાંની સાચાં મોતીની શ્વેતમાલા, કબજાને કબજે નહિ પડેલા સ્તન સાથે ગેલ કરતી'તી. એ મૃગાક્ષીનાં બરાબર બે લોચન જેવા જ, દેવમૂર્તિની બન્ને બાજુ ઘીના બે દીવાની જ્યોત ઝગી રહી હતી અને તેના શ્વાસોચ્છ્વાસે ફોરતી સ્નેહ-ફોરમ પેઠે દેવસિંહાસને બટમોગરો ને ગુલાબનાં ફૂલ ફોરી રહ્યાં હતાં. નૈવેદ્ય ધરાવવાના મંગલવિધિની ઘંટડી વાગી અને તે જ ક્ષણે દિવાનખાનામાં જોધમલનાં પગલાં પડયાં.

દિવાનખાનાની સંગેમરમર જેવી લીસી દિવાલોમાં બિલોર કાચનાં બારણાવાળા કબાટ જડેલા હતા; તેથી પડખેના ખંડનું પ્રતિબિંબ તેની દેવસેવાના ખંડમાં પડતું.

સ્નેહલક્ષ્મીએ દેવને ધરાવેલું નૈવેદ્ય લીધું અને ભક્તિપુર્વક ઇષ્ટ-દર્શન કરવા જતાં તેની દૃષ્ટિમાં જોધમલનું પ્રતિબિંબ પડયું. કીકીના કેમેરામાં તે આકૃતિ પડી ગઇ. કમળની પાંખડી જેવાં પોપચાં તેણે બીડયાં ને કીકીને ઢાંકી દીધી; પણ મિંચાયલાં લોચનમાંય એ જ

મનોહર મૂર્તિ ! ગૌરવર્ણ કાંતિ, તેજસ્વી લલાટ, સૌન્દર્યપૂર્ણ મુખડું, કદાવર દેહ, કસરતે કસાયલા સર્વાંગસ્નાયુ ! આમ આકસ્મિક રીતે ને અનાયાસે જ ઇષ્ટદેવના ધ્યાનમાં તે શિષ્ટ દેહીનું ધ્યાન ધરાઇ ગયું. તેના શાંત શીતળ ચંદ્રવદનપર આવેશની આછી રેખા દોરાઇ. તેનું પ્રફુલ્લ મન જરા હિલોળે ચઢયું. તેણે નયન ઉઘાડયાં: 'કોણ છે એ ?' એવા કોઈ ઉડતા તરંગથી તણાઇને વળી પેલા બિલોરી બારણા તરફ જોયું અને અકલ્પ્ય લહરીમાં લહેરિયાં લેતી, દિવાનખાના તરફ જોધમલની ફરતી કીકી. પણ એ જ બિલોરી બારણે ઠરી ગઇ. એક જ ક્ષણ; સહજ નિરીક્ષણ; નૈસર્ગિક ભાવ: સ્નેહલક્ષ્મી ને જોધમલ એકમેકને નિરખી રહ્યાં.

પણ એ ક્રિયા હતી એક બીજાનાં લોચનની. જોવું એ ચક્ષુનો ધર્મ. તેમનાથી જોવાઈ જવાયું અને બન્ને પોતપોતાની પ્રવૃતિમાં પડયાં: સ્નેહલક્ષ્મીએ સેવા આટોપી લીધી હતી અને જોધમલ પેઢીમાં ઊભો હતો.

મુખ્ય મુનિમ ઉમ્મરે વૃદ્ધ હતો, છતાં તેની આંખોમાં જુવાનીનો જુસ્સો હતો. એનો તોર વળી ઓર હતો. લોભ ને લુચ્ચાઈ એનાં મુખ્ય લક્ષણ હતાં. એ એના કપાળનું નિરીક્ષણ કરનાર સૌ કોઈ કહી શકે. તેણે જોધમલને આવેલો જોઇ નાકપરનાં ચસ્માને કરચલિયાળા કપાળપર ચડાવ્યા, હાથમાંની કલમને હેઠે મૂકી, કારકુનિયા મેજપરના ચોપડાને કોરેકોર કર્યા અને તકીએ આડો પડી, લથડતી ચામડીથી નબળા લાગતા ટાંટિયાને મેજપર લંબાવી જોધમલને પૂછયું.

'તમારૂં નામ જોધમલ કે ?'

'હા જી.'

'આ વીંટી તમારી છે ?'

'હા જી.' જોધમલે મુનિમના હાથમાંની વીંટી તરફ નજર નાંખીને કહ્યું.

'શું તે ખરી છે?'

'હા જી.' જોધમલે ટૂંકેથી પતાવ્યું. મુનીમ ચીડાયો.

'જેલમાં જવું પડશે, મિસ્તર!' મુનિમે ટટ્ટાર થઈ દમ દીધો.

'શું કરવા?'

'શેત્રંજીઓ વણવા.'

'એ ધંધો મને આવડતો નથી ને શીખવો પણ નથી.'

'અરે, વાહ! મારવાડીવેડા કરીને હરામનો માલ......'

'જરા, વિચારીને બોલો, મહેરબાન!'

'જોયો હવે શાહુકારનો દીકરો! હમણાં પોલિસને હવાલે કરૂં છું. ખોટી વીંટીના રૂપિયા લેવા આવવું ને ફાટયું ફાટયું બોલવું...'

'ખબરદાર! શબ્દો પાછળનું જોખમ જાણો છો? તમે સીધી વાત કરો. વીંટી ખોટી લાગતી હોય તો પાછી લાવો. લાંબીચોડી વાત કરશો તો......'

'તો અલ્યા તું શું કરીશ?'

'તમારી પેઠે પોલિસને બોલાવવાની પંચાતમાં નહિ પડું! તમારી જીભ વિવેક શીખે એવો પ્રત્યક્ષ પદાર્થપાઠ ભણાવીશ' એમ કહી જોધમલે આંખો લાલ કરી.

મુનિમે ન્હાના મહેતાજીને ઈશારો કર્યો. તેણે તેને ઠંડો પાડયો અને બાજુપર લઈ જઈ તેના કાનમાં કંઈ કહ્યું. તે સાંભળીને જોધમલ લાલચોળ થઇ ગયો. 'ચ્હાપાણી? મારી પાસેથી ચ્હાપાણી જોઇએ છે? હવે જ ખબર પડી કે તમે શેઠ નથી, પણ શેઠની ગેરહાજરીમાં માત્ર પેટના જ ગુલામ બનેલા નિમકહરામ નોકર છો!'

'ઉલટો ચોર કોટવાળને દંડે તે આનું નામ! ઠીક છે; ભૈયા! ક્યા દેખતે હો? પકડો ઈસકુ. મહેતાજી, તમે પોલિસને બોલાવો.'

'ખડે રહો.' ભૈયો ત્યાં જ અટક્યો અને મોટા મુનિમ સામે જોવા લાગ્યો. જોધમલે મુનિમને સુણાવ્યું: 'મારે આજ બોહી નથી

રેડવું. એક અનાથ છોકરીની દાદીના મુડદાંને રઝળતું મૂકી, મારે અહીં આવવું પડયું છે. હવે મારે જવું જોઇએ. મને સમજી શકતા હો, મારામાં વિશ્વાસ.........'

'વિશ્વાસ! કોનાપર?'

'કોઈ ઢોર કે ચોરપર નહિ, પણ એક નિર્દોષ વ્યક્તિપર. સમજ્યા સાહેબ! પોલિસ ને કાયદાની વાતોથી મારી આગળ કશો કાયદો નહિ કાઢો.'

મુનિમ કંઈ કહેવા જાય, તે પહેલાં અંદરના ખંડમાંથી અવાજ આવ્યો: 'મહેતાજી, એ વીંટી લાવો અને એને મારી પાસે મોકલો.' એ સત્તાસૂચક સ્વર સ્નેહલક્ષ્મીનો હતો. આજ્ઞા થતાં સ્નેહલક્ષ્મીની સહચરી જસોદા મહેતા પાસેથી તે તકરારી વીંટી લઈ આવી અને સ્નેહલક્ષ્મીના હાથમાં મૂકી. મુનીમ, ભૈયો સૌ પોતપોતાને કામે લાગ્યા અને જોધમલ જસોદા સાથે સ્નેહલક્ષ્મીની પાસે ગયો.

તે વખતે સેવામાંથી ઉઠેલી સ્નેહલક્ષ્મી હિંચકે બેસી ફુલેલ તેલવડે મઘમઘ મ્હેંકતા શિરકેશનો જલેબી ઘાટનો અંબોડો ગુંથી, મહીં મોગરાની કળીઓનો ગજરો પરોવતી હતી અને મેંદીરંગીત પગની પ્હાનીવડે ધીમો ધીમો હિંચકો હાલતો હતો. હિંચકાપર સવારના મેલમાં આવેલી ટપાલ સાથે રોજીંદાં છાપાં પડયાં હતાં. તેણે જોધમલને આવતો જોયો ને ફરી એકવાર એ ભવ્ય અને મનોહર મુખમુદ્રાને તીરછી નજરે તેણે નિહાળી લીધી. જોધમલને પણ પ્રથમ જોયેલા સ્નેહલક્ષ્મીના પ્રતિબિંબની સ્મૃત્તિ તાજી થઈ.

સ્નેહલક્ષ્મીએ ગંભીરભાવે તેને ચટાઇપર બેસવા કહ્યું.

'નહિ જી, હું ઉભો જ રહું છું.' એટલી જ ગંભીરતાથી જોધમલે વિવેક વાપર્યો. બાઇએ જસોદાને ખુરસી લાવવા ઈશારત કરી. તે ખુરશીલાવી ને તે પર બેસવા જણાવ્યું.

જોધમલ ખુરશીપર બેઠો. તેણે સ્નેહલક્ષ્મીની આંખમાં અમી દીઠી અને એની મીઠી દૃષ્ટિએ તેનામાં અનનુભૂત અનુરાગ ઉપજાવ્યો. તે એટલો બધો કે સૂરબાલા ને મરનાર ડોશી વિષે ઉંચો જીવ ન હત તો નિરાંતથી તેની સાથે તે વાતો કર્યા કરત; પણ પરિસ્થિતિ જુદી હતી. તેથી તેણે ટૂંકામાં પતાવવા માંડયુંઃ ' એક નિર્દોષ વ્યક્તિની ઈજ્જતપર હાથ નાખી ને ઉપરથી વળી તમારા નોકરો પોલિસ ને કાયદાનો ડર બતાવે છે. '

' સેવામાંથી ઉઠયા પછી પેઢીમાં તમારા બન્ને વચ્ચે થતી વાત મેં સાંભળી છે. મને મારા માણસનો દોષ નથી દેખાતો. બરાબર વિચાર કરી બારિકાઈથી જુઓ. આ વીંટી તમારી છે ? ને તમારી હોય તો તે ખરી છે ?'

જોધમલે સ્નેહલક્ષ્મીના હાથમાંથી વીંટી લીધી અને અંગૂલિસ્પર્શ થયો. એટલો સ્પર્શ પણ અંતરતારના ઝણઝણાટ માટે ઓછો નહોતો. વીંટી જોઈને તે ચમક્યો. તેના વદનપર વિકૃત રેખા તરવરી ઉઠી. તે ગંભીર થઈ ગયો. સ્નેહલક્ષ્મી તેના વલોવાતા હૃદયને સમજી ગઈ. તે બોલીઃ ' કંઈ નહિ. કદાચ તમારી અજાણમાં કોઈએ બદલી લીધી હશે ! '

' મારૂં જ હૃદય તમે ઉકેલો છો. માનશો બાઈ ! આ વીંટી કેમ બદલાઈ અને કોણે બદલી તે હું હજુય સમજી નથી શક્યો–' કહી તે વીંટી સામુ જોઈ રહ્યો.

' બનવાજોગ છે. ત્યારે હવે શું કરશો ? ખોટી વીંટીના રૂપિયા તમને કોણ આપશે ? વારૂ, હું તમને પૂછું છું કે વીંટીપર રૂપિયા ઉપાડવાની તમને કેમ જરૂર પડી ?

' તાત્કાળિક ભીડ ટાળવા. '

' તમે ખાનદાન લાગો છો. જરા પણ સંકોચાયા વિના સાચું કહી દો. એવી તે શી ભીડ તમને પડી છે ? '

'જુઠ શી ચીજ છે તે અત્યારસુધીના જીવનમાં મેં જાણ્યું નથી. ને સાચું કહેતાં હું શરમાતો ય નથી.'

આવો સરળ ઉત્તર સાંભળીને સ્નેહલક્ષ્મીનાં પોપચાં જરા બીડાયાં ને ઉઘડયાં. જોધમલે આગળ ચલાવ્યું: 'વૈષ્ણવગલીમાં સૂરબાલા કરીને એક વાણિયણ રહે છે. તેની દાદી દેવ થઈ છે. એના જીવને ગતે કરવા ખરચી જોઈતી'તી.'

'સૂરબાલા તમારી શી સગી થાય ?'

'સગપણ ધર્મભગિનીનું.'

'એને કેટલા વખતથી તમે ઓળખો છો ?'

'એક બે દહાડા થયા.' સ્નેહલક્ષ્મીની આંખો એને પુરુષાર્થ ને પરમાર્થની પ્રતિકૃતિ સ્વરૂપે નિહાળવા લાગી. તે ઉઠી ને જસોદાને એક બાજુ તેડી જઈ કંઈક સુચના કરી વિદાય કરી. પાછી તે હિંચકે બેઠી અને પૂછ્યું: 'પેલી નાગડાબાવાની જમાત સામે ઝગડો થયો'તો, એ જ તમે જોધમલ ?'

'હા જી.'

'કહે છે કે એની દેવમૂર્તિને તમે ફેંકી દીધી'તી.'

'જી હા.'

'મૂર્તિને ભ્રષ્ટ કરવી, તેને પથરા માફક ફેંકવી. તમારા એવા વર્તનથી તે સાધુઓના હૃદયને કેટલો આઘાત થાય તેનો કંઈ વિચાર તમને ન થયો ?'

જોધમલ હસ્યો. તેના હાસ્યમાં સ્નેહલક્ષ્મીએ કૌતુક અને મર્મ દીઠાં. તે બોલી: 'તમે હસો છો કેમ ?'

'બેઅદબી માફ કરજો. દિવાનખાનામાં પગ મૂકતાં જ તમને સેવામાં મારાથી જોવાઇ ગયાં હતાં. યાદૃશી ભાવના પ્રમાણે તમે જેવાં છો તેવાં બીજાંને માનો છો: તેથી હું હસ્યો. મારો અનુભવ એમ કહે છે, કે બાવાઓ તેની મૂર્તિને સોનાનાં ઈંડાં મૂકતી મુરઘીતુલ્ય માને

છે. સેવાપૂજા તો ભોળાંને ધુતવાંના ઢોંગ છે અને જેને હૃદય જ ન હોય ત્યાં આઘાતની વાત જ શાની કરવાની ?'

'તમે કહો છો એમ જ હોય તો એ કેસ પોલિસને હવાલે કરવો જોઇએ અને એ બાવાઓની જમાતપર તમારે કાયદેસર કામ ચલાવવું જોઈએ.'

'વીસમીસદીની બળવાનમાં બળવાન વસ્તુ એ. પોલિસ અને કાયદો ! બન્ને હૃદયહીન !'

'હૃદયહીન ? સમાજ, રાજ્ય અને ધર્મનીતિના રખવાળરૂપ પોલિસ અને કાયદાની કિંમત આટલી જ કેમ ?'

'હું એમ કહું છું કે બુદ્ધિ અને હૃદય વચ્ચેની કિંમતમાં જેટલો તફાવત છે, તેટલો એમનામાં છે.'

'એટલે ?'

'એટલે એમ કે એમાં સત્તા છે, સ્નેહ નથી. બુદ્ધિ છે, હૃદય નથી. ફરજ હશે, ધર્મ નથી. હૃદયને પારખનાર આંખ છે, કાંઇક મૂક ભાવ છે ને ઓછામાં ઓછા શબ્દો. કાયદો લડવા કે પોલિસને વચ્ચે પાડવા શબ્દો જોઇએ, દલીલો જોઇએ, પુરાવાનાં પૂર જેમ જબ્બર તેમ તેનો કેસ બળવાન ! આમાં તમે ક્યાંયે હૃદય દીઠું ? તેથી જ હું કહું છું કે શું જમાત કે શું સમાજ; સૌને માટે સરકારની દખલગિરી ઓછામાં ઓછી હોય તેમ સારી. બની શકે તો બગડી બાજીને સુધારવા સ્વતંત્ર પ્રયાસો વધારે સારા: પણ હું તો જાણે નિરાંતે વાતો કરવા બેઠો છું. તમને ખોટી કરૂં છું ને હું ખોટી થાઉં છું. હવે મને રજા છે ?'

'તમે ક્યાં જશો'

'સુરબાલાને ત્યાં.'

'બાઇ માણસના મરણે બાઇઓનું કામ વિશેષ પડે. એકલી અટૂલી સુરબાલા બાપડી શું કરે ? મારી જસુ ઘરના નોકર ચાકરોને તેડીને ક્યારની ત્યાં પહોંચી ગઇ છે. એને બધી સમજણ પાડીને મેં મોકલી છે.'

'પણ એ બધું ક્યારે બન્યું? આપનો આભાર!'—

'વિવેકની જરૂર નથી. હૃદયને પારખનારૂં થર્મોમિટર કંઇ છે જ નહિ, એમ તમે માનતા હો તો ભૂલ સુધારજો. તમે અહીં ક્યાં આગળ રહો છો?'

'વસંતવાડીમાં.'

પછી જોધમલે રજા લીધી. તે ખોટી વીંટી ત્યાં મુકતો ગયો ને બદલામાં કેવીએ કોઇ સાચી ચીજ ચોરતો ગયો...

સ્નેહલક્ષ્મી હજુ કિંચિત જ બેસી રહી હતી. જોધમલ ગયો પણ તેની સાથેની વાતનાં આંદોલન અંબરની ફોરતી અગરબત્તી સાથે દિવાનખાનામાં અથડાતાં હતાં. જોધમલના શબ્દ વૈભવનું, સદ્ભાવ, સૌન્દર્યનું, એના પારદર્શક સ્વચ્છ હૃદયનું નિર્મળ પ્રતિબિંબ સ્નેહલક્ષ્મીના જીવન સરોવરમાં પડયું.

૬

# સ્નેહ પંખીડાંનું મનોરાજ્ય

સુરબાલાની ઓરડીનું ભાડું હવે ઉતરતું થયું હતું. ડોશીને ગુજરી ગયાને બે એક માસ વીતિ ગયા છે અને તેની ઓરડી ખાલી થઇ છે. જોધમલ સુરબાલાને પોતાને ત્યાં તેડી આવ્યો હતો તેથી તે નવરા લોકની આંખે ચઢયો. આજસુધી જોધમલના ઘરમાં કોઇ સ્ત્રી ન હતી ને તે કયાંથી ઉપાડી લાવ્યો હશે? એ વિષે ભગવાન રામચંદ્રજીના કુળના સિધા વંશજો તરેહવાર તર્કવિતર્ક કરતા. સુરબાલાને રસોઇ કરવા નિમિત્તે આણી હશે અને જોધમલ તેની સાથે સંસારખેલ ખેલતો હશે, એવી અવળચંડી અટકળો કરતાં પણ પડોશિયોની બેલગામ જીભને આંચકો લાગતો નહિ. સાંભળીને કાનમાંથી કીડા ખરે, એવી હલકી અફવાઓ જોધમલના જાણવામાં પણ આવી હતી. એને લાગતું કે પોતે લોકબત્રીસીએ ચઢયો છે; છતાં તેની તે દરકાર કરતો નહિ. બ્રહ્માએ તેને ખાસ અવકાશ લઇને કોઇ અનોખી માટીથી ઘડયો હતો. તેને પોલા ધર્મના ઢોંગી રખવાળોની તલભાર પરવા ન હતી. તે સુરબાલાને સગી બ્હેન જેટલી વત્સલતાથી ચ્હાતો હતો. નિર્ભય હાથી પેઠે તે ભર્યાસમાજમાં મહાલતો અને પછવાડે ભસતાં કુતરાંના કુથલીપ્રહાર ખમવા, તેની પીઠને પોતાની

જાત જેટલી જ વજ્ર જેવી રાખતો. સામી છાતીએ એ નિંદક વાતનું નિરાકરણ કરવાની કોઇની હિમ્મત ચાલતી નહિ. જોધમલ એ જ રાહ જોઇ રહ્યો હતો કે કોઇ મોઢમોઢ પૂછે તો તેની ખબર લઈ નાંખું. પણ ઇતિહાસમાં વંચાય છે તેમ વીર પુરૂષના મૃત્યુની ચાવી જાણવામાં આવતાં તેનાં કાંડાં બાંવડાં વ્હાય તેવાં મજબૂત હોય, છતાં મીણ જેવાં બની જાય છે. જોધમલ માટેય કાંઇક એવું હતું, લોકાપવાદને ઘોળી પી, મકરાણા હાથી પેઠે તે મહાલતો ખરો; પણ મગતરા રૂપ ચિંતાની એક સૂક્ષ્મ ચિનગારીથી તે ભડકતો. એને સ્નેહલક્ષ્મી સંબંધી ચિંતા હતી.

તેનો સ્નેહલક્ષ્મી સાથેનો પ્રસંગ પાંચપંદર મિનિટનો; તથાપિ પ્રથમ પરિચયવાળી તે ક્ષણોને જીવનની વિરલ ક્ષણોમાંની ધન્ય ક્ષણો તે માનતો. દિનપ્રતિદિન તેનું હૃદય સ્નેહલક્ષ્મીને પુરેપુરી સમજવા અધિકાધિક આતુર રહેતું. તેમાં વળી સ્નેહલક્ષ્મીની સહચરી જસુના સૂરબાળાની પાસેના વારંવાર આગમનથી ઓર વધારો થતો હતો. 'સૂરબાળા કોણ, હું કોણ, સ્નેહલક્ષ્મી કોણ, આ દેહ ક્યાંથી આવી ક્યાં પડ્યો છે, સંતસમાગમ? પાત્રતાથી તેની કૃપાપ્રસાદીની પ્રાપ્તિ, જીવનના ધ્યેયની કોઇ વરદ હસ્તે સિદ્ધ સાધના એ સઘળું કલ્પનામાંથી ઉદ્‌ભવી મીઠી ગુલાબી નિદ્રાના સ્વપ્નમાં જ શમી જશે શું? અરેરે! પેલા સાધુનો પણ પત્તો નથી!' તેની તરંગ લહરીઓ ઉન્હા નિશ્વાસ સાથે આ પ્રમાણે લ્હેરાતી. બીજી બાજુ સૂરબાળા સૂની પડી સોરે નહિ ને તેને કોઇ વાતનું ઓછું ન આવે, તે ખરચખૂટણ બાબત સંકોચાય નહિ: તેની તમામ કાળજી જાણે સ્નેહલક્ષ્મીએ રાખી હોય, એમ જસોદાની હિલચાલપરથી જણાઇ આવતું હતું.

ખરી વાત છે કે જોધમલ જાદુગર ન હતો; છતાં એક જમીનદારની દીકરી–સ્નેહલક્ષ્મી–એનાથી અંજાઈ હતી. તેની આંખોમાં, તેના શબ્દોમાં, હૃદયના ઉંડા ભાવમાં સ્નેહલક્ષ્મીએ અજબ જાદુ

જોયો હતો, તે જોધમલનો અખંડ સહવાસ વાંચ્છતી, હૃદય ઠાલવવા સામું હૃદયપાત્ર તો જોઇએ જ ને? સ્નેહલક્ષ્મીને પોતાની વાતોનો વિસામો જોધમલ લાગતો. સમાજની દાઝ ઠાલવવી; વંઠી જતા હિંદુસંસાર વિષે કાંઇ વાત, કાંઇ વિચાર કાંઈ નિરાકરણ કરવાં; સુધારઉદ્ધારની કોઇ વ્યવહારૂ યોજના રચવી અને દેખતી આંખે આંધળા બનેલા સમાજના મુખમાં આંગળી ઘલાવી, બને તો તેના સહજીવનમાં જીવવું, એવા વિચારો નવફોડવતી સ્નેહલક્ષ્મીને આવતા પણ વૈષ્ણવકુળમાં ઉતરી આવેલો મલાજો એને કેટલીક રીતે અટકાવતો હતો! સ્ત્રીનો સહજ ગુણ શરમાળપણું તજવું, એ વળી તેથીએ અઘરૂં! જોધમલ સ્નેહલક્ષ્મીનો સહવાસ ઇચ્છતો. સ્નેહલક્ષ્મી જોધમલના જીવનની જીજ્ઞાસુ બની હતી; પરંતુ એ પ્રેમપંખીડાંના ભેટાનું અમૃત-ચોઘડિયું હજી ઊગ્યું નહોતું.

જોધમલના મગજમાં અનેક વિચારો ઉદ્ભવતા અને શમી જતા: 'હું કોણ, કેના કુળનું ફરજંદ, જીવન કઇ દિશાયે વહન કરી રહ્યું છે, ઘર શા આદર્શો ઘડીને છોડયું છે, ને કિસ્મતે કેવાં નખરાં માંડયાં છે. ચડું છું કે પડું છું? કંઇ સુઝ નથી પડતી! ભર્યા સમાજમાં એક સ્નેહલક્ષ્મી જ શાથી સાંભરે છે? એનામાં મેં શું દીઠું? ભૂલું છું; જડ સમાજમાં સહૃદયતાના ભાવવાળી ચેતના એટલે સ્નેહલક્ષ્મી! સહરાના રણની એ અમૃતવેલ છે. આ સ્વપ્નદ્રષ્ટાનો વિસામો છે.' જોધમલની વિચારમાળા બદલાઈ: 'લોક મારે માટે અફવાઓના અમે તેવા ગોળા ફેંકે છે, સ્નેહલક્ષ્મી પણ આખરે તો મનુષ્ય જ છે. મારે વાસ્તે તે ઉલટો અભિપ્રાય ધરાવે તો? તો પણ શું? સત્યાચરણીને સાક્ષાત ઈશ્વરનો ડર પણ ન હોય તો લક્ષ્મી કોણ માત્ર?' વળી માથું ખંજવાળતાં તે બડબડયો: 'કારણ નથી સમજી શકતો, પણ સ્નેહલક્ષ્મી મારે વિષે ઉતરતો મત બાંધે તે મારાથી નહિ સંખાય.' જોધમલ આવા મનોરાજ્યમાં મહાલતો હતો.

હવે આપણે સ્નેહલક્ષ્મીના ઘર તરફ નજર કરીએ. તે છેલ્લામાં છેલ્લી ઢબનાં અતિ કિમ્મતી ફરનીચરથી શણગારાયલા મનોહર દિવાનખાનામાં સ્પ્રિંગવાળા સોફાપર આડી પડી, આસપાસના બિલોર-જડિત કબાટમાં પડતા પોતાના સુંદર પ્રતિબિંબને નિહાળી રહી હતી. તેના હૃદયસાગરમાં વિલક્ષણ મોજાં ઉછળતાં ને શમી જતાં. તે વિચારતી: 'ગગનગામી પંખી જેવી હું સ્વતંત્ર પંખિણી! મારી પ્રાણ પાંખે કઈ આંખના તાર સંધાય છે? કેવી એ સ્નેહમૂર્તિ? તેને મેં શું કરવા જોયો? જોવાઇ જ ગયો?' વળી તે તેના સૌંદર્ય સામે જોતી, ગગનચુંબિત તેની હવેલીની ઉંચી અટારીઓ સામે દૃષ્ટિ ફેંકતી વિચારમાં પડી. 'આ રૂપ! આ સુખ! આ જીવનનો ભોક્તા કોણ?' સમાજની જડ રૂઢિયોનાં પોલાદી બંધનથી સંસારીઓનાં ચડફાતાં જીવન જોઇ જોઇ તેનું હૃદય ચિરાઈ જતું. પોતે વિવાહિત છતાં આજીવન નૈષ્ટિક બ્રહ્મચારિણી રહેવાના જેના દઢતર સંકલ્પો હતા; તેની એ દઢતાની દોરી જોધમલને જોયા પછી જાણે ઢીલી થતી હોય તેમ તેને લાગતું. તે હરતીફરતી, પ્રવૃત્તિપરાયણ રહેતી, પણ દરેકમાં–દરેક સ્થળે–જાણે જોધમલને જ જોતી. તેના બંગલાની પડખે એક નાનો બગીચો હતો. ન ગમતું ત્યારે જમુ સાથે દેવસેવાર્થે તે બાગમાં ફૂલ વીણવા જતી અને વાતવાતમાં 'આ ફૂલ તો......' કહી હૃદયેથી હોઠે આવતું જોધમલનું નામ પાછું ગળી જતી.

જોધમલ અને સ્નેહલક્ષ્મી આવા મનોરાજ્યમાં વિહરતાં હતાં. હવે સુરબાળાની મનોદશા જોઇએ. એની ઉમ્મર માત્ર પંદર વર્ષની. એટલી ઉમ્મરમાં તેને માથે દુ:ખનાં વાદળ તૂટી પડયાં હતાં. એક વખત એવો હતો કે શ્રીમંત માતપિતાની તે લાડવાઈ પુત્રી સોનાને કોળિયે જમતી હતી. આજ એ વખાની મારી અનાથ બની છે. એક દાદીમા હતી, તેને ય પ્રભુએ બોલાવી લીધી. દૈવયોગે તેને જોધમલ જેવા ધર્મવીર મળ્યો હતો; પણ તે કુંડની મધ્યમાં અગ્નિના કેવા તણખા ઝરતા હતા? શંકિત સમાજ તેની સામે આંગળી ચીંધતો; નવરા લોક

જોધમલને શંકાથી જોતા ને છાનુના કેટલાક કીડાઓ તેને વિષયતૃપ્તિની પુતળી પણ માની બેસતા. તેને કાને અફવાઓનો આવો મલિન વાયુ અથડાતો અને તેનું કોમળ હૈયું હણાઇ જતું. તેને બેવડું દુઃખ હતું: એક પોતાનું અને બીજું તેના શિયળ ને જીવનના રખવાળરૂપ નિર્દોષ જોધમલની થતી નિંદાનું. તે કેટલીકવાર બહુ મુંઝાતી ત્યારે કોઇ ન જાણે તેમ એકલી એકલી રોતી અને ભારે હૈયાને હળવું કરતી.

જોધમલ, સ્નેહલક્ષ્મી અને સૂરબાળા, સંસારવાટિકાનાં એ સ્નેહ-પંખીડાં પૂર્વસંચિત સંસ્કારબળે નદીનાવના આકસ્મિક સંયોગ પેઠે સંયોજિત થયાં; પણ એ ત્રિપુટિનાં જીવન જુદી રીતે ઘડાયલાં હતાં. સંસારસફરનાં એ ત્રણેય મુસાફર અત્યારે તો જાણે કશા પણ આદર્શ સિવાય કુદરત ઘસડે ત્યાં ઘસડાતાં હતાં. એમ કેટલોક વખત ચાલ્યું. ત્રણેય જણુ એક બીજાથી અણદીઠ પોતપોતાનાં જીવનનું તંત્ર ચલાવતાં હતાં. જોધમલ બે ટંક જમવા પૂરતો ઘેર રહેતો. રાતના વાળુ કર્યા પછી તે બહાર જતો, તે છેક મોડી રાતે પાછો આવીને સૂઈ રહેતો. કોઈ કોઇવાર દિવાના પેઠે પેલા સાધુ મહારાજની શોધમાં નીકળી પડતો.

એના વિચારમન્થનની તે એક ચાંદની રાત હતી. ચંદનતલાવડીના બાંકડાપર બેઠો બેઠો તે સરોવરમાં કૂદતી સોનેરી માછલી-ઓને સ્થિર નજરે જોતો અને તે સાથે પોતાના હૃદયસરોવરમાં ઉછાળા મારતા તરંગોનો મુકાબલો કરતો. પવનના સુસવાટાથી સરોવરનાં જળ અસ્થિર લાગતાં અને તે સાથે પોતાના ચંચળ મનને સરખાવતો. ચંદ્રોદય થયો હતો, પણ તેના મગજની અસ્થિર સ્થિતિએ જીવનનો કશો જ ઉદય થયો હોય તેમ લાગતું નહિ. પોયણાં ખીલતાં હતાં. પાંખડીઓ ઉઘડતી હતી; પણ તેની હૃદયપાંખડી બીડાયલી હતી. સરોવરની પાળપર ઉગેલા લીલા ઘાસમાં એક ભિખારી શાંત નિદ્રા લઇ રહ્યો હતો. એટલીય શાંતિ તેના પોતાના જીવનમાં નહોતી! ટાવરમાં દસના ટકોરા થયા, તે ઉઠયો અને ચાલતાં ચાલતાં કંઇક યાદ આવતાં બોલવા લાગ્યો:—

'ન તું ઇચ્છ તોયે કુદરત તને તો ઘસડશે,
ન તું ઇચ્છે એવું કુદરત નકી કાર્ય કરશે;
ભલા ! તો શાને ના ખુશ થઈ પ્રવાહે ભળી જવું ?
ભલા ! કહે શાને ના મધુઝરણનું અમૃત પીવું ?'

આવી તરંગવશ સ્થિતિમાં જોધમલે ઘરના આંગણામાં પગ મૂક્યો. ત્યાં તેની જ રાહ જોતો અમદાવાદથી આવેલો એક અણધાર્યો મહેમાન તેણે દીઠો.

'અત્યાર સુધી ? ક્યારની વાટ જોઉં છું સ્નેહવદન !'

જોધમલનું ખરૂં નામ સ્નેહવદન હતું. આ સંબોધન સાંભળીને તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

## ૭

# નોકરમાંથી નાગર !

પરદારા સાથે દુરાચરણમાં પડવું અને તેય વળી બીજાને ઘેર—તે ગભીર ગુન્હો ગણાય; મહાપાપ કર્યું કહેવાય. રામુ એવો અપરાધી હતો. કેમકે જોધમલને ત્યાં અથવા પેલા મ્હેમાને કરેલા સંબોધન પ્રમાણે સ્નેહવદનને ત્યાં નોકર તરીકે રહી, તેણે એક મરાઠણ સાથે માંડેલી રામલીલા ઉઘાડી પડી ગઇ ! નહિ તો હિણાતા હિંદુસમાજમાં તેને કોઇ પૂછનાર ન હતું. રામલીલા તો શું પણ તાકાત હોય તો સોળ હજાર એકસો ને આઠ સુંદરીઓ સાથે ભલે કૃષ્ણલીલા ભજવે અને ગોકુળમાં કહાન મહાલતો હોય તેમ મન માને ત્યાં મહાલે: 'કાયદો અને વ્યવસ્થા' જાળવીને પારકી વહુઓને ભગાડાય કે વટલાવાય તોય હિંદુસમાજ તેની સામે આંગળી સરખી ચીંધી શકતો નથી.

રામુને 'કાયદો ને વ્યવસ્થા'ની સમજ પડી નહિ; તેથી તેના શેઠ સ્નેહવદનને ત્યાંથી તેને રજા મળી. એમાં સ્નેહવદનની ઉતાવળ થઈ હતી. તેણે ઇચ્છયું હત તો એને સુધારી શકાત. ભર્યા સંસારમાં કોની ભૂલો નથી થતી ? રામુને તેની ભૂલની ક્ષમા બક્ષી હોત અને તેને છેક તરછોડી દેવા કરતાં નીતિને ચીલે ચડાવ્યો હત

તો એ નોકરજાતમાંય રહેલી અજબ શક્તિનો પોતે લાભ લઇ શકત અને દુરાચરણની ગર્તામાં ગબડી પડતા એક જીવને સુધારી શકાત. પણ સારાય સમાજને સંસ્કૃતિવાળો જોવાની ધગશ ધરાવનાર સ્નેહવદનને એવું કશું સુઝયું નહિ. મન બહુ ચંચળ ચીજ છે. તે વાંદરા જેવું છે. એ 'મનમર્કટ' વૃત્તિઓને વિલાસરસથી પોષવા માટે તરેહવાર તર્કટ રચતાં પાછું વાળીને જોતું નથી. શું રાય કે શું રંક; સૌના જીવને પોતપોતાની શક્તિ અને શોખ પ્રમાણે દિલ્લગીની તમન્ના હોય છે જ; પછી તે જુવાન જોધ હોય કે બુઠ્ઠો ખખ્ખ હોય. ભલેને દૌલતવાન હોય કે આલીમવાલી હોય. બન્નેની વૃત્તિઓ તો સરખી જ. કદાચ ઉભય વચ્ચે વૈભવવિલાસના શણગારમાં ફરક હશે તથાપિ વૃત્તિઓને પરિતોષવામાં તો કશોય ફરક નથી પડતો.

સ્નેહવદન હજુ ઘડાતો હતો. તે માનસશાસ્ત્રનો પાકો અભ્યાસી નહોતો. તેણે રામુને તરછોડયો. તે સાથે જ રામુની શક્તિ શેઠના સહવાસપાશથી રીસાઇ ચાલી. શક્તિનો સુંદરતર વિકાસ થાય અને સારે માર્ગે ખરચાય તો સારી વાત; પણ જો તેનો વિકાસ વંઠે અને નઠારે માર્ગે વળે તો તેનું પરિણામ ભયંકર આવે.

રામુ વંઠયો. તે 'પશુમાંથી દેવ' ન થયો પણ નોકરમાંથી નાગર થયો. એણે 'શુદ્ધ નાગરબ્રાહ્મણની વીશી' ખોલી અને ગઇ કાલનો નોકર રામુ, આજ 'ટ્રાવેલર્સ નિવાસગૃહ' નો મેનેજર બન્યો. હવે તે રામુમાંથી રામપ્રસાદ બન્યો હતો. રામપ્રસાદ, બહારગામના ઉતારૂઓમાં અને એની વીશીનો ચટાકો ચાખનારાઓમાં માનીતો થઈ પડયો હતો. કેમકે રામપ્રસાદે બે વીશીનો વહિવટ હાથ ધર્યો હતો. એક વીશી તીખાં ને તમતમતાં, મશાલેદાર ને મનગમતાં, ગરમાગરમ મિષ્ટાન્ન ભોજનવડે ઉતારૂઓની શારીરિક ક્ષુધા ટાળનારી અને બીજી વીશી માનસિક વિકારથી ઉત્તેજિત થતી રસવૃત્તિને સૌંદર્યના બજાર દ્વારા પોષનારી: આમ રામપ્રસાદ જેમ વીશીવાળો હતો તેમ વેશ્યા-વાડાની બુલબુલોનો સોદાગર દલાલ પણ હતો.

એ બધું કેમ બન્યું ? એનો જરા ઇતિહાસ ઉકેલીએ. સ્નેહલક્ષ્મીના કહેવાતા સસરા ચંપકલાલ શેઠનો રસોઇઓ તેનો દિલોજાન દોસ્ત હતો. એનું નામ લલ્લુભટ્ટ. તે જેટલો બહાર દેખાતો એટલાં જ ઊંડા એનાં મૂળ હતાં. અઠંગ ઉઠાઉગીર; બડો ઉસ્તાદ; ભલભલા શેઠીઆઓની આબરૂ એની હથેળીમાં નાચે. કહેવાતો રસોઇઓ પણ રસોઇ ઉપરાંતનાં કાતિલ કામોમાંય તે પૂરો કાબેલ હતો.

શહેરના શેઠીઆઓના સંબંધમાં કેટલેક સ્થળે બનતું જોવાય છે તેમ પોતાના છોટા શેઠ માટે તેમજ બીજાં એક વિધવા છોટાં શેઠાણી માટે ધાર્યો શિકાર મેળવી આપવા અથવા વિકારતૃષ્ણાની પરિતૃપ્તિ માટે રસોઈ રાંધી આપવામાંય તે પાવરધો હતો.

લલ્લુભટ્ટના છોટા શેઠ એટલે ચંપકલાલ ચોકસીનો કનૈયો—અથવા સ્નેહલક્ષ્મીનો વિવાહિત વર ! કનુભાઇને મનુભાઇ કરીને એક સહોદર ભાઈ હતો, તેનું પરણ્યા પછી છ મહિને મોત થવાથી વિધવા બનેલાં શેઠનાં પુત્રવધૂ, તે લલ્લુભટ્ટનાં છોટાં શેઠાણી. તેનું નામ મેના.

કનુ અને મેનાને ઘરના રસોઇઆ મારફત ભાવતાં ભોજન પીરસાતાં; તેથી લલ્લુભટ્ટ ઉપર તે બન્નેના ચારે હાથ હતા. પણ એક વાર કમબખ્ત કાળ ચોઘડિયું નડ્યું ! કનુભાઇ ગુલાબજાન વેશ્યાની મદીલી આંખોથી વીંધાઇ રહ્યા છે, એ વાત ચંપકલાલ શેઠના જાણવામાં આવી ! વૈષ્ણવ કુટુંબથી એ કેમ સાંખી શકાય ? શેઠે કનુને ધમકાવ્યો. એટલો બધો કે તે શિયાંવિયાં થઈ ગયો. ચબરાક રસોઈઆથી પોતાના છોટા શેઠની કંગાળ મુખમુદ્રા કેમ જોઈ રહેવાય ? તેણે દોઢડાહ્યા થઈ મોટા શેઠને વણપૂછી સલાહ આપવા માંડી: 'શેઠ સાહેબ, કનુભાઈનાં લગન કરી નાખો એટલે ઘરની સુખડી છોડીને એઠા ટૂકડા.........'

પણ 'મહારાજ' કુટુંબની વાતમાં માથુ મારે એ શેઠને ન ગમ્યું. એક રસોઇઓ—નોકર વચ્ચે બોલવાની હિંમત જ કેમ કરી શકે ! શેઠને લલ્લુભટ્ટ ઉપર ચોક્કસ શક ગયો અને પોતાના પુત્ર

કનુને એ જ રસોઇઓ કુચ્છંદી બનાવનાર છે, એમ માની તેને તે જ પળે પાણીચું પકડાવ્યું. રામુ અને લલ્લુભટ્ટ બન્ને બિરાદરો આ પ્રમાણે હવે બેકાર બન્યા હતા.

એ બન્નેનું સંકેતસ્થાન પેલી લખમી મરાઠણને ત્યાં હતું. એક માશુકના બે આશકઃ છતાં તેઓ એકબીજાના હરિફો ન હતા, પણ દિલોજાન દોસ્ત હતા. અને મરાઠણ હતી અઢાર મહિનાની પેદાશની ઉખડેલ મોહિની !

રતનપુરમાં અનારકલિ નાયકણનું નામ રંગીલાઓની જીભને ટેરવે રમતું. તે બહુ રૂપાળી હતી. તેને ત્યાં સમાજના સીતમોથી ત્રાસી જઇ સ્વયં વેશ્યાવાડો પસંદ કરી ઠરી ઠામ બેઠેલી ગુલાબજાન કરીને એક સૌંદર્યની વાજડી હતી, જે કનુભાઇના પ્રેમમાં પલોટાઇ રહી હતી. તેના પૂર્વ જીવનની એકની એક સહચરી. એ જ એ મરાઠણ. મરાઠણ વડે ગુલાબજાનને ને ગુલાબજાન વડે અનાર-કલિને સારો તડાકો પડતો.

મરાઠણ બે ત્રણ ઘેર એંઠવાડો કાઢવા જતી અને એ ધંધા નિમિત્તે કેટલાકના જીવનમાં એંઠવાડો ભરતી. અપવાદ એકલા સ્નેહવદનનો હતો. એ સંયમી ને પ્રચંડકાય પુરૂષને તે ફસાવી શકી નહોતી. એમાં તે ન ફાવી ત્યારે એકવાર સ્નેહવદનને હાથે દીઠેલી હીરાની સાચા નંગની વીંટી પોતાને હાથ કરવાની તેણે બાજી બાજી રચી. એ જોગ રામલીલાવાળા પ્રસંગે મળ્યો હતો. રામુ વીંટી કાઢી આપે તો જ એને મરાઠણના હૈયાની હુંફ મળે. રામુના કલેજાને વિષયનો કીડો કોરી ખાતો હતો અને વીંટી આપવામાં તેની વારસાઇ મિલ્કત લૂંટાઇ જાય તેમ નહોતી; તેથી તેણે સોયા વડે શેઠની ટ્રંક ઉઘાડી, પોતાના હાથની પણ નમુનામાં તેના જેવી જ ખોટી વીંટી તેમાં મુકી તેને બદલે સ્નેહ-વદનની સાચી વીંટી લઈ પોતાનાં સ્નેહરાજિ લખમોને પહેરાવી દીધી હતી.

એ વીંટી હવે રામુને ખરેખરી ખપ લાગી. મરાઠણે પોતાના બન્ને આશકોને કમાવાના બતાવેલા રસ્તા પ્રમાણે એક રાતે

ચંપકલાલ શેઠ જ્યારે બ્હાર ગયા હતા ત્યારે લાગ સાધીને લલ્લુભટ્ટ શેઠને ઘેર ગયો અને કનુભાઇને મળ્યો. તે કરગરી પડયો. પોતે કેવી કંગાળ હાલત ભોગવે છે, એ વાત તેણે કનુભાઈ શેઠને બરાબર સમજાવી. કનુભાઇને કારણે જ લલ્લુભટ્ટને રૂખસદ મળી હતી; એ મુદ્દો પણ તેણે બરાબર તેને ઠસાવ્યો. કનુભાઇએ ગજવા-માંથી બસો રૂપિયાની નોટો કાઢીને આપી, પણ જમાનાનો ખાધેલ લલ્લુભટ્ટ એમ રીઝી જાય એવો નાદાન બાળક નહોતો. તેણે કહ્યું: ‘શેઠ, મારે વીશી કાઢવી છે. તમારી પાસે અંગઉધાર રૂપિયા માગવા એ ઠીક નહિ. પણ અગાઉ જે શેઠને ત્યાં હું રસોઇઓ હતો તેણે ઇનામ તરીકે મને આપેલી વીંટી હું સાથે લેતો આવ્યો છું. મારા કનુશેઠની આંગળીએ જ એ હીરાનું નંગ તો શોભે. આ લ્યો; અને તેના ઉપર મને એક હજાર રૂપિયા આપો. દીનમાન ચઢતો થશે અને આપ સરખા શેઠીઆઓની મહેરબાની હશે, તો બે પૈસા કમા-ઇશ અને હપ્તે હપ્તે લીધેલાં નાણાં પાછાં ભરી દઇશ.’

કિમ્મતી હીરાની વીંટી જોઇ કનુ લલચાયો. એનાપર લલ્લુ-ભટ્ટના અનેક ખાનગી ઉપકારો હતા. તેથી એનાથી મદદની ના પડાય તેમ હતું જ નહિ અને અવેજમાં વળી કિમ્મતી વીંટી મળે છે! પ્રથમ રૂપિયા બસો આપ્યા હતા, તે સિવાય બીજા રૂપિયા એક હજારની નોટો કનુએ કાઢી આપી તે લઈ લલ્લુભટ્ટે હરખાતા હર-ખાતા જવા માંડયું. તેને કનુએ રોકયો અને એક શરત તેની પાસે કબુલાવી. તે એ કે અનારકલિના સંગીતનો જ નહિ, પણ તે સાથે તેના દિલનો એક આખી રાત માટે ગમે તેમ કરીને તેને અધિકારી કરી આપવો.

‘એ શું બોલ્યા? શેઠ! અનારકલિ તો સંગીત અને નાચ સિવાય બીજું એવું કામ કરતી નથી.’ લલ્લુભટ્ટે કહ્યું.

‘ગમે તેમ કર. કોથળીનું મ્હોં છૂટું હશે તો બધું બની શકે. તું હમણાં જા ને મારૂં કહેવું ભૂલતો નહિ.’

કનુને ત્યાંથી ગયા પછી બે આશકવાળી માશુક મરાઠણુ સખમીને ત્યાં મહેફિલ જામી. લલ્લુભટ્ટ કરમે ગમે તેવો હોય, પણુ જન્મે તો બ્રાહ્મણુ હતો. તે વાતની બ્રહ્માથી પણુ ના પાડી શકાય તેમ નહોતું. રામુ બ્રાહ્મણુ ન હતો. એને બ્રાહ્મણુ બનાવવાની બન્ને જણુને જરૂર જણુાઈ. પણુ એ કોયડો ઉકેલવો કઠિન નહોતો. સૂતરને તાંતણે સ્વરાજ્ય મળતાં કદાચ વાર લાગે પણુ 'ફ્રી વેન્ટીલેશન' માટે ખુલ્લા મૂકાયલા અનેક બારીબારણુાવાળા હિંદુધર્મમાં જનોઈને તાંતણે ઢેડમાંથી પણુ બ્રાહ્મણુ બનતાં હવે વાર નથી લાગતી. લલ્લુ-ભટ્ટે રામુને જનોઈ આપી. રામુ તે દિ'થી 'રામપ્રસાદ' થયો અને તેની ખુશાલીમાં પેલી માશુક મરાઠણે પોતાના બન્ને આશકોને લાપસી જમાડી.

કનુ પાસેથી લીધેલા બારસો રૂપિયાની રકમ વડે શુદ્ધ નાગર બ્રાહ્મણુની વીશી ઉઘડી. એને માટે રતનપુરના સ્ટેશનની સામે આવેલી ગલીમાં, કૂટણુખાનાવાળા લતામાં ભપકાબંધ મકાન ભાડે લીધું. ભોંયતળીએ રસોઈપાણી થાય અને ઉપરને મજલે ઉતારૂઓની ઇચ્છાનુસાર વિલાસગૃહોની સગવડ કરી.

આજની ખુશાલીમાં મરાઠણુ માશુક ને તેના બે આશકોએ મળી અચ્છી તરેહથી આખી રાત આનંદ કર્યો.

૮

# સૌંદર્યનો ગુલામ !

કનુ વૈષ્ણવ કુટુંબનો નબીરો હતો. એની અટક ચોકસીની, અને એનો પિતા ચંપકલાલ ચોકસી મહાજનનો શેઠ હતો. મહાજનના શેઠનો પનોતો પુત્ર એ કનૈયો અથવા કનુ.

લાગવગ, પ્રતિષ્ઠા અને જમીન જાગીરથી જાણીતા સ્વર્ગસ્થ જમીનદાર જમનાદાસ શેઠની પુત્રી સ્નેહલક્ષ્મીના વિવાહિત સ્વામી હોવા માટે કનુ મગરૂર થતો, પણ એ સ્વતંત્ર વિચારની સ્નેહપંખિણી સાથે હજુ એનાં લગ્ન થયાં નહોતાં; તેથી તે 'ઉમ્મરલાયક' મુહુરતિયાનો યૌવનરસ ધર્મનીતિની પાળના બંધમાં ગોંધાઇ રહ્યો નહોતો. કનુ પરણે અને મેડીપ્રવેશ થાય, ત્યાં સુધી તે ધીરજ કેમ ધરી શકે ? પુષ્ટિસંપ્રદાયના પૌષ્ટિક પ્રસાદ વડે મસ્ત બનેલો પચીસ વર્ષનો એ માતેલા ગોધા જેવો કનૈયો ગદ્ધાપચ્ચીસીના વંટોળતોફાને ક્યારનો ચડી ચૂક્યો હતો અને એ પૈસાવાળાના પુત્રને એવા સ્વચ્છંદી મિત્રોનો પણ ટોટો નહોતો.

તે રતનપુરની સુંદર ગલીનો શોખીન હતો. વેશ્યાવાડાના વિહાર વિનાની ભાગ્યેજ એકે રાત એની ખાલી જતી. મનથી પ્રિય માનેલી ગુલાબબદનના સુકોમળ હાથનો સાકીનો જામ તે પીતો ત્યારે જ

એનો કોઠો ટાઢો થતો. પણ પોતાનો દીકરો નાયકાને નાદે ચઢ્યો છે, એ વાત જ્યારથી ચંપકલાલ શેઠે જાણી; ત્યારથી તે ઉન્માદી છોકરા ઉપર જંગલી પ્રાણી પેઠે અંકુશ મૂકાયો. અગાઉ માફક છૂટથી –ખાસ કરીને રાતને વખતે ગુલાબજાનરૂપ બુલબુલની બ્હાર લુંટવા તે બહાર જઈ શકતો નહિ. પોતાના ઉપર મૂકાયલા આવા અંકુશથી તે અકળાઈ ગયો હતો. વિલાસભોગના ઉપભોગ વિનાના લાગટ એક અઠવાડિયાના એને ઉપવાસ હતા, અને અઠવાડિયાના ઉપવાસનાં તપ ફળવાનો એક અણધાર્યો પ્રસંગ આવ્યો.

વૃન્દાવનથી રાસધારીઓ આવી પહોંચ્યા હતા અને ગોસ્વામીજીની હવેલીમાં ઉતર્યા હતા. શેઠ ચંપકલાલ, તેની વિધવા પુત્રવધૂ તથા દીકરાના દીકરા કનુના લગ્નનો લ્હાવો લુંટવા હજુ જીવતાં રહેલાં જેકોર ડોસી આજ રાસલીલા જોવા જનાર હતાં. હવેલીમાં ભીડ ઝાઝી થશે એટલે વેળાસર જવું સારૂં, એવી અગમચેતી વાપરી, સૌ વાળુપાણીથી વહેલાં વહેલાં પરવાર્યાં અને શેઠે કોચમેનને ગાડી જોડી લાવવા વરધી આપી.

'કનુ, તું આવે છે ને ?' ચંપકલાલે પૂછયું.

'પિતાજી, તૈયાર જ છું' કહી અપ–ટુ–ડેટ પોષાકમાં કનુ સજ્જ થયો અને બધાં ગાડીમાં બેઠાં. ગાડી ગોસ્વામીજીની હવેલીએ ગઈ.

ચંપકલાલ શેઠને સહકુટુંબ હવેલીમાં દાખલ થતા જોતાં જ મંદિરના કીર્તનીઆઓની નજર એમનાપર પડી અને એ માલદાર કુટુમ્બને 'પધારો, પધારો'ના આવકાર સાથે ઠેઠ આગળના ભાગમાં બેઠક મળી. ટીકીટ વિનાની રાસલીલા જોવા સારૂ ટોળે વળેલી અસાધારણ માનવમેદનીને વીંધીને આ વૈષ્ણવકુટુમ્બ ઠેઠ મંદિરના મુખીઆજી પાસે જઈ બેઠું. રાસલીલાનો પડદો હમણાં ઊંચકાશે, એવી આશામાં ને આશામાં સૌની આંખો તે તરફ ખેંચાઈ રહી હતી. કનુ કંઈ ખરેખર રાસલીલા જોવા નહોતો આવ્યો. તેનો જીવ તો ગુલાબ–

જાનને ત્યાં જવા ચકડોળે ચડયો હતો. થોડીવારે લાગ જોઈ તેણે જેકોર ડોસીને કહ્યું:

'માજી, અહીં તો બહુ બફારો થાય છે' એમ કહી પંખાને અભાવે ગજવામાંથી સેન્ટવાળો રૂમાલ કાઢી તે વડે પોતે પવન ખાતો માજીના ઉત્તરની રાહ જોઈ રહ્યો.

'ઓય બાપ, આજનાં છૈયાં તો જુઓ! લગીરે અગવડ વેઠાય નહિ. હજી તો અહીં રાતના બે વાગશે. અત્યારથી તાપ લાગશે, તો પછી કેમ ચાલશે?'

'મને પણ એ જ વિચાર થાય છે.'

'કેમ કનુ, શું છે?' ચંપકલાલ શેઠે પૂછ્યું:

'એ તો આપણા કનુને જરા બફારો થાય છે!' ડોસી બોલ્યાં.

'આવો કનુભાઈ, તમને સારી જગા કરી આપું.' માખણદાસ મુખીઆજીએ શેઠને વ્હાલા થવા કનુને પોતાની પાસે બોલાવ્યો અને એને રાસલીલાના પડદા પાસેની વિંગમાં બેસવાની સોઇ કરી આપી. મુખીઆજીપર શેઠ અને જેકોર ડોશી ખુશ થયાં અને આ અલાયદી સગવડથી કનુને પણ જોઇતું મળી ગયું. કેમકે ઘેરથી એ રાસલીલા જોવા નહોતો નીકળ્યો, પણ વિલાસલીલા ભોગવવા નીકળ્યો હતો. થોડી વારે રાસલીલાનો પડદો ઉંચકાયો અને 'નંદઘેર આનંદ ભયો, જય કનૈયાલાલકી'ના ઉત્સવગીત્ત સાથે કૃષ્ણજન્મના કીર્તનની રમઝટ જામવા માંડી એટલે આ કનૈયાલાલે અહીંથી સૌની નજર ચુકાવી ગુલાબજાનને ત્યાં પહોંચી જવાનો લાગ સાધ્યો. તેણે જેકોરડોશી પાસેથી જાણી લીધું હતું કે રાતના બે વાગતા સુધી અહીં નંદને ઘેર આનંદઉત્સવ થનાર છે. તે ઉઠયો. તેણે પોતાની ચકોર દષ્ટિ ચંપકલાલ શેઠ તરફ કરી. શેઠ રાસલીલા જોવામાં રસમુગ્ધ જણાયા. એ તક તેણે સાધી અને હવેલીની બહાર કેવી રીતે નીકળી ગયો, તેની કોઇને ખબર ન પડી.

રત્નપુરની ગુલાબજાન સંસારના સીતમો સહન કરી સમાજથી

તરછોડાયલી હતી. તે વિધવામાંથી વેશ્યા થઇ હતી અને વેશ્યાનો સૂર્ય તો સદાય રાતે ઉગે. પોતાની ભભકમાં અક્કલના અધુરા આશકોને આંજી નાખવા, ગુલાબજાન ડ્રેસિંગરૂમમાં ગઈ અને સુગંધી સાબુ વડે હાથ મ્હો ધોઇ, પોતાના મોહક વદનને વધારે ઝલક અને કુમાશ આપવા એનાપર 'હેઝેલાઇન સ્નો' લગાડયો. બિલોરના અરીસા સામે બેસી મુલાયમ શિરબાલાને ફુલ ને ફુલેલવડે વધારે ચકચકિત અને ચિત્તાકર્ષક બનાવ્યા. એનું નમણું નાક આકાશમાંના તારાને ઝાંખા પાડે એવી હીરાની શ્વેત ચુનીવડે ખીલી ઉઠયું. ગળે ગુલછડી અને મોતીની માળા; હાથે બંગડીઓ ને આંગળીએ નંગજડિત વીંટી; કાને 'ઇયરિંગ' ને પોયણા જેવા પગે ઘુઘરા જેવાં નાજુક નુપૂર પહેર્યાં: એમ અંગને આભરણુ વડે શણગાર્યાં પછી તેણે વિચાર્યું: 'રૂપનાં પતંગીઆં કેવાં વસ્ત્રોથી પરવશ થશે?' ગાલપરની રાતા રંગની આછી છાંટવડે તેનું મુખ ગુલાબી દેખાતું. તે ઉઠી. કાચનું કબાટ ખોલ્યું અને મહીંથી રેશમી ગુલાબી સાડી કાઢી. એવો જ કંઠો ને ઝીક ભરેલો કબજો પહેર્યો. કબજાથી તેના વક્ષ:સ્થળ સાથે સ્તન તંગ થયાં. મુગલાઈ શીશાઈમાંથી શરાબની એકાદ પ્યાલી મુખમાં ઠાલવી ખાલી કરી અને ઓષ્ઠને તાંબુલ વડે રાતા બનાવ્યા.

ભલભલા શૂરવીરોનાં શૂર ને નૂર ચૂસી લેનાર આ દુનિયાઈ હૂર હવે સૌંદર્યના સોદાગરો માટે તૈયાર થઈ ગઈ હતી. તેના હોઠ ફફડયા: 'દિલ્લગીના અય દિલદાર યારો, પધારો! સૌંદર્યની જ્વાલામાં શેકાઇ મરવા તૈયાર થએલા એ મોહાંધ પતંગીઆઓ! ભઠ્ઠી તૈયાર થઇ છે. આવો અને હોમાઈ જાઓ!'

પણ એવામાં ગુલાબજાન એકાએક ચમકી. વીજળીનો સ્પર્શ થતો હોય તેમ કાંઇક વિચાર આવતાં બેઠી હતી ત્યાંથી ઉભી થઈ: 'ઓહ! હું વેશ્યા! નિત્યનિત્યના નવા નવા આશકને મુખડાની મહોબતથી ખુવાર કરનાર વેશ્યા! કનુ! કનુ, મને તું ભૂલી ગયો લાગે છે કે કોઇ નવી લલના પાછળ લટ્ટુ થયો છે? આજ કાલ કરતાં અઠવાડિયું થઈ

ગયું છતાં તારા વિહારનાં દર્શન દુર્લભ થઇ પડયાં છે. ખયર ! કનુ જાય જહન્નમમાં! વળી નવો યાર ને નવા વિહાર !' કહી તે ખડખડાટ હસી પડી.

ગુલાબજાને સુંદર દેખાતા તેના પોતાના શરીરને અરિસામાં જોયું ને એને પોતાની જાતપર જરાવાર ધિક્કાર છુટયો. તે બબડી: 'શા જીવતર સારૂ હું મારાં હાડચામનું આમ લીલામ કરૂં છું ?' થોડી વાર જાણે ગંભીર વિચારમાં પડી ગઇ હોય, એવી એની મુખમુદ્રા થઇ ગઇ. એવામાં એક નોકરડી અંદર આવીને બોલી:

'પલંગપર ફુલની ચાદર બિછાવી દીધી છે અને બીજો બધો સાજ દીવાનખાનામાં તૈયાર છે.' નોકરડીના આ શબ્દોથી ગુલાબજાન વિચારતંદ્રામાંથી જાગી. તેણે 'ઠીક' કહી તેને વિદાય કીધી. આજ તે ઉન્માદિની બની હતી. વળી આવેશથી બોલવા લાગી. 'લાજ! આબરૂ ! પ્રતિષ્ઠા ! પવિત્રતા ! મર્યાદા ?' તે ફરીથી હસી. તે વખતે ખુલી થતી દાડમની કલિકાઓ જેવી તેની દંતપંક્તિ, તીરથી વધારે તીક્ષ્ણ ધાર જેવી એની મદિલી આંખો, એના ગુલાબી ગાલમાં પડતા ખાડા: એ સઘળું જોનાર આ વખતે કોઇ હાજર હત તો એને કોણ જાણે શું ને શું થાત. વેશ્યા ગુલાબ આજે મસ્ત બની હતી. તે ખંડમાં એકલી ઘુમવા લાગી. 'હવે મારે ધર્મનીતિ કે સમાજમર્યાદાના પ્રતિબંધ શા ? આ જીવનમાં વળી સગાંસંબંધીના શોક શા ? લોકલાજની દાઝ શી ? અને સમાજ ? કોણે કહ્યું, કે અમારાથી સમાજ વધારે સારો છે ? સમાજના કહેવાતા દંભી નેતાઓ ધોળે દહાડે અરે, ખુલી રીતે કન્યાઓને વેચી મારે છે ! અમે જાતને વેચી નાખતાં નથી ! પણ રૂપ અને યૌવનનો માત્ર સ્વાદ ચખાડીએ છીએ. એકપત્નીવ્રતની ભાવના આ વ્હેંતીઆ સમાજમાં ?' ગુલાબની આંખો રાતી થઇ. તે શરાબી નશાના પૂરબ્હારમાં હવે ખીલતી હતી: 'એક વૃક્ષ સુકાઇ જતાં લીલી લતા બીજા વૃક્ષને નથી વીંટાતી ? પેલા કવિએ કહ્યું છે તેમ એક માનસસરમાં અનેક હંસો નથી વિહરતા ? અને મારામાં શું નથી ? રૂપ છે, યૌવન છે; બધુંય છે.' ઋતુરાજ વસંતનું ગુલાબી ફુલ તે ગુલાબ !

ગુલાબ વિધવા થઇ, એટલે સમાજે ઉશેટી દીધી હતી. ! ' અમે પવિત્ર હોઇએ, તોય પૂજાઇએ નહિ ! અમારામાં સુગંધ હોય, તોય કોઇથી તેના ભોક્તા થવાય નહિ ! અમારામાં સૌંદર્ય હોય, તોય નયણાં ભરીને તેને નિરખાય નહિ ! કેમકે કપાળમાં વૈધવ્યની મ્હોર વાગી હોય છે. એ હદ બહારના દબાણથી વિધવાને વેશ્યા થવું પડે છે એટલે સમાજના થાંભલાઓ—ભલભલા ભગવદિયો અમારાં ચરણ ચૂમવા તૈયાર ! કેવું સરસ જીવન ? એ જીવનને પરાધીનતાની બેડી નહિ; સમાજના નિયમોનાં બંધન નહિ ! કેવું સ્વચ્છંદી જીવન ? ઇંદ્રિભવનની અપ્સરાઓનું જીવન જો નિંદ્ય નહિ, તો અમારા વિલાસભવનનાં વેશ્યાજીવન વંદ્ય કેમ નહિ ? દેશની બત્રીસ કરોડની વસ્તીમાં તેત્રીસ કોટિ દેવો ! અમારો એકજ મન્મથ—મહાપ્રભુ ! અને એ મહાપ્રભુના પૂજકો તે અમારાં પતગિયાં ! બસ, માણ્યું તેણેજ જીવન જાણ્યું !' ગુલાબની ફરતી ફીકી પાછી શરાબની શિરાઇપર પડી અને વત્સલતાભર્યા ભાવથી બાળકને છાતીએ દાબતી હોય તેમ શિરાઇને ઉપાડી તેણે હૈયાની હુંફ આપી અને બોલી; ' પ્યારે શરાબ ! પ્રેમના પ્રત્યક્ષ રસસ્વરૂપ શરાબ ! લોકો તને છો ખરાબ કહે. સુરા ને શરાબ ! બન્ને સાવકાં ભાઈ બ્હેન છો. અને કામ વિનાના પ્રેમ તે કાંઈ પ્રેમ હોતા હશે ? સુખની શૈય્યામાં રતિરમણીના ગાલીચા વિનાનાં શયન શાનાં ? હિણાતા હિંદુ સમાજમાં હીજડાની વસ્તી હોય, તે અમારાં આલિંગનના. અમારાં ચુંબનના, અમારા શરીરભોગના ઉપભોગ કેમ માણી શકે ? બસ હું ગુલાબજાન '

' બા સાહેબ ! કનુ શેઠ આવે છે. '

ગુલાબની વિચારમાળા તૂટી. તે સ્વસ્થ થઇ. ધડકતે હૈયે તેણે નોકરડીને કહ્યું: ' કનુ શેઠ ? આવવા દે જા. ' અને તેનાં નયનોએ અજબ નખરાં કર્યાં.

એક મોરલીવાળાની આખ્યાયિકા છે. એમાં એવું વંચાય છે કે: તે મોરલી વગાડે ત્યારે આખા ગામના ઉંદર તેના ભણી ખેંચાઈ આવે; એમ સુંદરગલીમાં સગીત ચાલે, ત્યારે રતનપુરના શોખીન માનવઉંદરો

ગુલગુલોની બ્હાર લૂંટવા ખેંચાઈ આવતા. કનૈયાલાલ એમાંનો એક હતો. હાથમાં ચાંદીની મૂઠવાળી સીસમની પાતળી લાકડી હલાવતો, પવનની મંદ શીતળ લહરીઓમાં માથાના વાળનાં ઝુલફાંને ફરકાવતો અને વાંકડી ચીરૂટ ચૂસતો ચંપકલાલ શેઠનો ડાહ્યો દીકરો કનુ ઘરનાં બધાંઓની આંખો આંજી રાસલીલામાંથી ગુલાબ વૈશ્યાને આંગણે આવી પહોંચ્યો અને ઠાઠમાઠના ઠઠેરાથી શણગારેલા તેના દિવાનખાનામાં પગ મૂકતાં જ બોલ્યોઃ ' કાં ગુલાબ વ્હાલી ! '

' આઇયે ! કનુ સે......ઠ ! ' કલેજાના છેક મર્મસ્થાન સુધી કારી ઘા કરી ઘાયલ કરનાર નેત્રબાણ ફેંકતી ગુલાબજાન હસ્તે ચહેરે સામી આવી. કનુએ એના ગળામાં હાથ નાખ્યો અને બન્ને સ્પ્રિંગવાળી ગાદીના સોફાપર બેઠાં. નોકરડીએ ગુલાબી પાણીના ચંબુ ને ગ્લાસ સાથેની ટીપાઈ સોફા આગળ મૂકી અને તે ચાલી ગઈ.

' સાચું બોલો, ' હવે ગુલાબજાને જાળ પાથરવા માંડીઃ ' કનુ શેઠ, ઇન્દ્રભવનની કોઈ અપ્સરાએ આજે તમને અહીં હડસેલી મેલ્યા કે એને ઉંઘતી મૂકીને ભાગી આવ્યા ? ' ગુલાબજાને કટાક્ષ કર્યો અને એ કટાક્ષથી કનુ અધમુઓ થઇ ગયો.

' ગુલાબ, તું બહુ હુશિયાર છે હો ! ઇન્દ્રભવન તો સ્વર્ગમાં આવ્યું; તું મને દુનિયામાંથી સ્વર્ગમાં મોકલે છે ? '

' નહિ મારા શેઠ. '

ગુલાબજાને લલચાવનારા અભિનય સાથે માથાપરનો સાડીનો છેડો સરકી જવા દીધો, અને એના તંગ વક્ષઃસ્થળપરથી પણ આસ્તે આસ્તે સાડી ખસવા લાગી. ' તમારી ગુલાબના ફૂલ જેવા શબ્દો ય આજ તમને ભારે પડયા ? પણ હું તો એમ જ માનતી હતી કે કનુ શેઠ મને મૂકીને બીજીથી રીઝે જ નહિ ને ગામમાં જ હોય તો આઠઆઠ દહાડા સુધી ગુલાબ જીવતી છે કે મરી ગઈ એની તપાસ કર્યા વગર રહે જ નહિ. '

વૈશ્યાના મુખના મીઠા શબ્દોએ કનુ લટ્ટુ બન્યો ને ગુલાબ પોતાને કેટલા પ્રેમથી ચાહે છે, એ વિચારથી જાણે તે સ્વર્ગમાં ડોલવા લાગ્યો.

'વ્હાલી ગુલાબ, તું માનશે ? આઠ દિવસથી હું કોઇ અપ્સરાની કુંજમાં નહોતો, પણ કલકત્તાના 'બ્લેકહાઉસ' જેવા મારા બંગલામાં ગોંધાઈ રહ્યો હતો. કારણ કે આપણી વચ્ચેના સંબંધની મારા પિતાને ખબર પડી ગઈ છે. અને અમારા લલ્લુભટ્ટને પણ તેથી રજા આપી દીધી છે.'

આ સાંભળીને ગુલાબજાન હસી પડી. 'એ તો મને પરમ દહાડાની ખબર પડી ચુકી છે ! લલ્લુભટ્ટ ક્યારનો મારી પાસે આવી ગયો ને બધી વાતો મને કરી ગયો.'

ભર્તૃહરિના પેલા ફળના જેમ કનુ પાસેની હીરાની વીંટી પડાવી લેવાનો તાગડો રચવા લલ્લુભટ્ટ ગુલાબજાનને અગાથીઉ જ મળી ગયો હતો.

'પછી આજ તમે શી રીતે છૂટયા ?' ગુલાબે પૂછ્યું.

રાસલીલામાંથી કેવી યુક્તિ રચી તે અહીં આવ્યો હતો તે બધું તેણે કહી સંભળાવ્યું.

'ત્યારે તો તમે વીસમીસદીના સુરદાસ !' ગુલાબે મલકાતે મુખડે ટાણો માર્યો.

'ગુલાબ, તું ઘણી ચાલાક છે હો. સુરદાસનો અર્થ તો આંધળો થાય.'

'હું તો પૂર્વજીવનના સુરદાસ કહેતી'તી......'

'હવે એ બધી લુખ્ખી વાતો જવા દે. કોઈ મઝાની ચીજ સંભળાવ ! કહી ગુલાબનો હાથ પોતાના હાથમાં લીધો. તે વખતે તેની આંગળીપરની વીંટીપર ગુલાબની નજર ચોંટી. કનુએ ગુલાબના હાથનું પાન લીધું અને પછી દિલરૂબાના તાર ઝણઝણ્યાઃ—

'લગા હય દિલ પ્યારેસે, નિભાવોગે તો ક્યા હોગા ?
જરા દિદાર તુમ અપના, દિખાવોગે તો ક્યા હોગા ?'

ગુલાબના આલાપથી દિવાનખાનું ગાજી ઉઠયું. એના દિલરૂબાના તારના ઝણઝણાટ સાથે કનુના દિલના તાર પણ ઝણઝણી ઉઠયા. સંગીત આગળ ચાલ્યું.

'હમ મરતે હય તેરે ગમમે, જીલાવોગે તો ક્યા હોગા?
'અજબ દિદાર રોશન હય, છીપાવોગે તો ક્યા હોગા?'

કનુનું ચિત્ત હવે ચકડોળે ચડ્યું. તેણે દિલરૂબા પોતાના હાથમાં લીધી. 'તું ગા, મેં બજાઉં મેરી જાન!' તે હવે ઉસ્તાદી ભજવવા લાગ્યો. એના લંપટવેડાપર ગુલાબ હસી પડી.

'પ્યારે તોરે અંગમે ફૂલનકી બ્હાર હય.'

દિલરૂબા બજાવતો બજાવતો કનુ ખીલ્યો:

'વારે મોરી પ્યારી! ગુલે—ગુલજાર હય!'

આમ સંગીતની રમઝટ જામ્યા પછી વળી શરાબનો શીશો ખાલી થયો. પછી? પછી કનુ માણસ મટી હેવાન થયો.

ગુલાબના શબ્દોમાં છળ હતો; તેના હાસ્યમાં, તેના ચુમ્બનમાં, તેના આલિંગનમાં શું હતું, તે મોહાન્ધ કનુ ક્યાંથી જાણી શકે? કનુ એનાં નખરાંથી પૂરેપૂરો વીંધાઈ ગયો હતો. તે એનાં ચુમ્બનથી ચૂસાઈ ગયો હતો. ગુલાબે એને હૈયાની હુંફમાં લીધો. જ્યારે પાસેના ખંડમાંથી, સંગીતનર્તિકા અનારકલિના સરોદ આસપાસના વાતાવરણમાં ગુંજી રહ્યા હતા:—

'સૈયાં સોને દેઃ અજી સોને દેઃ
મૈં તો જગી હુ સારી રૈ'ન
મૂજે પરત કછુ નહિ ચૈનઃ
સૈયાં, નિંદર આતી નૈનઃ—સૈયાં'

—અને વાચક, ત્યારપછીનો વિધિ જાણવાનો અધિકાર તો આપણને નથી. એટલું જ જાણી લે કે એ વિલાસની રાત્રિએ કનુની હીરાની વીંટી ગુલાબજાનની આંગળીપર ચડી ચુકી.

૯

# ભાંજગડીઆઓની મસલત

સ્નેહલક્ષ્મીનો વિવાહિત વર કનુ કેવાં લક્ષણવાળો હતો, તે આપણે પાછળના પ્રકરણમાં જોયું. એની સાથે સુશીલ સ્નેહલક્ષ્મીનો મેળ ન મળે એ દેખીતું હતું. સ્નેહલક્ષ્મીને કનુના મ્હોંપર થૂંકવામાંય સૂગ ચડતી ! નૈષ્ટિક બ્રહ્મચારિણી રહેવું બહેતર, પણ સૌન્દર્યના એક ગુલામને પનારે તો ન જ પડવું એવો સ્નેહલક્ષ્મીએ પાકો નિર્ણય કર્યો હતો. કનુના પિતા ચંપકલાલ શેઠ કંઇ એવું સાંખી લે તેવા નહોતા. 'નાતના પટેલ જેવા પટેલનું, સ્નેહલક્ષ્મી જેવી એક નાદાન છોકરી પાણી ઉતારે ?' આ વિષમય વિચારનો હુપદ કીડો ચંપકલાલનું કાળજું કોરી ખાતો હતો. કેવા કાવાદાવાથી સ્નેહલક્ષ્મીને નમાવી હઠ છોડી દેવા અને પોતાને ત્યાં લગ્ન ચોઘડિયાં વાગે એ વિષે તેને આઠે પહોર તર્કવિતર્ક થયા કરતા; પણ ધારી મુરાદ પાર પડતી નહિ. ઉમેદ બર ન આવે, ત્યાંસુધી જંપીને બેસે એટલા સબુરીવાળા ચંપકશેઠ નહોતા. નિત્ય નવી નવી ધાલમેલ કરતો, નાતના અન્ય ભાંજગડીઆઓને મળતો, પ્રસંગ સાધી મુદ્દાની વાત ચર્ચતો; પણ હેતુ સિદ્ધ થાય એવું કોઈ બ્હાનું તેને હાથ લાગતું નહિ. કેમકે સ્નેહલક્ષ્મી સદ્ચારિત્ર્યશીલ

હતી અને સદ્ચારિત્રશીલ વ્યક્તિપર ખોટાં તહોમત મૂકી, એનો પ્રશ્ન નાતમાં છણવો, એ કામ જરા અઘરૂં હતું.

સ્નેહલક્ષ્મી ચંપકલાલ શેઠના કારસ્તાનોથી અજાણી નહોતી. તે ચુસ્ત વૈષ્ણવ હતો અને ચોકસી મહાજનનો શેઠ હતો, તે કરતાં નાતનો પટેલ હતો એ વસ્તુ સ્નેહલક્ષ્મીને મન વધારે વિષમ હતીઃ કેમને નાતનો પટેલ, એટલે આ વીસમીસદીના વૈષ્ણવી વેશમાં જીવતો જાગતો જાણે આબાદ પારધી! પારધીને દયા ન હોય. એની નજરમાં નિર્દોષતા વસે જ નહિ. તીર તાકવું ને છટકી જતા શિકારને કોઈપણ રીતે સાધવો એ જ તેનું લક્ષબિન્દુ હતું.

એવા ચંપકલાલ શેઠની પુત્રવધૂ નહિ થવાનું છડેચોક જાહેર કરવામાં, અગ્નિ સાથે ખેલ ખેલવા જેવું હતું, તે એ સારી રીતે સમજતી હતી; છતાં 'રાખણહારો રામ' કહીને એણે નાતના તોફાની દરિયામાં ઝંપલાવ્યું હતું.

પ્રચંડ વેગથી ઉછળતા તોફાની મોજાંવાળા નાતના દરિયામાં દોટ મૂકવી, અને એ દરિયાના દેવો સામે ઝૂઝવું, એ સહેલી વાત નહોતી. જળ ભિતરનાં તરેહવાર હિંસક પ્રાણીઓની કનડગત નડયા સિવાય રહે જ નહિ. સ્નેહલક્ષ્મીના નસીબમાં એવાં નડતર નિર્માણ થયાં હતાં અને નડતરના શ્રીગણેશ પણ બેસી ચુકયા હતા. સ્નેહલક્ષ્મીને દબાવી દેવાની એક યુક્તિ હવે ચંપકલાલ શેઠને હાથ લાગી ચુકી હતી.

ચંપકલાલ શેઠ વાળુપાણીથી પરવારીને, હુક્કો ગગડાવતો બેઠો હતો. રાતના નવેક વાગ્યા હશે. સારીયે બ્રિટીશ સલ્તનતને ઉથલાવી નાખવા જેવા કોઈ ગંભીર વિચારમાં તે લીન થયો હોય એમ લાગતું. તેના ઘટઘટમાં ગુંથાતી ઘટમાળને વૈકુંઠધામમાં પહોંચાડવા, હુક્કાની નળીમાંથી ખેંચાતા ધૂમાડાને તે હવામાં છોડી મેલતો. તેની બુઢ્ઢી ડોસીની કાનેભંભેરણીથી, નજીવા વાંકસર પોતાની વિધવા પુત્રવધૂ મેનાનો બરડો ખોખરો કરીને હમણાં જ તે બેઠો હતો, એટલે તેના મગજનો પારો હજુ બરાબર હેઠો બેઠો નહોતો. પોતે

વિચારમાં ને વિચારમાં પલાળેલી લીંડી જેવા મૂચ્છના વાળને વળ દેતો કોઈના આવવાની વાટ જોઈ રહ્યો હતો.

એમ પાંચેક મિનિટ વહી ગઈ, અને પછી જેમને તેડાવ્યા હતા તે નાતના ભાંજગડીઆઓ આવી પહોંચ્યા. તેમનું 'આવો' ના ભારેખમ ઉચ્ચાર સાથે સ્વાગત કર્યું અને પછી પૂરા ચાર જણની ચંડાળચોકડીનો ડાયરો જામ્યો. એમની લુચ્ચી આંખો એક બીજાના પર ફરી વળી. હુક્કાના ઢુંગાર પર ઢુંગાર ચડવા લાગ્યા; અને મકાનના મધ્ય ખંડમાંથી 'ગંગાબેટીએ ઝઘડો માંડીઓ' નામનું વૈષ્ણવગીત ગાતાં જેકોર ડોસી બહાર–ચોકમાં આવી પ્રહોંચ્યા. એમના જમણા હાથમાં એકસોને આઠ મણકાની માળા હતી ને બીજા હાથમાં ચટાઈનું આસન હતું. તે પાથર્યું ને 'શી વલ્લભ, શી વલ્લભ' ગોખતાં પેલા ડાયરા વચ્ચે બેઠાં. બધાં મળીને ચાર દાઢિયાળા અને દસ દાઢિયાળાની માટીથી ઘડાયલાં એક બોડકા માથાવાળાં જેકોર ડોસી મળીને પાંચનું 'પંચ' મળ્યું ને પારાયણ વંચાવું શરૂ થયું.

'કેમ ચંપકલાલ શેઠ, શું કામ પડયું છે, કહો જોઇએ?' એક જણે પૂછ્યું.

'આપણા કનુભાઈના લગન કર્યાં છે કે શું?' બીજો બોલ્યો.

'શું બોલ્યા? અમથાલાલ! મારો કનુ ભલે કુંવારો રહે.' જેકોર ડોસીને અમથાલાલનું બોલવું ન ગમ્યું. તેથી તેણે હૈયાની વાત દબાવી ઢોંગી હોઠ ફફડાવ્યા: 'મારે એ રાંડ લખડી તો હવે ઘરમેય ન ખપે'—

જેકાર ડોસી આવેશમાં આવી ગયાં અને તેની માળાના મણકા ઝપાટાબંધ ફરવા લાગ્યા. બહારથી આવેલા ત્રણ જણમાંથી કોઈ પણ જેકાર ડોશીની વાતનો મર્મ જાણે સમજી જ શક્યા નથી, તેમ તેમણે ઉત્કંઠિત્ ભાવે ચંપકલાલ શેઠ સામે જોયું. ચંપકલાલે હળવે રહીને મુખ્ય વાતની હવે શરૂઆત કરી.

'માજીનું કહેવું બરાબર છે. આજકાલ સ્નેહલક્ષ્મીએ લાજશરમને નેવે મૂકવા માંડી છે.'

'નેવે મૂકશે તો ભેંસનાં શિંગડાં ભેંસને ભારે પડશે આપણે શું? કેમ ભોગીલાલ ખોટું કહું છું?'

'ખરૂં છે શેઠ એ તો કરે તે ભોગવે.' ભોગીલાલે ટાપસી પૂરી.

'તમે એ કુબજાના કરતુક હજી જાણતા નથી, ને અમથી ડાહી ડાહી વાતો કરો છો. એણે આખી નાતનો મનખો બગાડી નાખ્યો.' જેકોર ડોસીએ હૈયામાંની બળતરા ઠાલવવા માંડી.

'બા, તું જરા ધીમી પડ, ને એમને સમજણ પડે એમ વાત કર.' બાનો દીકરો બોલ્યો.

'શું કહું કપાળ? લખડીએ મંદિર અભડાવ્યું.'

'હેં!' સાંભળીને ત્રણેય જણે અજાયબી બતાવી. ડોસીના શબ્દની અસર થવા માંડી છે, તે ચંપકલાલ તીણી આંખે જોઈ રહ્યો હતો. ડોસીએ ઉશ્કેરણી ચાલુ જ રાખી:

'ચુડીઓ પહેરો ચુડીઓ; નાતના મોટા મહારથી થઇને બેઠા છે!'

'ધીરે ધીરે બધું સારૂં થશે.' ભૂખણદાસે ડોસીને જરા વધુ ચીડવવા સારૂ ઠાવકી વાત કરવા માંડી: 'તમે આકળાં ભૂત ન થાઓ. માંડીને વાત કરો; થયું છે શું?'

'આ થયું એમ કે વેશ ભજવ્યો એ રાંડ વંતરીએ ને આખા દહાડાનો નકોરડો અપવાસ પડયો મારે; બોલો પૂછવું છે વધારે?' નાપાક થઈ જતા પોતાના ધર્મને, ગાળોના વરસાદ વડે ન્હવરાવતાં જેકોર ડોસીએ નાતના સાક્ષાત ધર્મધુરન્ધરોને પાણી ચડાવવા માંડયું:

'સોળ વરસનો નર્યો હીજડો! શેઠાણી આખાંય દયાનાં દેવી ખરાંને, તે ઢેડાના છોકરાને અડક્યાં. અરે, એને ગાડીમાં પધરાવ્યો! કમારજા ન્હાયા વગર ઘરમાં પેઠી! બોળાવાડો ઘરમાં ઘાલીને જ

અટકી હોત તો ઝાંખરા ઝીંટયા; પણ એણે તો દર્શને આવીને આખું મંદિર છોઈ નાખ્યું! કોણ જાણે એ કપાતરને એની માએ કેવાય નખેતરમાં.........'

'સાંભળ્યું! ભાઇઓ! વધારે શું જાણવું છે?' ચંપકલાલ શેઠ ટટાર થયા.

જેકોર ડોસીને જીવઉકાળો થાય એ બનવાજોગ હતું. કેમકે એમના સમ્પ્રદાયમાં મશાલેદાર ગાળોનો મહાપ્રસાદ બાંટવાનું લખ્યું હશે કે નહિ, તે તો તે જાણે; પણ રસ્તે ચાલતાં જો ચીંથરાનો ટુકડો ચંપાય તો માથાબોળ ન્હાવાની એમના ધર્મની આજ્ઞા હતી. જેકોર ડોસી એવે પ્રસંગે સીધેસીધાં ન્હાયા હોય, એમ ભાગ્યે જ કોઈવાર બન્યું હશે. 'કઈ રાંડ કૂવડે ચીંથરૂં નાખ્યું હશે?' કહીને એમના આચારપર અશ્લિલતાનો અભિષેક કર્યા પછી જ તે અંઘોળતાં! જેમનાં રૂંવે રૂંવે આભડછેટની આટલી બધી સુગ નહોતી, તેવા મધ્યમ માર્ગી પાડોશીઓ તો એમ કહેતા કે જેકોર ડોસી સાતમા પેઢીના પિતરાઈનું મેણું ભલે ના પાળે; પણ ચીંથરાને અડક્યા પછી, સરસ્વતી સંભળાવ્યા પછી તેણે ન્હાવું તો જોઇએજ. પછી તે સ્નાન ચીંથરાના આભડછેટનું ગણો કે ક્રોધરૂપ ચંડાળ વડે અભડાયલા મનોદેવતાની શુદ્ધિનું ગણો.

આવા સર્વાંગશુદ્ધ જેકોર ડોસીથી ઢેડાના છોકરાને અડવાનું આભડછેટ કેમ સંખાય? જેકોર ડોસી તો વળી મંદિરની સેવાસામગ્રી માટે રોજ 'અપરશ'માં જનારાં રહ્યાં! તેમણે આભડછેટના ઉભરા રાતના વાળુ વખતે પોતાના દીકરા ચંપકલાલ આગળ કાઢયા હતા અને ચંપકલાલે હેતુની સિદ્ધિ અર્થે આભડછેટના નિમિત્તને આગળ ધરી સ્નેહલક્ષ્મીને સીધી દોર બનાવવાનો તાકડો તાબડતોબ રચવા માટે, રાતને પહોર નાતના બીજા ભાંજગડોઆઓને પોતાને ત્યાં તેડાવ્યા હતા.

ચંપકલાલને પોતાની શક્તિમાં સોળેસોળ આની શ્રદ્ધા હતી.

પિસતાલીસ વર્ષની વયે, અગિયાર વર્ષની કન્યા એક ગરીબનું ઘર ભાંગીને પોતે પરણી શક્યો છે, તો સ્નેહલક્ષ્મીને ક્નુ વેરે પરણાવી દેવી, એમાં તે શી મોટી વાત! ચંપકલાલને પોતાના જ દૃષ્ટાંત વડે આમ બળ મળ્યું હતું અને બાકીના ભાંજગડીઓ તેની મદદમાં હતા. કેમકે ચંપકલાલની માંજરી આંખોની આડે આવનાર, પેલા ગરવિલી આંખોવડે જેમ ભસ્મિભુત થઈ જવાતું, તેવી જ દશા ભોગવે એટલો એનો સૌ કોઈપર કરપ હતો.

સ્નેહલક્ષ્મી માટે એ અપશુકનીઆળ પ્રસંગ છપ્પનભોગમાંથી ઉદ્‌ભવ્યો હતો. રતનપુરની હવેલીમાં અગાઉ જણાવ્યા પ્રમાણે વ્રજની રાસધારીઓ આવ્યા હતા. આ પ્રસંગે બહારગામથી વલ્લભકુળના બે બાળકો પણ પધાર્યા હતા. રાસલીલાના છેલ્લા દિવસે ઠાકોરજીને છપ્પન-ભોગનાં નૈવેદ્ય ધરાવવાનો મહોત્સવ ઉજવાયો હતો.

ભાતભાતની રસોઈ અને વિવિધ વાનીઓનાં દર્શન કરવા ભાવિક ભક્તોનાં ટોળેટોળાં હવેલી આગળ ઉભરાતાં હતાં. એટલી જ મોટરો તથા ઘોડાગાડીઓની ભીડ હતી. એવી એક ચાર ઘોડાની ફુલાચ્છાદિત ગાડીમાં બેસી એક ગોસ્વામી બાળક કોઈ સેવકને ઘેર પધરામણીએ ગએલા ત્યાંથી તે હવેલી તરફ પાછા ફરતા હતા. ભીડ એટલી બધી હતી કે ન પૂછો વાત. એવી ભીડમાં ધક્કા મૂકી ખાતો અગિયારેક વર્ષનો એક મેઘવાળનો છોકરો, ભીડના હડસેલામાં ધકકેલાતો વચ્ચે ભરાઇ પડયો હતો અને જન્મથી પડેલા સંસ્કાર પ્રમાણે, પોતે બીજાને અડકે છે તેથી તેઓ અભડાઈ જાય છે ને પોતે પાપમાં પડે છે એ બીકથી ભીડમાંથી બહાર નીકળવા મથતો હતો. મહા પ્રયત્ને કચડાતો પછડાતો અથડાતો તે બહાર નીકળ્યો. ત્યાંતો પેલી ફૂલાચ્છાદિત બગીના ઘોડા ભડકયા. થાકીને લોથ થઈ પડેલો પેલો મેઘવાળનો છોકરો તે બગીના પૈડાંતળે આવી ગયો ને તેણે કારમી ચીસ પાડી.

એ જ વખતે સ્નેહલક્ષ્મીની ગાડી ત્યાં આવી પહોંચી હતી. 'અડશોના બાપા, મેઘવાળ છું. ઉંચે હાથે જરા પાણી...' ગોસ્વામીના

બાળકોની ગાડીનાં પૈડાંતળે ચગદાવાથી લોહીલુહાણ થયેલા મેઘવાળના બાળકના મુખમાંથી 'અડશોના'નો ઉચ્ચાર સાંભળતાં જ વૈષ્ણવજન, જેમ બંદુકનો અવાજ થતાં ઝાડપરનાં પંખી વિખરાઈ જાય તેમ 'હાય હાય! આ તો ઢેડો મૂવો છે' કહેતાં, જમનામૈયાં જેટલી પોતાની પવિત્રતા જાળવવા ત્યાંથી રફુચક્કર થવા લાગ્યાં. ગોસ્વામીજીની ગાડી તો ક્યારની ત્યાંથી પસાર થઇ ગઇ હતી. સ્નેહલક્ષ્મીથી આ કરૂણ દૃશ્ય જોઇ રહેવાયું નહિ. તે ગાડીમાંથી નીચે ઉતરી. પોતાના કોચમેનને પાણી લાવવા કહ્યું. પાણી છોકરાને પાયું. હજુ તે અંત્યજ બાળકના પગમાંથી લોહી વહેતું બંધ થયું નહોતું.

સ્નેહલક્ષ્મીએ વિચાર કરવામાં વખત ન ખોયો. તેણે તરત જ મેઘવાળ બાળકને ગાડીમાં નંખાવ્યો. અને સૌના દેખતાં ગાડી હોસ્પીટલ તરફ હંકારી મૂકી.

ભગવાનના અનન્ય ભક્તોએ મ્હોંમાં આંગળી ઘાલવા માંડી: વેવલીઓએ હોઠ ફફડાવવા માંડયા: 'બાપ રે, છે કાંઈ લાજ શરમ! નરાતાર નાસ્તિક! બાપ મુઓ ને એની પછવાડે આ છોકરીએ ધરમ પણ ખોયો!' વગેરે વાતોનો નિંદાખોર જીભલડીઓને ખોરાક મળ્યો.

એ મેઘવાળના બાળકને અડકી, એ જ એનો અપરાધ! તે ઘેર જઇને ન્હાઈ હતી કે નહિ, ન્હાયા વગર જ મંદિરમાં પાછી દર્શન કરવા આવી હતી કે કેમ, પેલા ગોસ્વામીનો બાળક પણ અભડાયલો ગણાય કે નહિ, એનો વિચાર કે તપાસ કરવા કોઈ તૈયાર નહોતું.

સ્નેહલક્ષ્મીની દયાભાવનાએ એની લગભગ આખી નાતમાં નિર્દયતાનો, ધર્મના ઓળાવાડાનો ને 'પાપ'નો ભાગ ભજવ્યો. તે જ વખતથી રતનપુરની વાણિયાની નાતમાં પવનવેગે આ વાત પ્રસરી. ખાસ કરીને બુઢ્ઢી વિધવાઓ એટલે વગર પૈસાની જીવતી જાગતી જાહેરાતો. જેકોર ડોસીની સવા ગજ લાંબી લુલીએ જોતજોતામાં તો સર્વ સ્થળે સ્નેહલક્ષ્મીનો ઢેડફજેતો કરી નાંખ્યો. ફળિયે ફળિયે ને

ચકલે ચૌટે, જ્યાં જાઓ ત્યાં સ્નેહલક્ષ્મીની જ કુથલી ! નવરા વૈષ્ણવોને સ્નેહલક્ષ્મીના આ દયા ને પરોપકારી કાર્યથી નિંદાનો નવો ખોરાક મળી ગયો. પછી પૂછવું જ શું ? સ્નેહલક્ષ્મીને આવા પામરોના બકવાદની જરાય પરવા ન હતી; એટલે સ્વમાનપ્રિય સ્વભાવને ઉંધી નજરે નિહાળનાર નાતિલા એને અભિમાની ગણવા લાગ્યા. સ્નેહલક્ષ્મી પૈસાદારની પુત્રી હતી, તેથીય લોક બળીઝળી જતા ! એને છપ્પનભોગ જેવાં પ્રદર્શન ગમતાં નહિ, તેથી તેના ફાળામાં તેણે સાવ નજીવી રકમ ભરેલી. કોઇને માગ્યા પ્રમાણે ઘોડાગાડી વાપરવા નહિ મળી હોય; કોઈનાપર લહેણું પતાવવા દાવો કરવો પડયો હશે. આમ જૂના દ્વેષોને તાજા કરી, કિન્નો લેવાને આવે વખતે લોક તૈયાર થઈ ગયા હતા. એટલે ઢેડાઓ કરતાંય જેમનાં જીવન વધારે મલિન ને ગંધાતી ગટર જેવાં હતાં તેવાઓ પણ પોતાના પગતળેના રેલાને પડતા મૂકી સ્નેહલક્ષ્મીની ફાવે તેમ નિંદા કરવા લાગ્યા. કુંવારા કનૈયાઓનાં એવા સેંકડો માબાપ નાતમાં હયાત હતાં કે સ્નેહલક્ષ્મી જો દીકરાની ગૃહલક્ષ્મી થાય તો તેનાં પગલાં પૂજવા તેઓ મૂહુરતની યે રાહ ન જુએઃ પણ સ્નેહલક્ષ્મી તો સૌને આકાશના તારા દેખાડે એવી હતી. તેથી જ હવે ધરમ નામની ઢાલ ધરી સ્નેહલક્ષ્મી સામે સત્તાની સમશેર ઉગામવાની પેરવી થઈ રહી હતી. નાતના કહેવાતા આગેવાનોની નજરે હવે સ્પૃશ્યાસ્પૃશ્યથી વર્ણાચારમાં દુરાચાર દેખાયાં; તેથી જ હવે સુરગંગા જેવી સ્નેહલક્ષ્મી નાતના આગેવાનોની નજરે નફ્ટ, નિર્લજ્જ ને નાક વિનાની દેખાવા લાગી. આવો કોઇ શિકાર હાથમાં આવે છે, ત્યારે નાત તેને દંડી નાખવા, નીતિને લીલુડાં ઘાસ ચરાવવા સારૂ તેના ગોવાળીઆ ધર્મદેવને હવાલે કરે છે અને પછી નાતના ધર્મધુરન્ધરો ધૂણી ઉઠે છે. તેઓ વર્ણાશ્રમના વિધિને નામે નાદિરશાહીનો દોર ચલાવવા માંડે છે; અને ‘ મહાજન ’ નામનું કહ્યાગરૂં જાનવર મુફલિસ ખાંધીઆઓના સૂરમાં સૂર પૂરી તેમની પાછળ ટેં ટેં કરવા તૈયાર થાય છે. એવે વખતે લખાણભૂખ્યાં કે વખાણભૂખ્યાં કેટલાંક વર્તમાનપત્રોને પણ

જોઇતો ખોરાક મળી રહે છે અને તેથી તેઓ પણ ઘણીવાર કામનો વાધ કરી મૂકે છે.

ચંપકલાલ શેઠ સાથે અન્ય ભાંજગડીઆઓએ મળીને એવો નિર્ણય કર્યો કે સ્નેહલક્ષ્મીના મૂખ્ય મુનિમ અર્થદાસનું નાતના બ્હેકેલા મામલા પ્રત્યે પ્રથમ ધ્યાન ખેંચવું. ' પાનસોપારી ' વડે તેને ' પોતાનો ' બનાવી લેવો અને એની મારફત જો તે સાનમાં સમજી જાય તો આભડછેટની વાત આટલેથી જ અટકાવી દેવી: પણ એ હઠીલી છોકરી ન જ માને તો નાતને એકઠી કરી એને બરાબર ચમત્કાર બતાવવો. મુદ્દાની બાબત બે: ત્હોય તો સ્નેહલક્ષ્મી ચંપકશેઠના કુળની ગૃહલક્ષ્મી બને અથવા નાતબહાર થાય. આવા નિર્ણય પછી આવતી કાલનો સૂર્ય કેવો ઉગે છે એની રાહ જોતા સૌ સૌને રસ્તે પડ્યા.

૧૦

## સ્નેહલક્ષ્મીનો નિશ્ચય:

સ્નેહલક્ષ્મી અંત્યજસ્પર્શની ચર્ચાને ચાકડે ચડી, ત્યારથી એનું મન ઉદાસ રહેતું. તે હરતી ફરતી, અનેક સુંદર વિચારોમાં મગજને રોકવા મથતી, પણ એની નજર આગળ નાતની પંચાતનું દશ્ય આવીને ખડું થતું: એને કંઈ ચેન પડતું નહિ. ચેન નહોતું પડતું, એનું કારણ એ નહોતું કે નાતથી તે ડરતી હતી. એને લાગી આવતું હતું તે એ જ કે નીતિ કે ધર્મને નામે નાત કે નાતના કહેવાતા નેતાઓ નીતિ ધર્મના સાચા સ્વરૂપનું ખૂન કરી રહ્યા છે અને એ રીતે પોતાની ઘોર પોતાને જ હાથે ખોદી રહ્યા છે. મરવાની આળસે જીવતી નાતોનો સુધાર આવા જ નાતિલાઓના હાથમાં રહે તો સમાજની શી દશા થાય? સ્નેહલક્ષ્મીને આ વિચારો મુંઝવી રહ્યા હતા, તે સાથે પિતાના વૈકુંઠવાસ પછી એકલવાયું જીવન જીવતી સ્નેહલક્ષ્મીને દિલની વાત કરવાનો વિસામો ન હતો અને તેથી પણ તેને કોઈ કોઈવાર—ખાસ કરીને આવે પ્રસંગે ઓછું આવી જતું.

ચંપકલાલ ચોકસીને ત્યાં રાતના અગિયારેક વાગતા સુધી છુપી મસલત ચાલ્યા પછીનો આજ બીજો દિવસ હતો. સ્નેહલક્ષ્મીના મુખ્ય

મુનિમ અર્થદાસના હાથમાં ચંપકલાલની ઇજ્જત અને એના કનૈયાનું કિસ્મત લટકી રહ્યાં હતાં. અર્થદાસ સ્નેહલક્ષ્મીને શામ, દામ દંડ ને ભેદમાંની હરકોઈ યુક્તિવડે સમજાવી શકે અને કનુ સાથે લગ્ન ન કરવાની તેની હઠ મૂકાવી દે, તો બીજી સઘળી પંચાત એટલેથી જ પતી જાય તેમ હતું. ખરી વાત એ હતી કે સ્નેહલક્ષ્મી ઢેડના છોકરાને અડકી હતી, તે પ્રશ્ન મહાજન સમક્ષ ચર્ચવાનું તો માત્ર બ્હાનું હતું. તે જો બીજી રીતે પોતાના દીકરા સાથે પરણવાનું માની જાય તો મહાજનમાં એ આભડછેટનો નુકતો અજમાવવા ચંપકલાલ શેઠ ચાહતા જ નહતા.

સ્નેહલક્ષ્મી ડ્રોઈંગની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થએલી હતી અને એના ડ્રોઈંગની કુશળતાનો ઉપયોગ પોતાના આલિશાન મકાનના અગ્રભાગે ખીલી રહેલી ફૂલવાડીમાં વિધવિધ જાતની વેલ પાડવામાં, મેંદીના છોડ કાતરવામાં ને કતરાયલા ઝીણા ઘાસમાં મરોડદાર અક્ષરો કોતરવામાં કરતીઃ આજ એનો હાથ નાતના નાલાયક નેતાઓને ચીતરવા તરફ વળ્યો. બેચેનીને ઉડાડી મેલવા વલખાં મારતી સ્નેહલક્ષ્મીએ હાથમાં સીસાપેન ને કાગળ લીધાંઃ સીસાપેનના છેડાને હોઠ આગળ ટેકવી, નજરને કાગળ તરફ સ્થિર કરી તે વિચાર કરવા લાગી.

સીસાપેનવડે રેખાચિત્ર ચીતરવા માંડયું; પણ આજ એનું મગજ ઠેકાણે નહતું. ચિત્તની સ્થિતિ અસ્વસ્થ હતી. તેમણે પેન્સીલ પાછી મૂકી દીધી.

આવે વખતે એને સ્નેહવદન સાંભર્યો. તેને વિશ્વાસ હતો કે નાતે ઉપસ્થિત કરવા માંડેલી પંચાતને અંગે દિલની વાત કરવાનો રહ્યોસહ્યો એક જ એ એનો વિસામો હતો; પરંતુ સ્નેહવદનને કેમ મળાય ? સૂરબાલાને ત્યાં ચાલીને મળવા કેમ જવાય ? તેનું શરમાળ અંતઃકરણ વળી આવા વિચારોની ગડમથલમાં ગુંચવાયું.

તે ઉઠી. એને કંઈ ગમતું નહિ. તેની નજર દિલરૂબાપર પડી. તે હાથમાં લઇ એનાપર એની આંગળીઓ ફરવા માંડીઃ દિલરૂબાના તાર ઝણઝણી ઉઠયા.

'સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી!
ઉરના એકાન્ત મારા ભડકે બળે.'

વળી દીલરૂબાને મૂકી દીધું. લોકપજવણીથી ઉદાસ થયેલું તેનું દીલ એને કોઈ રીતે આજ શાંતિ કે આનંદ ભોગવવા દેતું નહોતું.

એની વ્હાલી સહચરી જસોદા આજ બાઇના વિચિત્ર ચેનચાળાથી ગભરાઈ ગઈ હતી. એને આ બાબતમાં કંઈ સમજણ પડી નહિ તેથી તેણે વિનયપૂર્વક પૂછ્યું:

'મોટી બ્હેન, તમે આજ આમ કેમ કરો છો? હું જોયા કરૂં છું કે છેલ્લા બે દિવસથી તમારૂં ચિત્ત કોઈ કામમાં ચોંટતું જ નથી. એવું તે શું છે?'

'કાંઈ નહિ, જસુ! તારે એ વાતની ચિંતા ન કરવી. મને હમણા એકલી જ રહેવા દે.'

'હું અહીંથી નથી ખસવાની. જોઇએ તો લડો કે મારો.'

'ગાંડી!' પોતાની વિશ્વાસુ જસુના વ્હાલસોયા શબ્દ સાંભળી, એને તરછોડી કાઢવાનું સ્નેહલક્ષ્મીને ઠીક ન લાગ્યું. તે બોલી: 'જસુ, તું નથી જાણતી કે નાતમાં હું વગોવાઈ રહી છું?'

એ જ વખતે મુનીમ અર્થદાસ બાઇને મળવા ત્યાં આવ્યો. સ્નેહલક્ષ્મી પોતાની મનોદશાનું ભાન બીજાને કરાવવા ઇચ્છતી નહોતી તેથી હસતે મુખડે તેણે મુનીમ અર્થદાસને જોઇને કહ્યું:

'કાં મુનીમજી અત્યારે કેમ આવવું થયું?'

અર્થદાસ કંઈ બોલ્યો નહિ. જાણે એના બાપને સ્મશાનમાં પધરાવીને સીધો જ અહીં આવ્યો હોય એવા શોકમગ્ન ચ્હેરે, સ્નેહલક્ષ્મીની બેઠક પાસેના તકીઆને અઢેલીને તે બેઠો. સ્નેહલક્ષ્મી એના ચિંતાતુર ચ્હેરાનું ખાસ કારણ સમજી ન શકી. તેણે ફરી પૂછ્યું:

'બોલોને, કેમ વિચારમાં પડયા?'

અર્થદાસે જસુ સામે જોયું. નિર્દોષ ને ભોળી બાળા જસુ બોલી ઉઠી:

'હં; જાણી ગઈ. એતો છેને, તે પેલો ખાટકી એક ગાયને

કસાઇવાડે દોરી જતો'તો; મેં કહ્યું કે મોટાં બ્હેનને કહીને ખાટકીને થોડાક રૂપિયા દઈ બિચારી ગાયને છોડાવો: ખરૂં કે નહિ ? અર્થદાસ, ભાઇ, એટલા માટે તમે આવ્યા છો ને ? '

' ના બ્હેન, એ કસાઈ તો ચાલ્યો ગયો. નાતમાં ચાલતી પંચાત સંબંધી બ્હેન સાથે કાંઈક વાટાઘાટ કરવા હું આવ્યો છું. '

અર્થદાસે હવે કળે કળે પેચ ઉકેલવા માંડયો. નાતનું નામ સાંભળીને સ્નેહલક્ષ્મીનો મિજાજ ગરમ થવા માંડયો; છતાં મુનીમ શું કહે છે તે જાણવા સારૂ તેણે ઉશ્કેરાતી લાગણીને દબાવી રાખી. અર્થદાસે વાટાઘાટના આરંભે વિવેક વાપરવા માંડયો:

' લક્ષ્મીબ્હેન, હું તો તમારો વાણોતર: સમજું છું કે તમારી વાત વચ્ચે મારાથી માથું ન જ મરાય. '

' એમ ના બોલો: બાપુના વૈકુંઠવાસ પછી મારે તો એક તમે જ સલાહકાર છો. ' સ્નેહલક્ષ્મીના શબ્દોથી લુચ્ચા અર્થદાસની છાતી ફૂલવા લાગી. એના મનની વાત જાણવા ખાતર સ્નેહલક્ષ્મીએ સાવ નમતું મૂકી દઈ કહ્યું:

' વિનાસંકોચે જે કહેવું હોય તે કહો. હું તમારૂં નહિ સાંભળું તો બીજા કોનું સાંભળીશ ? '

' બાઈ આતો નિમાજ પઢવા જતાં મસિદ કોટે વળગે એવું બન્યું છે. ' અર્થદાસે નિરાશાના ઉદ્દગાર કાઢયા.

' તમે શું બોલો છો ? મારાથી કશું સમજાતું નથી. ' સ્નેહલક્ષ્મીએ કહ્યું.

' તમે તો દયાને ખાતર પેલા ઢેડાના છોકરાને અડકીને ઉગાર્યો; પણ નાત કાંઈ એવું વિચારે છે ? '

' નાત ન વિચારે તો જહન્નમની ખાડીમાં પડે. અર્થદાસ નાતની ચિંતા આપણે કરવાની શી જરૂર ? '

' હું નાતની ચિંતા નથી કરતો. મને તો......'

' મારી ફિકર થાય છે ખરૂં ને ? '

સ્નેહલક્ષ્મીના શબ્દોને અર્થદાસે ઝીલી લીધા અને કહ્યું:

'કાગડો હમેશાં આંદાં જ શોધતો ફરે છે; નાતનેય એવી કટેવ પડેલી છે.'

'એટલે ?' સ્નેહલક્ષ્મીનો અવાજ જરા ભારે થયો.

'આગેવાનોને મ્હોંડે સાંભળ્યું છે કે તમે જો પ્રાયશ્ચિત ન કરો તો એ આભડછેટનો પ્રશ્ન મહાજનમાં મૂકાશે.'

'મેં મહાજનનો શો બાપ માર્યો છે કે તે એમ છેલ્લે પાટલે જઈ બેસે ?'

'એવું તો નહિ, પણ ઢેડને અડકીએ ને વળી એને ગાડીમાં બેસાડીએ, તે ધરમની નજરે બોળાવાડો તો ખરો જ ને ? મહાજનને તેથી જ તમારી રીતભાત નહિ ગમતી હોય.'

'ધર્મના એ ધુરંધરો કેવા છે તે તમે નથી જાણતા ? અર્થદાસ ! તમે મરદ બચ્ચા હો તો મારી સાથે મરદ થઈને વાત કરવા આવજો: ને ધર્મની વાતો કરવી હોય તેને મારી પાસે મોકલજો, સમજ્યા ?'

'શું કરવું તે તમારે વિચારવાનું છે. મને તો લાગ્યું તેથી આવ્યો ને સાંભળ્યું તે કહું છું; પણ બ્હેન, પેટનાં પુત્રી ગણીને તમને કહું છું કે તમારા કરતાં આ દેહે ઝાઝી દીવાળીઓ જોઈ છે; ને અનુભવે સમજાયું છે કે નાતની સામે થવામાં આપણે સાર નહિ કાઢીએ.'

'તમે ભૂલો છો. હું નાત સામે થતી નથી પણ નાત મારી સામે થાય છે.'

'પણ આપણે કારણ જ ન આપીએ તો ?'

'મતલબ કે એની માગણી મુજબ મારે પ્રાયશ્ચિત કરવું, ને એ નિમિત્તે મહાજનની હોજરીમાં મિષ્ટાન્ન ભરવાં તો બધું પતી જાય એમ જ ને ?'

'ભસતાં કૂતરાં ટૂકડે રોટલે રાજી થાય છે. તેમ એક ટંકના વાળુથી નાતની પંચાત મટી જતી હોય તો પીડા પતી.'

'અર્થદાસ! પ્રાયશ્ચિત કેવાં કર્મ માટે હોય તે તમે જાણો છો?'

'ન કેમ જાણું? પણ સંજોગાવશાત્ સ્થિતિને સંભાળી લેવી પડે છે.'

'સંજોગોના 'હાઉ'થી ભડકી ઉઠનારાં બીજાં; હું નહિ સમજ્યા, મુનીમજી! પ્રાયશ્ચિત તો મરણાન્તે નથી કરવાની. કોઈ વચલો રસ્તો હોય તો બતાવો.'

આ સાંભળી અર્થદાસની ઉંડી ઉતરી ગએલી નિસ્તેજ આંખોમાં તેજ ઝળકયું. તેણે હજામતથી બેડોળ લાગતી પોતાની દાઢીએ હાથ દઈ ક્ષણભર વિચાર કરવાનો ઢોંગ કર્યો અને જાણે રામબાણ જડીબુટ્ટી જડી આવી હોય તેવો ડોળ કરીને ચારે બાજુ નજર ફેરવી ધીરેથી સ્નેહલક્ષ્મીને 'વચલો રસ્તો' કહેવા માંડયો.

'નાતના કરતા કરાવતા તમારા સસરા ચંપકલાલ ચોકસી છે. એ તમે જાણો છો. એ આપણી મદદમાં હોય તો નાત ઝખ મારે છે.'

'ચંપકલાલ શેઠને મારી મદદમાં લેવાની મને જરાય ઇચ્છા નથી. એ સાચો ધર્મ સમજતા હોય તો ધર્મની કુમકમાં રહે અને નિર્દોષ બાઈને મહાજનના કસાઇવાડે જતી અટકાવે. એમાં જ એ શેઠની શોભા છે.'

સ્નેહલક્ષ્મીના શબ્દતીરથી અર્થદાસ વીંધાયો. હવે શી દલીલ ફેંકવી તે એને ન સૂઝયું. તે થોડીવાર મૂંગો જ બેસી રહ્યો. વળી સ્નેહલક્ષ્મીએ એને પૂછયું:

'તમને મારૂં બોલવું ન ગમતું હોય તો એ વાત એટલેથી જ બંધ કરૂં છું. બોલો, તમે એમના વિષે શું કહેવા ઇચ્છો છો?'

'ચંપકલાલ શેઠને તમારે માટે લાગણી છે.'

'તે બદલ હું એમનો આભાર માનું છું.'

'આભાર માનવાનું હું કયાં કહું છું?'

'ત્યારે?'

'હું તો એમ કહેતો હતો કે એમની સાથે તમારે જે કારણસર અણબનાવ થયો હોય તે કારણનો કાંટો કાઢી નાખવો.'

'પણ અણુબનાવ જેવું હું કંઈ માનતી જ નથી.'

'તો વિવાહથી પણ રૂડું! મને તમારા છેલ્લા બોલ ઘણા ગમ્યા. વારૂ, ત્યારે તમે લગ્ન કરવા કબૂલ થયાં કે શું?'

'કોની સાથે?' સ્નેહલક્ષ્મી છંછેડાઇ.

'તમે અણુબનાવ જેવું નથી માનતાં તેથી મેં એવી અટકળ કરી કે ચંપકલાલનાં પુત્રવધૂ થવાના વિચારપર તમે આવ્યાં હશો.'

'અર્થદાસ! આ જીવન ચંપકલાલના લંપટ કનૈયાને પરણી તેની વહુ થવા માટે નથી સરજાયું. એટલામાં જ બધું સમજી જાઓ તો વધારે સારૂં. તમને મારા વાણોતર તરીકે જ હું નથી માનતી, પણ એક સલાહકાર કુટુમ્બીજન માનું છું. માટે દિલ ખોલીને કહું છું કે: 'એ લંપટ કનુ સાથે મારો મેળ આ ભવે તો નથી જ મળવાનો. હું તમને શી રીતે સમજાવી શકું? અર્થદાસ, મારા બાપુ ગયા પછી મને સમજે એવું કોઈ જ નથી રહ્યું. ક્યાં મારા મનોરાજ્યમાં મહાલતો કોઇ વીર ભદ્રપુરુષ અને ક્યાં કનુ જેવો કંગાલ બુદ્ધિનો નિર્માલ્ય લોફર! જેનામાં રૂપિયાભારેય બુદ્ધિ ન મળે, બળ ન મળે, કશા આદર્શ ન હોય, એની હું વહુ થાઉં?' સ્નેહલક્ષ્મીની આંખો આવેશથી લાલ બની.

'સૌ સરખાં ન હોય; બ્હેન! કનુ પરણશે એટલે બધા કુચ્છંદ ભૂલી જશેઃ એ ગમે તેવો તોય મોટા ઘરનું ફરજંદ.'

'નકામા માથું ન પકવો. એ મોટા ઘરના હોય કે દેવોના ધામના હોય પણ કનુ દેવતાના દીકરા કોલસા જેવો છે, એ વાત મારે તમને હજુય સમજાવવી પડશે?'

'કોલસાને કુંદન બનાવવું, એમાં જ ભણેલીગણેલી ને સદ્‌ગુણી સ્રીઓનું ગૌરવ છે.'

'એટલી શક્તિ મારામાં નથી.'

'તમારે ત્યાં વાણોતર તરીકે રહ્યો ત્યારનો હું તમારામાં તે શક્તિ જોઈ રહ્યો છું.'

'તો એક કનુને જ કુન્દન બનાવવાનો પક્ષપાતી આગ્રહ તમે શા માટે કરો છો? મનગમતો સ્વામી નહિ મળે તો સ્નેહલક્ષ્મી આજીવન સરસ્વતી જેવી નૈષ્ઠિક બ્રહ્મચારિણી રહેશે સમજ્યા?'

બ્હેન! શી ગાંડી વાતો કરો છો! ડોસી કુંવારી રહી સાંભળી છે કદી?'

'ઇતિહાસમાં વંચાય છે, અને આજેય કુંવારા રહી શકાય છે એ સિદ્ધાન્ત મારા દૃષ્ટાંતથી હું સિદ્ધ કરવા માગું છું.'

'તમારા સવાલો મને મુંઝવી નાખે છે. હું તમારા જેવો વિદ્વાન નથી. હું તો કાંઇક વ્યવહાર સમજું ને કાંઇક-અનુભવ: વ્યવહાર કહે છે કે પિતાજીએ કરેલો વિવાહ તમારાથી ન તોડાય.'

'ને અનુભવ એમ કહે છે કે સમજણી થએલી પુત્રીનું, તેના થનાર સ્વામી પ્રત્યે જરાય નૈસર્ગિક આકર્ષણ ન હોય તો તેની સાથે જીવન ન જ જોડાય. અર્થદાસ! સંક્ષેપમાં સમજી લ્યો કે મારૂં જીવન મારે જ જીવવું છે. નાતે કે લોકોએ માની લીધેલા સગવડિયા નીતિ-ધર્મના બંધનો મને જીવાડવા નહિ આવે.'

'માની લ્યો કે બધાં જ તમારા વિચારનાં થવા માંડે તો નાતોની, સમાજની ને સંસારની શી દશા થાય?'

'એનો વિચાર કરવા હું ક્યાં બેસું? સંસાર કે સમાજ મને મારૂં જ ફોડી લેવા દેવા જેટલો ઉદાર કાં નથી થતો? હું કોઇના સંસાર વચ્ચે આવું છું? તો નાતને મારા મતની આડે ઉભવાનો શો અધિકાર છે?'

'અધિકારની વાતો આપણે ઘરખૂણે કરીએ છીએ, એટલી બહાર નથી થઈ શકતી હો બ્હેન!' અર્થદાસે જરા દાબથી વાત કરવા માંડી: 'નાતને તમે પૂરેપૂરી પિછાનતા હો એમ નથી લાગતું.'

'પિછાનું છું. અર્થદાસ, નાતને સારી પેઠે પિછાનું છું. મીરખાંએ જે ત્રાસ ગામડાં લૂંટવામાં વર્તાવ્યો, તૈમુર તાતારે જે ઘાતકીપણે કત્લ ચલાવી, બાબર દેવાએ જે અમાનુષિપણાથી બ્હારવટું ખેડયું છે તે કરતાંય વધારે કરપીણ કારસ્તાનો સ્ત્રીજાતિ માટે હિન્દુ નાતોમાં

સ્થાય છે, એ હું નથી જાણતી એમ નહિ. દૈત્યનેય દયા આવે એવો નિર્દયતાભર્યો ત્રાસ ને જુલ્મ, તદન નિર્દોષ નાતિલાઓપર ગુજારવામાં આવે છે—અને એવે નખતે નાતના આગેવાનોનો પરમેશ્વરે હક્કની રજા ભોગવતો હોય છે અથવા કુંભકર્ણની નિદ્રામાં ઘોરતો હોય છે. અને જ્યારે જ્ઞાતિના ખેરખાંઓ તેમના અંગત સ્વાર્થપર છીણી મૂકાતી જુએ છે, અથવા તેઓના મનની મુરાદ બરબાદ થતી હોય છે, ત્યારે તેમનો ઈષ્ટદેવ એકાએક જાગ્રત થઇ જાય છે અને પછી ધર્મની, નીતિની, આચારવિચારની લાંબી ચોડી વાતો કરી પોતાની એંક્રાતેર પેઢીના ઉદ્ધારકો જ્ઞાતિસમાજની દાઝ દર્શાવી, આસ્માન જમીન એક કરી નાખવા જેવા ધમપછાડા કરવા મંડી પડે છે. પણ મને એમની મુદ્દલ દરકાર નથી. નાતનો અજગર મને આખી ને આખી ગળી જનાર નથી. એની છેલ્લામાં છેલ્લી સત્તા નાતના વાડાની બહાર ફેંકી દેવાની છે; ફાવે તો મને નાતના વાડાથી તરછોડી દેઃ બીજું શું કરશે? એવી અવળચંડી સત્તા તળે મારાં સ્વમાન ને વ્યક્તિસ્વાતંત્ર્યને હું હરગીજ છુંદાવા દેવાની નથી.'

સ્નેહલક્ષ્મીના અંગાર ઝરતા વિચારો સાંભળીને અર્થદાસ આભો જ બની ગયો. એ જેવો આશાભર્યો આવ્યો હતો, તેવો જ નિરાશ થઇ પાછો ગયો! સ્નેહલક્ષ્મી કુંવારી રહે કે પરણે કે રતનપુરની ચન્દનતલાવડીમાં પડી ડૂબી મરે એનું એને જરાય સ્નાન-સૂતક નહોતું; પણ ચંપકલાલ ચોકસી તરફથી મળનાર 'પાનસોપારી' ગુમાવવાં એ એને મન ભારે ચિંતાનો વિષય થઈ પડયો હતો.

## ૧૧

# મેના પોપટની પ્રણયલીલા !

સ્નેહલક્ષ્મીને ત્યાં જઇને, અર્થદાસ શું કરી આવે છે એ જાણવાની ઈંતિજારીમાં ચંપકલાલ શેઠને આખી રાત ઊંઘ ન આવી. અર્થદાસની દશા પણ એવી જ હતી. સ્નેહલક્ષ્મીને ત્યાંથી વીલે મોઢે પાછા ફર્યા પછી, ચંપકલાલ શેઠને સ્નાનના સમાચાર કહેવા જતાં, પોતાની બુદ્ધિમતાનું જાણે તળિયાઝાટક દેવાળું નીકળી જતું હોય એમ અર્થદાસને લાગતું હતું. એટલે પહેલો દાવ ખાલી જતાં તેણે બીજી યુક્તિ રચી હતી. તેમાં તે સફળ થશે કે નહિ, એના વિચારમાં ને વિચારમાં એને પણ આખી રાત ઊંઘ આવી નહિ.

બીજે દહાડે સવારમાં અર્થદાસ ઉઠયો. કુદરતી હાજતે જતાં, તળાવમાં ઉગેલા કમળ સામે એની દૃષ્ટિ પડી. સૂર્યના ઉદય સાથે જ રાતે બીડાયલી કમળની પાંખડીઓ પ્રભાતે જેમ વિકસિત થાય છે એમ નવીન આશાના કોઈ આછા-ઝાંખા તારક તેજથી, તેની ઉર-પાંખડી પણ પ્રફુલ્લ બની હોય એમ તેની મુખાકૃતિ પરથી જણાતું હતું.

આ બાજુ ચંપકલાલ શેઠનો ચ્હેરો પણ આશાભર્યો જણાતો

હતો. તે ન્હાઇધોઇને પરવાર્યો અને 'આચારજી'ની બેઠકે ગયો–એવી ગણતરીથી કે નિત્યનિયમ પ્રમાણે દર્શન કરીને ઝટપટ પરવારી લેવાય. તે દરમ્યાન અર્થદાસ આવી પહોંચે તો નિરાંતે તે શું કરી આવ્યો તે વિષે વાતો થઈ શકે.

પણ અર્થદાસને તો ચંપકલાલના જેટલીય ધીરજ ન રહી. તેથી ન્હાઈ–પરવારીને ચંપકલાલના 'નિત્ય નિયમ'થી જાણીતો અર્થદાસ સીધો આચારજીની બેઠકે જઈ પહોંચ્યો. ત્યાં દર્શનને હજી થોડી વાર હતી. એટલે બન્ને જણ બેઠક પાછળના બાગમાં ગયા અને શેઠે પૂછ્યું:

'કહો, અર્થદાસ! શું કરી આવ્યા? સિંહ કે શિયાળ?'

'સિંહ પણ નહિ ને શિયાળ પણ નહિ.'

'એમ કેમ?' ચંપકલાલની છાતીના ધબકારા વધવા લાગ્યા.

'શિકારી કૂતરો!' કહેતાં અર્થદાસનાં નસ્કોરાં ફૂલ્યાં.

'મારે શું સમજવું?'

'એ જ કે શિકારી કૂતરો દોડાદોડી કરી મરતો નથી, પણ હમેશાં ધીરજથી ને ધમાધમ કર્યા સિવાય શિકાર શોધી લે છે.'

'ખરૂં, પણ સ્નેહલક્ષ્મીએ કહ્યું શું એ તો કહો?'

'આકળા થયે એ છંછેડાયલી સિંહણને સાંણસામાં સપડાવી નહિ શકાય. જરા ધીમા પડો, શેઠ!'

આટલી વાટાઘાટ થઈ, તેવામાં તો દર્શન ખુલ્યાં. મહાપ્રભુજીના આ ભાવિક ભક્તો દર્શન કરવા ઉઠયા ને આ વાત અહીંથી અધુરી રહી.

'દેવપોઢી એકાદસી'ને ગયે ઝાઝો સમય નહોતો થયો, એટલે એ લેખે તો દેવો જાણે પોઢેલા જ ગણાય અને મંદિરોમાં દેવ પોઢે તો આવા કાવાદાવામાં નિરન્તર રચ્યાપચ્યા રહેનારાઓના હૃદય મંદિરના દેવ પણ ક્યાંથી જાગતા બેઠા હોય? પોઢેલા દેવની ઝાંખી

કરીને પાછા આ બેઉ જણ સંકેતસ્થાને આવ્યા ને અધુરી વાત ચર્ચવા માંડી:

'વીમાવાળા પેલા નટવરને તમે ઓળખો છો?'

'કેમ ન ઓળખું? એ તો અમારી જ નાતનો છે; ને વળી એક વખતે વિમાની પોલિસી માટે ઘણું કરીને મને પૂછવા આવેલો હતો.

'એને આપણી મદદમાં લેવા પડશે છે.' અર્થદાસે એ વિષે ખુલાસો કર્યો.

સ્નેહલક્ષ્મીએ પોતાને મચક નહિ આપવાથી બીજી બાજી કેમ રચી છે તેનો શેઠ પાસે પોતે સ્ફોટ કર્યો. અનાયાસે સ્નેહલક્ષ્મીની વિમાની પોલિસી માટે ભલામણ કરવા આવતાં નટવરનો ભેટો થયો. અર્થદાસે તે તક સાધીને એને મધલાળ ચખાડી કે જો તે ચંપકલાલ શેઠનું આટલું કામ કરી આપે તો સ્નેહલક્ષ્મી ઉપરાંત એના કહેવાતા વર–કનુનો પણ દસ હજારનો વીમો ઉતરાવવાનો પ્રબંધ પોતે કરી આપશે. અર્થદાસ જાણતો હતો કે નટવરનો જોધમલ મિત્ર હતો અને જોધમલની પ્રતિભામાં સ્નેહલક્ષ્મી અંજાયલી હતી. એવી અટકળથી અર્થદાસ ભરમાયો હતો અને તે ઉપરથી તેણે પોતાનું કાર્ય પાર ઉતારવાની આશા રાખી હતી. બાકી નટવર કેવો કાએલ પુતળું હતો એની એને ખબર નહોતી. નટવરે એ કામ કરી આપવાની કબુલાત આપી તેથી અર્થદાસના જીવમાં જીવ આવ્યો હતો.

અને મહાજનને વરઘોડે આ મામલો ચડાવ્યા વગર જ હવે આજકાલમાં એ વાતનો નિકાલ થઈ જવાનો, એવું સુંદર ભવિષ્ય ચંપકલાલ શેઠ પાસે અર્થદાસે ભાખ્યું હતું.

'તો તો દસને બદલે એને પંદર હજારનો વીમો આપણે આપીશું.'

'તો તો આપનો બેડો પાર ઉતરી જશે.'

ચંપકલાલના બોલને ઝીલી લેતો નટવર તે જ વખતે ત્યાં

આવી પહોંચ્યો. તેની સામે બન્ને જણ થોડી વાર સુધી જોઈ જ રહ્યા. પછી અર્થદાસે એને પૂછ્યું:

'કાં નટવરભાઈ! સિંહ કે શિયાળ?'

'શિયાળ!'

આ 'શિયાળ!' સાંભળીને બન્ને જણ ભોંઠા પડી ગયા! એમને નટવરે આશ્વાસન આપતાં સમજણ પાડી:

'શિયાળ ચડે કે સિંહ? તમે ચમકો નહિ મહેરબાન, પેલી વાત ભૂલી ગયા? સિંહનેય કુવામાં ભૂસકો મરાવનાર શિયાળવું હતું ને?' નટવરની કુશાગ્ર બુદ્ધિથી બન્ને ખુશ થયા ને શેઠે તેને પૂછ્યું:

'તું જોધમલને મળ્યો?'

'ના.'

'ત્યારે?'

'અનાયાસે જ જોધમલ મને મળી ગયો.'

'પછી?'

'પછી જોધમલ સ્નેહલક્ષ્મીને મળે એવી યુક્તિ ગોઠવી છે.'

'પત્યું, પણ એ જોધમલ કોણ છે? ભાઈ!'

'બે હાથ, બે પગ, બે આંખ ને એક નાક, એક જીભ, એક મુખ ઉપરાંત કોઈ અજબ ભેજાંનો માણસ જેવો માણસ છે!'

'લે, હવે મશ્કરી જવા દે.' અર્થદાસે મસ્કો છાંટવા માંડયો: 'શેઠ સાહેબને તેની ઓળખાણ આપો.'

'સીધી ઓળખાણ હું શું આપું? એ તો એનું કામ જ આપશે.'

ત્યાર પછી ત્રણે જણ, આ નવી ગોઠવેલી બાજીથી રાજી થતા પોતપોતાને ઘેર ગયા. ચંપકલાલ શેઠ ઘેર આવ્યા, ત્યારે વળી તેના ઘરમાં નવો જ નાટક ભજવાઈ રહ્યો હતો.

એ નાટારંગ ભજવાતો હતો મેના–પોપટનો. તેના શોખીન દીકરા કનૈયાએ બે પાંજરાં વસાવ્યા હતાં. એક પોપટ સારૂ ને બીજું મેના માટે. પોપટ હતો મદમસ્ત, પણ મેનાની એક પાંખ જરા તૂટેલી હતી. પોતાના પાંજરાંમાં રહીને પોપટ એને આંખ મારે;

મીઠા મીઠા ટહૂકા કરે ને મેનાના દિલમાં મસ્તી નીપજાવે: મેનાની પાંખ જ ફફડે એનાથી બીજું શું થાય ? મેના એનાં નિસ્તેજ નયનો પોપટ તરફ તાકી રાખે ને ઊંડા નિસાસા નાંખે. આમ મેના–પોપટ પંખીની જીંદગી જીવતાં હતાં.

એવાં જ મેના–પોપટની જોડી ચંપકલાલ શેઠના ઘરમાં હતી. મેના–શેઠની વિધવા પુત્રવધૂ; ને પોપટ તે શેઠનો પુત્ર કનુ. બન્ને દીયર–ભોજાઈ દુઃખીલું જીવન જીવતાં હતાં.

જેકોર ડોસીનો હુકમ છૂટયો ને શેઠની ' નવી ' શેઠાણીએ દર્શને જવા સજ્જ થવા માંડયું. તે પોતાના ખંડમાં ગઇ. મૂલ્યવાન વસ્ત્રોવાળું કબાટ ખોલ્યું. અંદરથી રંગબેરંગી સાડીઓ ઉથલાવી. ' કઈ સાડી પહેરૂં ? ' એક હાથમાં લીધી. જોઈ રહી. ન ગમી: બીજી કાઢી. ' ઉંહ, આ નહિ ' કહીને વેગળી મૂકી. ત્રીજી લવન્ડરીઆ સાડી કાઢી તે પસંદ પડી. એને મળતો કબજો કાઢયો. કબાટ બંધ કર્યું. એનું બારણું હતું આખા કાચવાળું. હાથમાં હાથીદાંતનો કાંસકો લીધો. સુગંધી ફૂલેલ તેલ લીધું. માથાના વાળ હોળ્યા. લલાટે નાજુક ચાંલ્લો કર્યો. અંગે ઠીક ઠીક દાગીના પહેર્યાં. નવી શેઠાણી આમ બનીઠનીને દર્શને જવા માટે તૈયાર થતી હતી.

તેના જ ઘરમાં વિધવા મેના એ બધું જોતી. રાંધવા સારૂ રસોડે પેસવાનું એને માથે હતું. તે દાળ ચોખા ઝાટકતી હતી. ઝાટકતી જાય ને નવી સાસુને જોતી જાય. એને વિચાર થયો: ' હું યે એવી રૂપાળી હતી. મને ય એવા કોડ તો હજુ પણ થાય છે. હાય રે હાય, હૈવાનતમાં તો હોળી સળગી. એટલે મારે હવે એવા વિલાસ વૈભવ શાના ? ' તેની આંખોમાંથી આંસુ સર્યાં.

ચંપકલાલ શેઠની નવીનાં નખરાં પણ કોઈ અજબ હતાં. શેઠના ઘરમાં નવીનાં નુપૂરનો ઝણકાર થયો ત્યારથી જ વિધવા પુત્રવધૂ મેનાના અંગેઅંગમાં ધીખતા અંગારની લ્હાય લાગી હતી. એને નવી

સાસુ પ્રત્યે દાઝ નહોતી, દ્વેષ નહોતો; પણ એને જોઇને પોતાના ફૂટી ગએલા નસીબ માટે દુઃખ થતું હતું.

નવી એના વૃદ્ધ સાસુ જેકાર ડોસી સાથે રોજ બની ઠનીને દેવ દર્શને જતી. મંદિરના મુખિયાજીના હાથનો પાનપટ્ટીનો પ્રસાદ લેતી. પાનવડે એના અધરોષ્ટ રાતાચોળ કરી રોજ નવી ઘેર પાછી ફરતી, ત્યારે મેના બાપડી ઘરની મજુરી કરતી કરતી 'અરે'નો ઉન્હો ઉન્હો નિસાસો નાંખતી હતી.

જેકાર ડોસીની દયાપર જીવતી મેનાવહુને આજ ઓછું આવ્યું. મનુ–એનો પતિ પોતાને મોતે મુઓ હતોઃ મેનાએ કંઈ એને ઓછો જ પરલોકમાં પહોંચાડયો હતો! છતાં જુલ્મગાર સમાજની નજરે જાણે મેનાએ જ ધણી મારવાનો ગંભીર ગુન્હો ન કર્યો હોય એમ અપશુકનીઆળ પ્રાણીમાં એની ગણના થતી. મેના વિધવા થઈ એટલે પ્રભાતના પહોરમાં કોઈ એનું મ્હોં ન જુએઃ કોઈ એના શુકન ન લેઃ મેના એટલે જાણે માણસ નહિ પણ પશુ!

મેના વિધવા થયા પછી આભૂષણ વડે એનું અંગ શણગારી શકતી નહોતીઃ તેનું શરીર મુલાયમ–કિમ્મતી વસ્ત્રોથી વિભૂષિત નહોતું થતુંઃ તેને સંસારસુખનો સ્વાદ ચખાડયા પછી જ તેનો પતિ મનુ મુઓ હતો. એટલે એ રસના પોષણ વડે, મેનાની યૌવનવસંત આસ્તે આસ્તે પૂરબ્હારમાં ખીલતી જતી હતી. એને કોણ રોકી શકે? અને એને ઢાંકી પણ કેમ શકે? મેના પણ માણસ હતી. એનેય સંસારભોગ ભોગવવાના કોડ થાય એ કુદરતી હતું. મેનાને એ સુખથી વંચિત રાખ્યે, જોબનવંતી એ વિધવા, વિકારી મકાનમાં રહી, વૃત્તિઓ ઉશ્કેરાય એવી નવી સાસુ ને કનુનાં લક્ષણો જોઈ સખણી કેમ રહી શકે?

જેવી નવી વસ્ત્રાલંકારથી શણગારાયલી પુતળી જેવી બનીને જેકાર ડોસી સાથે દર્શને જવા ઠમક ઠમક કરતી બહાર નીકળી કે

સંધ્યાના ફિક્કા તારલાઓ જેવી મેનાની આંખો તેની સામે ખેંચાઈ રહી. અને આ તરફ ચંપકલાલ શેઠના શોખીન દીકરા કનુની આંખો મદીલી મેના તરફ ખેંચાઈ રહી હતી. નવીનાં નખરાં ને મેનાની મુંઝવણઃ એ કરુણ ચિત્રોને કનુ ક્યારનો જોઇ રહ્યો હતો, અને એના રોમેરોમમાં શયતાન પ્રવેશી ચૂકયો હતો!

પિતાજીને 'આચારજી' ની બેઠકે દર્શન કરી હવે પાછા ફરવાનો વખત થયો છે, જાણી કનુ હાથમાં રામાયણ લઈ એક ખુરસી પર બેસી ભક્તિમાં તન્મય થઈ ગયો હોય તેવો ડોળ કરતો હતો. પિતા આચારજીની બેઠકે ગયા હતા; નવી ને જેકોર ડોસી દર્શને જવા નીકળ્યાં એટલે ઘરમાં રહ્યાં મેના ને કનુ. બન્નેમાં યુવાનીની મસ્તી. બન્ને દિલ્લગીનાં ભૂખ્યાં ને વળી એને એકાન્ત મળી.

એ વખતે એની આંખો રામાયણના કિષ્કિંધાકાંડપર રમી રહી હતી. વાલિનો વધ અને એની વહુનું સુગ્રિવ સાથે રામચંદ્રજીને હાથે થતું પુનર્લગ્ન. એ અધ્યાય આવતાં જ એણે મોટેથી અને રસપૂર્વક વાંચવા માંડયું. મેના ઘરકામ કરતી જાય, નિઃશ્વાસ નાખતી જાય ને એ અધ્યાય સાંભળતી જાય.

એ અધ્યાય વાંચતાં વાંચતાં કનુ ખૂબ ખીલ્યો. ભાભીના દુઃખથી દાઝતા, દયાના અવતાર સરખા દિયર કનુથી હવે ન રહેવાયું. તેણે સાહસ કરી મેનાને પોતાની પાસે બોલાવીઃ

'મેના!'

'મને બોલાવી? કનુભાઇ!'

'હા. જરા અહીં આવ તો.'

મેના તેની પાસે ગઈ ને પૂછ્યુંઃ 'શું છે, કહો.'

'હવે આનો કંઇ ઉપાય?'

'શાનો?'

'જોને પેલી મેના! બાપડીની પાંખ તૂટી ગઇ છેઃ એને જોઉં છું ને શેર લોહી સૂકાઈ જાય છેઃ રાંક બિચારૂં પંખી!'

મેનાને એ વાત ડંખી. એણે નીચું જોઈ પગને અંગુઠે ભૂમિ ખોતરવા માંડી. તે શો ઉપાય બતાવી શકે ?

કનુ એક ડગલું આગળ વધ્યો. પોતાના હાથવડે હળવેકથી મેનાની હડપચી ઉંચી કરી. જાણે દાઝતી હોય તેમ કનુના સ્પર્શથી મેના ઉછળીઃ મેનાના રોમેરોમમાં અનુભવ ઝણઝણાટ જાગ્યો. કનુની આંખોમાં એણે શયતાન ભરાયલો દીઠો. મેના શરમાઇને સૂનમન ઉભી રહી. કનુએ તેની હૃદયતંત્રીને છેડવાનું કામ ચાલુ રાખ્યુંઃ

'એક વાત કહું ? મેના, તારી મુંઝવણ હું નથી જાણતો એમ નહિ હો.'

મેના અવાક્ મુખડે કનુ સામે જોઈ રહી. કનુનું સંભાષણ ચાલુ હતુંઃ

'કિષ્કિંધાકાંડમાં વાલિ–સુગ્રિવવાળો અધ્યાય તેં સાંભળ્યો ને ?'

'સંભળાય એમ વાંચો તે સાંભળું'સ્તો.' મેના બોલી.

'એમાંથી શો સાર લીધો ?'

'તે પછીઃ પ્રથમ એ સમજાવો કે મને એવું એતું તમે શા માટે પૂછો છો ?'

કનુની વૃત્તિઓ વધારે ઉશ્કેરાઈ.

'તારા મનને જ પૂછી જો. મેના, તું તો ન્હાની હતી. કદાચ તને ખબર ન હોય, એટલે આજ તને કહું છું કે મનુ મારો મોટો ભાઈ હતો; છતાં તારો પિતા તારો વિવાહ મારી વેરે જ કરવાનું માગું લઇને આવેલો હતો. પણ મોટા ભાઇનો વિવાહ પહેલાં થવો જોઇએ, એવા આપણી નાતના શિષ્ટાચારથી મારા પિતા દુરાગ્રહી થયા ને મારો વિવાહ ન થવા દીધો. તારા પિતાના મનને એમ થયું કે વિવાહ જ કરવા આવ્યા છીએ, તો ખાલી પાછા ફરવું એ ઠીક નહિ તેથી કનુ નહિ તો મનુ–કહીને તારૂં પાનું મારા મોટા ભાઈ સાથે પાડયું હતું—'

'થયું તે થયું. નસીબ મારૂં ! કનુભાઈ, હવે એનું શું થાય ?' મેનાની આંખોમાં ઝળઝળીઆં આવ્યાં.

'તું તો સાવ ભોળી છે તેથી નાદાન બાળક જેવી વાતો કરે છે." કહીને કનુએ પોતાના ધોતરના છેડાવડે એનાં આંસુ લૂછ્યાં. મેના એનાં લક્ષણ સમજી ગઈ. છતાં ચંચળ મનની મેનાને એથી હવે ભડકવાપણું ન લાગ્યું. વળી કનુએ વધુ વાત છેડવા માંડી:

'જો, જે નસીબે તને વિધવા બનાવી, એ જ નસીબ ફરીથી તને સધવા ન બનાવે?'

આ સાંભળી મેના કનુ સામે એકી ટશે જોઈ રહી. તેના જોઈ રહેવામાં જે ભાવ વ્યક્ત થતા હતા, તે કનુ સમજી ગયો. કનુ મુખથી વાત કરતો, તો મેના નયનથી જવાબ આપતી. કનુ હાવભાવથી મુદ્દો ઠસાવતો, તો મેના ચુપકીદીથી એ ભાવમાં લીન થતી હતી. કનુ એનાપર જાણે મહેરબાની દાખવતો હોય તેમ દંભ કરતો પણ ભોળી મેના એનું કહેવું સાચું માની એનાપર કુરબાની કરવા તૈયાર થઈ.

'તમે મને બનાવતા તો નથી ને?' મેનાએ પૂછ્યું.

'તારા ગળાના સોગન.' કહેતાં કનુએ એને ગળે હાથ નાખ્યો. તેનો સળવળી રહેલો હાથ, હળવે હળવે ફરતો ફરતો એના સ્તન સુધી જઈ પહોંચ્યો. મેના જરા આઘી ખસી જઈ ને બોલી:

'શેઠ આવતા હશે, જરાક તો શરમ રાખો.'

'શરમ? હા...હા...હા.' કનુએ ખડખડાટ હસતાં કહ્યું: 'પિસતાળીસ વર્ષના શેઠને, એક ગરીબનું ઘર ભંગાવી 'નવી' પરણતાં શરમ ન આવી તો......'

'ધીમા બોલો: હિન્દુ સંસારની તો દિવાલો પણ ચાડિયણ હોય છે.' મેનાએ કનુના મ્હોં આડો હાથ દીધો.

'ફીકર નહિ, મેના! એ દિવાલોને પગતળે કચરી નાખી, આપણે આપણો માર્ગ મોકળો કરીશું.' કનુએ હવે છેલ્લી વાતનો સ્ફોટ કરવા માંડયો: તે સ્નેહલક્ષ્મી માટે ફાંફાં મારવા કરતાં હસ્તગત થતા શિકારને જ સાધી લેવા તૈયાર થયો હતો. તેણે મેનાને જાળમાં ફસાવવા આબાદ સમય સાધ્યો.



## મેના પોપટની પ્રણયલીલા

પોતાના ઘરમાં નિહાળતાંજ ચંપક શેઠની આંખો ફાટી ગઈ : 'વૈષ્ણવ કુળમાં આવી વ્યભિચાર લીલા !' કહી તેણે ત્રાડ મારી.

'જો, સાચી વાત કહી દઉં? તું માનશે?'

'કહો. ને માનવા જેવી હશે તો માનીશ.'

'તો લે સાંભળ: સ્નેહલક્ષ્મી માટે મને મુફલ નથી' મોહ કે નથી માન: એ જમીનદારની છોકરીનાં નસ્કોરાંની ગંધ પાછળ હું આંધળો થઇ મરી ફિટવાનો નથી. માટે આપણે જ બન્ને મળી નવું ઘર માંડીએ તો? કહેતી હોય તો વગડા જેવા આ ઘરને તજી કોઇ નવે ઘેર જઇ વસીએ: બોલ તારો શો વિચાર છે?'

'ને તમારા પિતાજી.........'

'પિતાજી? પિતાજી શું કરશે? ધણીએ ધણી રાજી તો કયા કરે કાજી?'

મેના વિચારમાં પડી.

'મેના, મારી મેના!' કહી કનુએ મેનાની કમરે હાથ વીંટાળ્યો. મેના કંઇ બોલી શકી નહિ. બન્ને ભેટી પડયાં.

'મારા પોપટ! જો જો, સ્નેહ કરી દગો દેતા.'

'ભરોસો રાખ, ને આજના નિર્ણયની નિશાની આપું છું, તે તને છેહ દઉં એવો હું લાગું ત્યારે મને યાદ કરાવજે.' કહીને કનુએ મેનાના સુક્કા ઓષ્ટપર ચુમ્બન કર્યું. ચુમ્બન કરતાં કરતાં એની નજર બારણા તરફ ગઇ, તો ચંપકલાલ શેઠને ઘરમાં દાખલ થતા દીઠા!

પોતાના ઘરમાં મેનાને કનુની આવી પ્રણયલીલા નિહાળતાં જ ચંપક શેઠની આંખો ફાટી ગઇ! 'વૈષ્ણવકુળમાં આવી વ્યભિચાર લીલા?' તેણે ત્રાડ મારી.

'અલ્યા કનુ!'

મેના–કનુ છૂટાં પડી ગયાં. મેનાને ધરતી માગ દે તો સમાઇ જવા જેવું થયું. કનુ ભોંઠો પડયો. તે શરમિંદા ચહેરે ત્યાં જ નીચે મ્હોંએ ઉભો રહ્યો.

'શું કરતો હતો?' ચંપકશેઠના અવાજમાં ધમકી હતી.

'મેનાને વ્હાલ કર્યું.' કનુ વિફર્યો. એના વિહાર વિલાસમાં વારંવાર ચંપકશેઠ અંતરાયભુત થતા હતા–ખાસ કરીને લલ્લુભટ્ટને રજા આપ્યા પછી એને ગોંધી રાખ્યો હતો; ત્યારથી શેઠપર તે ચિડાયલો રહેતો હતો. આજ એનું નવું પરાક્રમ (!) ઉઘાડું પડી જવાથી એણે મગજનો કાબુ ગુમાવ્યો હતો.

'આ ચુમ્બનમીમાંસા ક્યાં નાટક–સિનેમાએ શીખવ્યાં ?'

'પિસ્તાળીશ વર્ષનો વર, અગિયાર વર્ષની કન્યા ને પંદર વર્ષની વિધવા પુત્રવધૂવાળા ઘરના સિનેમાએ ! સમજ્યા !'

'હેં !' ચંપક શેઠનો કંઠ રૂંધાયો. એની આંખો પહોળી થઈ ગઇ. તેણે દાંત કચકચાવ્યા. કનુને એના ગુસ્સાની તલભાર પરવા નહોતી.

'તું છેક જ વંઠી ગયો લાગે છે.'

'એવી ખાતરી જ હોય તો હાથે કરી તમારી મર્યાદા ન લોપાવતા. તમે તમારૂં કામ કરો. બસ, મારી વચ્ચે નહિ આવતા' કહીને કનુ કોટ–ટોપી પહેરી દમામભેર ઘરની બહાર નીકળી ગયો. ચંપક શેઠની કરડી નજર હવે બાપડી મેના તરફ ફરી. 'હલકું લોહી હવાલદારનું !'

## ૧૨

## અગમ્ય આકર્ષણ !

સ્નેહવદનની પડોશમાં ઉસ્તાદ ગાનારની આંગળીનાં ટેરવાં દિલરૂબાપર થનથનાટ કરી રહ્યાં હતાં, અને આલાપ સાથેના તાલબદ્ધ ગીતના સુંદર સરોદ વાતાવરણમાં આનંદ લહેરીઓ ઉત્પન્ન કરતા હતા.

સવારનો પહોર હતો. કામદારોને ચેતવણી દેતી મિલોના મિનારામાંથી નીકળતા ધૂમાડા સાથે 'વ્હિસલો'ની ચીસો રતનપુરની ચારે દિશાઓને ગજવી રહી હતી. તે વખતે બિમાર સૂરબાળાની પથારી પાસેના તકીઆને અઢેલીને સ્નેહવદન બેઠો બેઠો જાણે કોઇ ગંભીર વિચારોના વમળમાં ગુંચવાઈ ગયો હોય એમ જણાતું હતું. તેમાં વળી આગલી રાતના નટવરના પ્રપંચોએ તેને વિશેષ વિચારમુગ્ધ બનાવ્યો હતો. તે પ્રપંચ અર્થદાસની ભલામણવાળો અર્થાત્ સ્નેહવદન મારફત સ્નેહલક્ષ્મીની સ્નીહઠ છોડાવી દઇ, તે ચંપકશેઠના કનુ સાથે લગ્ન કરવા તૈયાર થાય એવી રીતનું ચોકઠું બેસાડી આપવાની નટવરે જે મિઠ્ઠી મશ્કરી કરેલી તે !

તે વાત સ્નેહવદનને સંભળાવીને જ નટવર શાન્ત ન થયો; પણ

ચંપકલાલ શેઠ સાથે અર્થદાસને પણ આબાદ મૂર્ખાં બનાવવાની યુક્તિ તેણે રચી હતી અને એ નાટક ભજવવામાં તેણે સ્નેહવદનની મદદ માગી હતી.

આમ કલ્પનામાંય નહિ, એવી ઉમજ્ઞ થતી અવનવી ઉપાધિઓ વિષે સ્નેહવદન તરેહવાર તર્કવિતર્કમાં તણાતો પોતાના બારણાની બહારથી દેખાતાં વાદળાંને ટગર ટગર નીરખી રહ્યો હતો. આકાશમાં મેઘ ભરીને ચડી આવેલાં વાદળાં એક બીજાને અથડાવાથી ભયંકર ગડગડાટ થતો હતો. હમણાં જ જાણે બ્રહ્માન્ડ તૂટી પડશે એવા ધરતીને ધ્રુજાવનારા ગડગડાટ ક્યારેક ક્યારેક વંટોળ સાથે ગર્ભિણીનો ગર્ભ છૂટી જાય એવો પ્રચંડ અવાજ કરતી વીજળીઓ ચમકારા કરી રહી હતી; અને એ રીતે માવઠાની મૂસળધાર ઝડીઓ પડવાના દરેક ચિહ્ન દેખાતાં હતાં. સ્નેહવદનના હૃદય–આકાશની સ્થિતિ પણ માવઠાનાં ચેન ચાળા કરતાં વધારે સારી નહોતી.

છઠ્ઠા પ્રકરણને અંતે જણાવ્યા પ્રમાણે, સ્નેહવદનને ત્યાં આવેલા અણધાર્યાં મ્હેમાનનાં પગલાં થયાં, તેને બીજે જ દિવસે સુરબાલા મેલેરિયા તાવથી પટકાઈ પડી હતી, અને હજી તેની હાલત જોઈએ તેવી સુધરી નહોતી. સ્નેહવદનના ઉદ્વેગનું એક કારણ આ હતું. તે કરતાંય મનોવેદનાને વધારે તીક્ષ્ણ બનાવનાર હતો મ્હેમાનનો સંદેશો. એ સંદેશો એવો હતો કે હરકોઈ ભોગે સ્નેહવદનને તેનાં મરવા પડેલી મામીની આખરી મુલાકાત માટે અમદાવાદ જવું જ જોઈએ: પણ બિમાર સુરબાલાને એકલી મૂકીને કેમ જવાય? સ્નેહવદન એથી વધુ મુંઝાતો હતો.

વાંચકને કદાચ વિચિત્ર લાગે, એવી મુંઝવણો વચ્ચે ઘેરાયલા સ્નેહવદનને શી ખબર કે ક્રમે ક્રમે એને મુંઝવણમુક્ત કરવા તેનો મિત્ર નટવર મથી રહ્યો હતો! એને એ પણ ક્યાંથી ખબર પડે કે પોતાની મનોવેદનાથી સુરબાલા અજાણ નહોતી.

દૂધ આવ્યું એટલે 'સ્ટવ' સળગાવીને સ્નેહવદને તુળસીનાં

પાન ને મરી–મસાલાવાળી ચ્હા બનાવી ને બન્નેએ પીધી. ત્યાર પછી સ્નેહવદનને સાંભર્યું કે ચ્હા પીતા પહેલાં સુરબાલાને દવાની ફાકી આપવાની હતીઃ

‘દવા દેવાની તો ભૂલી ગયો, બ્હેન!’ તેણે કહ્યું.

‘મોઈ દવા, ને દાક્તરોનેય શું કહું?’ સુરબાલાએ કંટાળા-ભર્યો ઉત્તર આપ્યો

‘તનેય દાક્તરો પ્રત્યે સુગ છે શું?’

‘ભાઈ, મારો સ્વભાવ જ સુગાળવો થઈ ગયો છે, એટલે ખાવા પ્રત્યે સુગ, દવા પ્રત્યે સુગ ને દાક્તરો પ્રત્યેય સુગ.’

‘તું માને છે એ ખોટું નથી. દાક્તરોથી જ દરદ લંબાયાના અનુભવ ઘણાને થયા હશે.’ સ્નેહવદને મોઝંબીનો ગર્ભ કાઢીને સુરબાલાને આપતાં અનુભવના ઉદ્ગારો કાઢ્યા. અગાઉ કંઇક વાંચેલું તે યાદ આવે છે કેઃ Pleaders, Physicians and Preachers, are the enemies of the Natnral man. Pleaders, Stand between man and man; Physicians, between man and Nature and Preachers, between man and God.×

‘Bravo!’ સ્નેહવદનનું વાક્ય પૂરૂં થાય તે પહેલાં જ ઘરમાં દાખલ થતો નટવર બોલ્યોઃ ‘જેટલા દાક્તર જાડા, એટલાએ ઝાઝા દરદીઓનું નખ્ખોદ વાળ્યું હશે; અને શરીરે પાતળા જુઓ ત્યારે જાણવું કે એમને હાથે ઓછાં માણસ મુઆની ફીકરથી તે જાડા નહિ થએલા હોય.

‘અત્યારે ક્યાંથી? નટવર!’ સ્નેહવદને પૂછ્યું.

---

× વકીલો, દાક્તરો ને ધર્મોપદેશકો માનવ–સૃષ્ટિના દુશ્મનો છેઃ વકીલો માણસ-માણસ વચ્ચે અથડામણ કરાવે છેઃ દાક્તરો માણસ અને કુદરત વચ્ચે અને ધર્મોપદેશકો માણસ અને ઈશ્વર વચ્ચે.

'સ્નેહલક્ષ્મીને ત્યાંથી.' નટવરે અધૂરૂં વાક્ય પૂરૂં કરી નાખ્યુંઃ "હમણાં જ તે સૂરબાલાને જોવા અહીં આવશે.'

'સ્નેહલક્ષ્મી! અહીં આવશે? નટવર એવું દોઢડહાપણ તને કોણે બતાવ્યું?' સ્નેહવદને લેવાઇ જતા મ્હેરે પૂછ્યું.

'મારી બુદ્ધિએ બતાવ્યું, કેમ?'

'ને ઘરમાં હસ્તું પંખી આવે, તોય ગમગીન રહેવાનું તને કોણે બતાવ્યું!' નિસ્તેજ મુખડે ફિક્કું હસતી સૂરબાલાએ સ્નેહવદનને કહ્યું. તે એનો ઉત્તર આપે તે પહેલાં તો પડોશમાંથી પેલા ગાયકને મ્હોડે નવું ગીત ગવાતું હતુંઃ

'અમે તો આજ તમારા બે દિનના મ્હેમાન'

'સાંભળ્યું?' નટવરે કહ્યુંઃ 'તેં તો મ્હેમાનને બે દિવસેય ન રોક્યા.'

'જોઇએ તો નાસ્તો આપું તે ખા. નાહક મ્હેમાનની દયા ખા માં. કામ પત્યા પછી એનું અહીં વધારે શું કામ હતું?' સ્નેહ-વદન ચીડાયો.

'તારે નહિ તો કદાચ એને કામ હોય.' સૂરબાલા બોલી.

'તે સાથે મારે શી નિસ્બત?'

'કેમ વારૂ? તું તો કાલે એમ પણ કહીશ કે મારે કિસ્મત સાથેય નિસ્બત નથી!' નટવરે સ્નેહવદનને વધારે ચીડવવા કહ્યું.

'જહાન્નમમાં જાય કિસ્મત. કિસ્મત વળી કઈ જાતનું પ્રાણી છે!'

'પ્રાણી તો નહિ; પણ પુરુષાર્થની પ્રસાદી તે પ્રારબ્ધ. સમજ્યા, સ્નેહવદન ભાઇ!'

સૂરબાલાને મ્હોડેથી જોધમલને બદલે સ્નેહવદનનું નામ નીકળેલું સાંભળી સ્નેહવદન સ્તબ્ધ થયો. તે ગંભીર બન્યો. નટવર એની સ્થિતિ સમજી ગયો.

'એક વાત પૂછું? બ્હેન!'

'હા; પૂછી લે. સૂરબાલાને હવે તો ઠીક ઠીક આરામ થયો છે ' નટવર બોલ્યો.

'તું ટીખળ જવા દે.'

'મને શું પૂછવું છે? પૂછો.' સૂરબાલાએ કહ્યું.

'હું બહારથી આવ્યો, તે પહેલાં મ્હેમાન ઘેર આવી ગયો હતો. તેણે મારી ગેરહાજરીમાં મારા સંબંધી તને કાંઈ કહેલું?'

'હા.'

'શું?' સ્નેહવદને વધુ ઇંતેજારી દાખવતાં પૂછ્યું.

'બધું.'

સૂરબાલાનો આ બે અક્ષરનો ઉત્તર સાંભળીને સ્નેહવદન જાણે ઠરી જ ગયો. તેનું માથું ભમવા લાગ્યું. નટવર અવાચક જેવો બની જઈ એના બદલાતા મનોભાવ જોઇ બોલ્યો:

'જોધમલની ફોઈએ પાડેલું એનું સાચું નામ સ્નેહવદન છે, તે પણ મ્હેમાન મારફત જાણ્યું હશે, કેમ ખરૂં ને બ્હેન?'

આ વખતે ધુંધવાયલા વાદળાંમાંથી વરસાદના કરા પડવા માંડયા. જાણે સ્નેહવદનનાં સૂક્ષ્મ આંસુને ધોવા સારૂ તે ન પડતા હોય! સ્નેહવદન અવાક્ હતો ને વરસાદનાં પડતાં ફોરાં સામે તેની નજર ઠરી રહી હતી. તેના કપાળ પર ચિંતાની સ્પષ્ટ રેખાઓ દોરાયલી લાગતી હતી.

'હા.' સૂરબાલાએ ખુલાસો કર્યો. મેં એ પણ જાણ્યું કે માલિકીની મહોલાતો છોડી તું ભાડાના ભંડારિયામાં આવી વસ્યો છે."

સૂરબાલા! હવે સ્નેહવદનથી ન રહેવાયું: તને મ્હેમાને મારી કથા કહી હશે; પણ મનની વ્યથા તો મારી જ પાસે છે.'

'ખરૂં.' નટવર વ્યંગ કરવા માંડયો:' મડદાને જોઈ સિદ્ધાર્થ-કુમારને જેમ જીવનવૈરાગ્ય ઉપજ્યો હતો, તેમ સ્નેહવદન આપણા સડતા મુડદા જેવા સમાજને જોઈ વૈરાગી થવા મથતો હશે! તફાવત

એટલો કે સિદ્ધાર્થે બોધિસત્વ મેળવ્યું હતું; સ્નેહવદનનાં મન્થન અગમ્ય છે.

મ્હેમાન તો ભારે પડયો. ઠીક છેઃ જ્યારે ત્યારે આપણે એક બીજાનાં અંતર ઉકેલવાનાં તો હતાં જ: નટવર તું મને શું બોલવાનું કહે છે? ઊંચે નજર કર. વરસાદ પડે છે ને વાદળાં ઘેરાયલાં છે. એવાં જ આવરણથી મારૂં મન મુંઝાયલું રહે છે. ખાઉં છું, પીઉં છું, બોલું છું, ચાલું છું, શરીર વધારૂં છું પણ બીજું કંઇ કામ જ સુઝતું નથી.'

'કેમ વારૂ?' સુરબાલા બોલીઃ 'મારા વીર! જોધમલ સરખા જોદ્ધાને મ્હોંડે નિરાશાના શબ્દો ન છાજે. કહી દે, અહીં કોઈ પરાયું નથી, દિલના દુઃખ દિલમાં જ ન રાખીએ.' બોલતી બોલતી તે ઉઠી. સ્નેહવદનને કાલાવાલા કરતી હોય તેમ તેની પાસે ગઇ. 'છે શું? દિવસોથી તારૂં હૃદય સમજવા મથું છું પણ નાડી પરખાતી નથી.'

'એક અપરિચિત બાળકી તું છડેચોક તારે ત્યાં રાખી રહ્યો છે, તેથી સમાજ તારાં છોડિયાં ઉતારે એ ધાસ્તી છે ને તને?' નટવરે ધડાકો કર્યો.

'બિલકુલ નહિ.' સ્નેહવદને આવેશમાં આવી જઈ શંકિતપ્રશ્નનું નિવારણ કરવા માંડયું: 'સમાજનો હું ગુલામ નથી, પણ બલ્કે એનો અટ્લ બંડખોર છું, ને બંડને રસ્તે મેં વળવા માંડયું છે. એનો પહેલો દાખલો તે સુરબાલા.'

'શાબાશ.' નટવર બોલ્યો. સુરબાલાનાં નિસ્તેજ નયનોમાં નવીન તેજ ચળકવા લાગ્યું. સ્નેહવદને આગળ ચલાવ્યું: 'રૂઢિબદ્ધ સમાજથી ઉલટે રસ્તે પણ હિતને પન્થે ચાલવું તે બંડ. સમાજ વાંકા તો આપણેય વાંકા. તેની વક્રતામાં વિરૂપતા છે; આપણા વર્તનમાં વિશુદ્ધતા છે. બ્હેન, તને તો સંકોચ નથી થતો ને?'

'મુદ્દલ નહિ. જ્યાં તું ત્યાં હું. સ્નેહવદનભાઇ! તારા વિચાર તે મારા આચાર.'

આ વખતે ઘેરાતાં વાદળાં વંટોળ તોફાને વેરાઇ જઇ, આસ્તે આસ્તે ઉઘાડ નીકળતો હતો. સ્નેહવદને સ્પષ્ટ શબ્દોમાં બંડખોરની નીતિ સ્વીકારેલી સાંભળતાં જ ચંપકલાલ શેઠ વગેરેને ગધેડે ચઢાવવામાં તે સારો ભાગ ભજવશે એ ભાવથી નટવરના મનમાં આનંદ થયો.

આ રીતે, નટવરના વદનપર આનંદની છાયા તરવરતી હતી. સૂરબાલાના નિસ્તેજ નયનોમાં નવીન તેજનો સિતારો ચળકવા માંડયો હતો અને સ્નેહવદનની આંખોમાં અગમ્ય મસ્તી જામી હતી. તે જ વખતે તેને આંગણે સ્નેહલક્ષ્મીની ગાડી આવીને ઉભી રહી. અંદરથી પ્રથમ જસુ ઉતરી. દોડતી દોડતી ઘરમાં દાખલ થઈ ને 'મોટી બ્હેન આવ્યાં' કહેતી નટવર પાસે બેસી ગઇ. સ્નેહવદનની સ્થિતિ તે પોતે જ સમજતો હતો.

'આવ્યાં?' સ્નેહલક્ષ્મીએ ઉમરો ઓળંગીને અંદર પગ મૂકતાં જ સ્નેહવદને સત્કાર કર્યો, અને મુંગા સ્મિતથી તે સત્કારને સ્નેહલક્ષ્મીએ ઝીલ્યો. નટવરે શેતરંજી પાથરી. સ્નેહલક્ષ્મી એનાપર બેઠી.

'હવે તો સારૂં છે.' સૂરબાલા બોલી.

કેવો તાવ છે તે જોવા સારૂ સ્નેહલક્ષ્મીએ એના શરીરપર હાથ ફેરવ્યો. તે સાથે ફરતી ફરતી આંખ સૂરબાલાની આંખોમાં મળી. એ નેત્રપલ્લવી બન્નેને બહુ વસમી થઇ પડી! સૂરબાલાને બરાબર નિરખતાં જ સ્નેહલક્ષ્મીનાં ગાત્રો શિથિલ થતાં હોય તેમ સ્નેહવદનને અને નટવરને જણાયું. સૂરબાલાની મનોદશા પણ એવી જ હતી. એનું કારણ કોણ જાણી શકે?

સ્નેહલક્ષ્મીએ સ્વાગત વિચાર્યું: 'કર્ણને જોઇને કુંતાજીની જે સ્થિતિ થઈ હતી, તેવું મને કેમ થાય છે! સૂરબાલાને જોઈ ને કોઈ પૂર્વજન્મના પરિચિતનો સંબંધ કેમ અનુભવાય છે? જાણે અંતરના બંધ માત્ર તૂટી જાય છે! રગે રગે રસાયન વહે છે!

ભલા પ્રભુ, આ કોણ હશે? કેમ ઓળખાણ નથી પડતી?'

સુરબાલા પણ સ્વગત વિચારતી હતી: 'આ અપરિચિત ઉપકારી બ્હેનની ઝાંખી માત્રથી હૃદયના ધબકારા કેમ વધવા લાગ્યા? સ્નેહલક્ષ્મીના સ્પર્શમાત્રથી વાત્સલ્ય પ્રેમનો ઓઘ કેમ ઉભરાય છે? સ્નેહલક્ષ્મીને હું પહેલી વાર આજે જ જોઉં છું!'

આમ બન્નેનાં આકસ્મિક મિલન સાથે જ ઉદ્દભવેલી એક બીજાની વિચારગ્રસ્ત સ્થિતિ જોઇ અજાયબી સાથે ગંભીર વિચારમાં પડેલા બન્ને મિત્રો એમાંનું કશું સમજી શક્યા નહિ. પણ આ અગમ્ય આકર્ષણનો નાટક હજુ અધુરો હતો. નટવર વારે ઘડીએ કોઇની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો હોય તેમ આંગણાં તરફ નજર નાખતો હતો અને આખરે અધુરા નાટકને પૂરો કરનારનો પ્રવેશ ઘરમાં થઈ ચુક્યો. એ પ્રવેશ થતો'તો પેલા મતલબી મુનીમ અર્થદાસનો. સ્નેહવદનને એકાન્તે મળવા માટે અર્થદાસને નટવરે જ આ સંકેતસ્થાન બતાવેલું હતું. પરન્તુ અર્થદાસને ખબર નહોતી કે પોતાના જતા પહેલાં શેઠાણી સ્નેહલક્ષ્મીનાં પગલાં અહીં મંડાઈ ચુક્યાં હતાં! સ્નેહલક્ષ્મીને અહીં જોતાં જ તેનું મ્હોં લેવાઈ ગયું. તેણે નટવર સામે કાંઇક શંકાથી તો કાંઇક આવેશથી જોયું. નટવરના મુખપર તો આછું આછું સ્મિત ફરકતું હતું!

'કાં સ્નેહવદનભાઈ!' જાણે સ્નેહલક્ષ્મી છે જ નહિ એમ મનને મનાવી સંજોગોને સમજી લઈ તે ઘરમાં દાખલ થયો અને એ અર્થદાસને અણધાર્યો આવેલો જોઈ નટવર સિવાય સૌ અજાયબ થયાં. દરમ્યાન એને 'આવો' કહીને કોઈ આદર દે કે સ્નેહલક્ષ્મી અથવા બીજું કોઈ પણ એના આગમનનું કારણ પૂછે, તે પહેલાં તો અર્થદાસને જોતાં જ સુરબાલાએ કારમી ચીસ પાડી. તે બેશુદ્ધ બનીને પથારીમાં પટકાઈ પડી! આ જોતાં સ્નેહલક્ષ્મી ગભરાઈ ગઈ. આનું કારણ સમજી ન શકવાથી બન્ને મિત્રો હેરત પામ્યા. વાતાવરણ ગમગીન બની રહ્યું.

## ૧૨

## સ્નેહવદનનું પૂર્વ જીવન:

સૂર્યોદયે જેમ કમળપાંખડી વિકાસ પામે છે. તેમ સૂર્યમુખી નામનું ફૂલ પણ પ્રફુલ્લ થાય છે. એ ફૂલનું મુખ સદૈવ સૂર્ય-ભણી જ રહે છે, એટલી કમળ કરતાં એની વિશેષતા. સૂરબાલા અને સ્નેહલક્ષ્મી વચ્ચેનું આકર્ષણ પણ અજબ જેવું નિવડયું. તેઓ એક બીજાં સિવાય જીવી ન શકે, એવી તેમની વચ્ચે સ્નેહની ગાંઠ મજબુત થઇ હતી. સ્નેહવદનને ત્યાંના એ પ્રથમ મિલનમાં કયું લોહચુમ્બક કારણભુત હતું ? એ કોયડો એમાંથી કોઇ ઉકેલી શકતું નહોતું.

કારણ ગમે તે હોય, પણ એના સહજીવને પોતાની મરવા પડેલી માસીને મળવા જવાનો સ્નેહવદનનો માર્ગ મોકળો કરી આપ્યો. સ્નેહલક્ષ્મી સૂરબાલાને પોતાને ત્યાં તેડી ગઈ અને એ જ દિવસે રતનપુરથી ઉપડતી ગાડીએ, નમતે પહોરે સ્નેહવદન અમદાવાદ જવા નીકળ્યો.

તે ગાડીમાં બેઠો પણ એનો જીવ રતનપુરમાં ને ખોળિયું વતન ભણી ધસડાતું હોય એમ તેને લાગતું. ચાલતી ગાડીના પ્રત્યેક

ખટકારે એના હૃદયના ધબકારા વધતા હતા. રેલ્વેના પાટાની બન્ને બાજુ ખીલી રહેલી લીલોતરી અને હરિયાળાં લાગતાં ખેતરો, આથમતા સૂર્ય વેળાની રંગબેરંગી સન્ધ્યાસુરખી અને વચ્ચે વચ્ચે આવતી નદીઓનાં વાયુ સાથે લાડગેલ કરતાં નિર્મળ જળઃ એમાંથી એકેય વસ્તુ આજે સ્નેહવદનની આંખને આનંદ આપી શકતી નહોતી.

એવી વ્યાકુળ સ્થિતિમાં રાતના આઠેકના સુમારે અમદાવાદનું સ્ટેશન આવ્યું. ત્યારે સ્નેહવદન તંદ્રામાંથી જાગ્રત થયો. તેણે ગાડીની બારીમાંથી બહાર ડોકીયું કર્યું. એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. ગાડી પ્લેટફોર્મપર આવી ઉભી રહી. મુસાફરોએ પોતાનાં બિસ્તરાં બેડિંગ ને સરસામાન સાથે ચડવા ઉતરવાની ધમાલ મચાવી મૂકી. ‘ મજૂ...ર–મજૂ...ર ’ના પોકાર કરતા પોર્ટરોએ સ્ટેશનને ગજાવી મૂક્યું, અને ગાડીમાંથી હેઠે ઉતરતાં સ્નેહવદનને લાગ્યું કે ‘ આ મજૂર કરતાં મારૂં જીવન વધારે મધુર નથી. ’

‘ હલ્લોઃ સ્નેહવદનભાઇ ! ’

પ્લેટફોર્મની બહાર પગ મૂકતાં જ તેને એના સસરાનો ભેટો થયો.

‘ મહેતા ! તમે અહીં ક્યાંથી ? ’ સસરાને જોતાં જ સ્નેહવદને કહ્યું.

‘ આણંદથી આવું છું. આજે ત્યાંની કોર્ટમાં એક કેસ હતો. તમે આ લોકલમાં ઉતર્યા કે શું ? ’

ઉત્તરની અપેક્ષા રાખ્યા સિવાય જશવંતલાલ મહેતાએ સ્નેહવદનને સાથે લીધો. તેની ગાડી ઉભી હતી, તેમાં બેસવા જણાવ્યું.

‘ હું તો સવારે તમને મળીશ. મારી બાબી માંદાં છે; અત્યારે તો સીધો ત્યાં જ જવા ઇચ્છું છું. ’

‘ હવે તો તેને બહુ સારૂં છે. ચિંતા નથી. સવારે મળજો, ’ કહીને સ્નેહવદનને ગાડીમાં બેસાડ્યો, ગાડી મિ. મહેતાના મકાન તરફ ચાલી–અને એ મકાન જેમ જેમ નજીક આવતું ગયું, તેમ તેમ સ્નેહવદનનાં જૂનાં સ્મરણો તાજાં થયાં.

'મામીને જોવા આવવા જેટલી લાગણી હજુ રહી છે ખરી ?' જશવંતલાલે ગાડીમાં બેઠા પછી જરા મઝાકમાં પૂછ્યું.

'લાગણી માનો કે માણસાઇ માનો. મરણ પથારીએ પડેલ જીવની ઇચ્છાનો અનાદર ન થયો તેથી જ હું અહીં આવ્યો છું.' સ્નેહવદને કહ્યું.

'નહિ તો ?'

'નહિ તો ન આવત.'

'એક વાત તમને પૂછું ?' જશવન્તલાલે વાત બદલી: 'હજુય તમે 'મામી' શબ્દમાંનો 'મી' અક્ષર ક્યારે ભૂલી જશો !'

'આ જીંદગીમાં તો નહિ જ: તે **મા** હતાં નહિ, છે નહિ ને થનાર પણ નથી.'

'કેમ વારૂ ? દત્તક પુત્ર તરીકે......'

'માટે જ કહું છું કે એ મા હોય તોય હોઠપરનાં; હૈયાનાં જનેતા હતાં તે ગયાં અને એની ભીડ ભાગનાર કલાવતીની કલાય સંકેલાઇ ગઇ.' બોલતાં બોલતાં સ્નેહવદનની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

આમ વાર્તાલાપમાં વકીલ મિ. મહેતાની ગાડી એમના કંપાઉન્ડના ઝાંપા સુધી આવી પહોંચી. ત્યાં મહેતાના માળીની એક બટકબોલી છોકરી ઉભી હતી. તેણે સ્નેહવદનને ગાડીમાંથી ઉતરતો દીઠો ને ઘણે દહાડે એને એકાએક જોઇને તે ચમકી. એણે મ્હોં મલકાવ્યું. નાજુક હથેળીથી તાળી પાડતી તે બંગલા ભણી દોડી અને દિવાનખાનાનાં પગથિયાં ચડતાં ચડતાં જ તે બોલી ઉઠી:

'લીલાબ્હેન, કોઇ કોઇના બનેવી બતાડું ?'

પોતાના પિતાની વાટ જોતી લીલા, ટેબલપરની તાસકમાં જરા કરમાયલાં બોરસલ્લીનાં ફૂલ સાથે અમથીઅમથી રમત કરતી ને એની પાંખડીઓ વેરતી બેઠી હતી. માળીની છોકરીનો અવાજ સાંભળતાં જ ત્યાંથી ઉઠી અને આંગણા સુધી સામી ગઇ. તે વખતે જશવન્તલાલ

અને સ્નેહવદન ધીમે પગલે ચાલ્યા આવતા હતા. સ્નેહવદન અને લીલાની આંખો એક થઇ; પણ પતંગો વચ્ચે પડતા પેચ પાછા ખેંચી લેવાય તેમ સ્નેહવદને તરત જ તેની દૃષ્ટિ બીજી બાજુ ફેરવી.

'આવ્યા?' કહી લીલાએ બનેવીને સત્કાર્યા.

'મામીને ત્યાં જ જતો હતો, પણ તારા બાપુ અહીં મને પરભારા ઘસડી લાવ્યા?'

'શરીર તો સારૂં છે ને?'

'જ્યાં ત્યાં શરીરની જ ખબર પૂછાય! જુઓ છો ને જોધમલ જેવો છું તે!'

'હજુય તમને ન્હાનપણના એ લાડકા નામનો મોહ રહ્યો છે શું?' જશવન્તલાલે કહ્યું.

'હા, કારણ કે સ્નેહ સૂકાયા પછી સ્નેહવદન નામ શોભે નહિ.

'પાટલા નાખું?' નોકરે વાળુની વરદી માગી.

'હા, ભટ્ટને કહે કે આજ તો હું જ પીરસવાની છું.' લીલાએ ઇચ્છા દર્શાવી.

'બનેવી બહુ દહાડે હાથ લાગ્યા છેઃ લીલા, ખુબ ખવરાવજે હો' જશવન્તલાલે સંમતિ બતાવી.

સસરો ને જમાઇ જમવા બેઠા તે વખતે લીલાએ કેટલીએવાર ચોરદૃષ્ટિથી તેના મુખનું વારીવારીને નિરીક્ષણ કર્યું. આજ તેણે એની આંખોમાં અગાઉના જેવી મસ્તી ન દીઠી.

એની ગંભીરતાને અત્યારે ડહોળવા કે ડખોળી મારવાનું વ્યવહાર-કુશળ જશવન્તલાલને ઉચિત ન લાગ્યું. ચકોર લીલા પણ ચેતી ગઇ, એટલે જમ્યા પછી પાન સોપારી લઇ આડી અવળી વાતોમાં પાંચ પદર મિનિટ ગાળ્યા પછી માથું દુઃખવા ને બ્હાને, સ્નેહવદને સાળી ને સસરાની રજા લીધી. તે જુદા ખંડમાં સૂવા ગયો. તેને ત્યાં રહેવા દઇ આપણે તેના પૂર્વ જીવનને જરા પિછાની લઇએ.

સ્નેહવદન, જીવનની પહેલી પચ્ચીસીનો આશાભર્યો યુવાન.

હતો. બાલ્યાવસ્થામાં જ એનાં માતપિતાને ક્રૂર કાળે છીનવી લીધાં, અને ત્યાર પછી તેની માલેતુજાર આમીનો તે દત્તક દીકરો બન્યો હતો. સ્નેહવદન ફકીરી હાલતમાં જન્મ્યો, અને અમીરીમાં ઉછરીને મોટો થયો. તે આમીને ત્યાં જ રહીને ભણ્યો ને પરણ્યો. એનું ભણતર મુંબઇ યુનિવર્સિટીના બી. એ. ક્લાસના પ્રથમ વર્ષ જેટલું અને પછી રાષ્ટ્રીય મહાવિદ્યાલયનો સ્નાતક થયો હતો. વકીલ મિ. જશવંતલાલ મહેતાની પુત્રી કુલાવતીને તે પરણ્યો હતો અને એ કલાવતીની કુંવારી બ્હેન તે લીલા.

સ્નેહવદનની માતા મરણ પામી તે પછી, કુલાવતી જ એના શુષ્ક જીવનમાં દાંપત્ય પ્રેમને સંચિત કરનાર જીવનકલા હતી. સ્નેહવદન ઇન્ટરની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ, ગૂજરાત કૉલેજમાં બી. એ. ના વર્ગમાં દાખલ થયો; તે જ વર્ષે સોળે કળાથી ખીલેલી શરદપૂર્ણિમાની શાંત શિતળ ને ધવળ ચન્દ્રિકા સરખી સોળ વર્ષની વયે કુલાવતીનાં સ્નેહપગલાં એના ઘરમાં થયાં હતાં. કુલાવતી તે કલાનો જ અવતાર હતી, અને બીજનો ચન્દ્ર ક્રમે ક્રમે ખીલતો ખીલતો સ્નેહજીવનની રસપિપાસા પરિતૃપ્ત કરતો હોય, તેમ માબાપવિહોણા સ્નેહવદનના ઉન્નત આદર્શો પ્રત્યે સદૈવ તે રસ ધરાવતી, પ્રોત્સાહન દેતી અને જીવનસહચરીના નામને સર્વાંશે સોહાવતી હતી.

સ્નેહવદનની પ્રેમપૂર્ણિમા પૂરબ્હારમાં પ્રકટે, તે પહેલાં તો એ કળાયલ ચન્દ્રકલાને પણ પ્રભુએ ખેંચી લીધી. કલા સરખી કુલાવતી કરમાઇ ગઇ. સ્નેહવદનને પ્રેમાળ પત્નીના મૃત્યુથી છેલ્લા શ્વાસપર્યંત ન રૂઝાય એવો જીગરનો કારી ઘા લાગ્યો.

એ કારી ઘા એને એવે પ્રસંગે લાગ્યો હતો કે જ્યારે વિદ્વાન પિતાની એ વિદૂષિ કન્યાના સ્નેહમધુર આશ્વાસનની એને અનિવાર્ય જરૂર હતી. તે પ્રસંગ અસહકારને અંગે સ્વદેશીવ્રતનો હતો.

જીવન શી વસ્તુ છે. અને શા માટે છે? એ ફૂટ પ્રશ્ન જ્યારથી તે વિચારતો થયો અને ઠેઠ બી. એ. સુધીના પગથીએ ચડવા સુધીમાં

સ્વદેશીની ભાવનાને વિકસાવનાર શિક્ષણનો એણે દુકાળ દીઠો, ત્યારથી એના હૃદયમાં અનોખી બળતરાનો તણખો પ્રદિપ્ત થવા માંડ્યો હતો. તે ગૂજરાત કૉલેજનો 'કૉલેજીઅન' ખરો, પણ કૉલેજના 'પિરિયડ'ને જ મુખપાઠે કરનાર પોપટ નહતો કે નકરા પાઠ્યપુસ્તકોનો કીડો ન હતો. સેંકડો પામર જીવડાઓમાં જણાય છે તેમ એની આંખે પડળ આવેલાં નહોતાં, એની બુદ્ધિ બુઠ્ઠી બનેલી ન હતી. પૂર્વ-પશ્ચિમના રાજનીતિજ્ઞોના ને સમાજસુધારકોના ગ્રંથોનો એ ગહન અભ્યાસક હતો અને તે સાથે જ આપણા દેશની 'ટ્રસ્ટી'રૂપ કહેવાતી રાજ્યકર્ત્તા વેપારી પ્રજાની લુચ્ચાઈ તથા રગે રગે રોગીષ્ટ બનેલા આપણા સમાજની અસહ્ય અધોગતિના વિચારમાત્રથી એ કંપી ઉઠતો. પણ કંપમાત્રથી સંતોષ મળે એવો એનો સ્વભાવ હતો જ નહિ: તેથી આ પરિસ્થિતિને કેમ પલટાવી નંખાય એની ધગશ તેના અંતરને વલોવી રહી હતી.

એ જ અરસામાં 'કાળા કાયદા'ને દફનાવી દેવા નિમિત્તે 'સત્યાગ્રહ'નો જુવાળ પ્રગટ્યો. દેશની દરેક દિશામાં અસહકારનો ડંકો બજ્યો, જ્યાં જુઓ ત્યાં સત્યાગ્રહના ભણકારા વાગ્યા. દેશભરમાં મહાત્માજીની હાકલના પડછન્દા ઝીલાયા. વકીલોએ વકીલાત મૂકવા માંડી; ઇલ્કાબ ને હોદ્દા હડસેલાયા: વિદેશી વસ્ત્રોની હોળીઓ ધીખી, શાળા-કૉલેજોમાંથી છૂટા થઇ વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય વાવટા નીચે જઈ ભરાયા; સૌએ 'સૂતરને તાંતણે સ્વરાજ્ય' જોયું. વ્યાસપીઠ ધ્રુજાવનારાઓએ રેંટિયામાં સાક્ષાત્ સરસ્વતીની વીણા બજતી સાંભળી અને આ રીતે સ્વદેશી ભાવનાની ભરતી ઉભરાતી ચાલી.

સ્નેહવદનના અંતરમાં તો 'સ્વદેશી'ની આગ ધુંધવાયલી જ હતી; તે આવા વંટોળ તોફાને ભભૂકી ઉઠી. ગૂજરાત કૉલેજના વિવાદક મંડળનો એ માનીતો મંત્રી હતો. તેણે 'સ્વદેશી' વિષે ગરમાગરમ ભાષણો આપવાં શરૂ કર્યાં. એના પ્રતિભાપૂર્ણ ભાષણ પછી, ત્રિસેક વિદ્યાર્થીઓ સાથે, ગૂજરાતકૉલેજને છેલ્લી સલામ કરી તે રાષ્ટ્રીય વિદ્યાલયનો વિદ્યાર્થી થયો.

કિંમતી ક્વોલિટીનાં મુલાયમ વિદેશી વસ્ત્રોને બદલે, ખડબચડી ખાદીનું પંચીઉં ને ઢીંચણ સુધી આવતું ખાદીનું પહેરણ, ખાદીની ટોપી ને ખભે ખાદીનો ખલતોઃ એવા લેબાશમાં સજ્જ થએલા, રાષ્ટ્ર–સમરાંગણના સમર્થ સેનાનીરૂપ સ્નેહવદનને કલાવતીએ વ્હાલથી વધાવ્યો. પણ જમાનાનાં ખાધેલ ચુસ્ત વૈષ્ણવ એનાં મામીને આ 'ધાંધલ' પસંદ નહોતું પડતું. કેટલાક વખત સુધી તો મામીએ મન મારીને એના રંગઢંગ જોયા કર્યા; પણ પછી એમનાથી ન રહેવાયું. એટલે રજાના દિવસોમાં સમય જોઇ તેમણે તીર ફેંક્યું.

સ્નેહવદન ત્યારે 'સ્નાતક' થઇ ગયો હતો અને રજાઓમાં લોકમત કેળવવા, પ્રજાને ખાદીની આબાદી ઠસાવવા તથા રેંટીઆદ્વારા 'મોહનમંત્રો' ફૂંકવા, સ્વયંસેવકોની ટુકડી સાથે ગામડે ગામડે ધુમવાની ફરજ એને બજાવવાની હતી. એ વ્યવસાયમાં તે ગુંથાયો હતો. તે જ વખતે મામીએ એને બોલાવ્યો. પોતાની પાસે બેસાડીને ધીરેથી સમજાવવાની શરૂઆત કરીઃ

'દીકરા ! તારા કરતાં મેં ઝાઝી દીવાળીઓ દીઠી છે. તારા દેશના વેશ મને જરાય નથી ગમતા.'

'તમે શું કહો છો, તે હું સમજતો નથીઃ'

'હું એમ કહું છું કે બાવા જેવી ઝોળી પકડીને ગામડે ગામડે ધુમવું એ તને ન છાજે. તારા મામાની પૂંજી છે એને જ સંભારી રહીશ તો......'

'ઇશ્વર સંભારશે, મા ! આપણે તો નિમિત્તભુત છીએ.'

'હજુ તું ન સમજ્યો.' મામીએ અવાજને ઉગ્ર બનાવતાં સમજણ પાડી. 'હું એમ કહું છું કે મહાત્મા ગાંધી લંગોટભેર રહેશે તો નભશેઃ એની વાદે આપણાથી નહિ ચડાય.'

'કેમ વારૂ ? દેશ તો સૌનો સરખો છે.'

'ઘર પહેલું કે દેશ પહેલો ?'

'દેશ.'

'શું કહ્યું ? દેશ પહેલો ?'

'હા જી.'

'એટલે, તારે એ ઢેડાઓની આભડછેટથી ધરમને ધોઇ નાખતા ગાંધીજીના ચેલા બની રહેવું છે ? આજકાલનો નાદાન છોકરો ! ક્યારની મને બનાવ્યા જ કરે છે ? આટલો બધો તોર શાના ઉપર ? લોહી રેડી કમાવું પડ્યું હત તો ખબર પડત કે કેટલી વીસીએ સો થાય છે. તારી શી સ્થિતિ હતી ને કોનાથી હવે કેવી સ્થિતિવાળો થયો એનોય વિચાર કરીશ કે નરાતાર નગણો જ રહીશ ?"

સુસવતાં તીર સરખાં મામીનાં વચનબાણોનું રહસ્ય હવે જ તે સમજ્યો. સ્વદેશીવ્રતની દિક્ષા એટલે મામીને મન ભયંકર શિક્ષાને યોગ્ય—પોતે ગંભીર ગુન્હેગાર ઠર્યો હતો તે એનાથી સમજાયું. મામીનો ધનમદ તેના ધ્યાનમાં આવ્યો, તે સાથે પોતાના જીવનનું પણ તેને સાચું ભાન થયું, અને એ વજ્રદેહી સ્નેહવદનનું કુસુમ જેવું કોમળ હૃદય આથી કંપી ઉઠ્યું, તેણે મર્યાદા લોપ્યા સિવાય હિમ્મત અને સ્વમાનની છટાથી મામીને છેલ્લો પ્રશ્ન પૂછ્યોઃ

'મા, હું તમને કેવો લાગું છું ?'

'કેવો લાગું છું ? તારી જાતને જ પૂછી જો ને ?'

સ્નેહવદનનું માથું બે હાથ વચ્ચે ઝુકી પડ્યું. તેણે પળવાર વિચાર કર્યો ને અવિચળ મેરૂ જેવા મક્કમ નિર્ણયપર તે આવી ગયો. સ્વદેશી ભાવનાનું ભાગવત હવે ભેંસ સમક્ષ સંભળાવવાનું એને ઠીક ન લાગ્યું. એનાં મામીનો અંતરદેવ ગાંધીજીના સ્પૃશ્યાસ્પૃશ્યના વિચારમાત્રથી છોવાઇ જતો હતો, ત્યારે સ્નેહવદનનો આત્મા અંત્યજોની, દલિતોની, ગરીબોની કંગાલ દશાથી કકળી ઉઠતો હતો. મામી અને ભાણેજની ભાવનાઓ વચ્ચે આસમાન જમીન જેટલું અંતર હતું. એક હતી પૈસાની, વૈભવની ને લોકરૂઢિની પૂજારણ; બીજો હતો સ્વતંત્ર ભેજાંનો ભાવનાવાદી નૌજવાન. ઉપરાંત દત્તકપુત્રરૂપે પોતે કોના કુટુમ્બનું ફરજંદ,

ક્યાં ઘસડાઇ આવ્યું છે, અને તે ગૌરવશીલ જીંદગી જીવવા નહિ પણ ગુલામી ભોગવવા: એમ તેને ચોક્કસ સમજાયું. તેણે આમીને સ્પષ્ટ વાત કહી દીધી:

'સ્વીકારેલા વ્રતથી મને જરાય પશ્ચાતાપ નથી થતો; પણ હું એમાં મને પોતાને અપૂર્વ આનંદ માનું છું. માટે મારું કલ્યાણ ઇચ્છતાં હો તો અન્તઃકરણના અવાજ પ્રમાણે મને વર્તવા દો.'

'એ અવાજ–બવાજમાં હું ન સમજું; તારે કમાગરા થવું છે કે નહિ?' આમીના આ સત્તાભર્યા શબ્દોથી સ્નેહવદને મનમાં ગાંઠ વાળી કે દત્તક દીકરો એટલે કહેવાતી માતાનું કમાગરું–મૂંગું પ્રાણી!' તેણે આમીને મર્યાદાપૂર્વક પૂછ્યું:

'શું કરું તો કમાગરો ઠરું?'

'શું કરું? પૂછતાં લાજતો નથી? હવે તું ભણી ઉતર્યો. માની સેવા–બરદાસ કર; મારી પાસે રહે. નાતજાતનો વટવહેવાર શીખ. લોકમાં આબરૂ મેળવ, છે તે મૂડીમાં વધારો થાય એવા ધંધા રોજ-ગારે ચડી જા. 'શું કરું' એમ શું પૂછે છે?'

'મા, તપી ન જશો. શાંત ચિત્તે કહું તે સાંભળો ને સમજો તો સારી વાત છે.' સ્નેહવદને અંતિમ ખુલાસો કર્યો: 'મારું જીવન જુદાં જ કારણસર સરજાયું લાગે છે. તમે કહો છો એવી વાતો સાથે મારો મેળ મળવાનો નથી.'

'તો બાવો બની જા. નકામો માથું ના પકવ, જા.' કહીને આમીએ છણકો કર્યો. બહાર સ્વયંસેવકો તેની ક્યારની રાહ જોઇ રહ્યા હતા. તે ઉઠયો. નિશ્ચય પ્રમાણે બહાર ગામ જવા તૈયાર થયો. જતી વેળાએ વિનયપૂર્વક 'જાઉં છું' કહીને ઉતાવળા પગે આમીના ઘરને છેલ્લા સલામ કરી તે બહાર નીકળી ગયો.

તે વખતે કલાવતીને આઠમો મહિનો જતો હતો. તે એના પિતાને ત્યાં હતી. જતી વેળાએ મળવા જવાનું મન છતાં ગાડી ઉપડવાનો વખત થઇ જતો હોવાથી મળી ન શકાયું અને પત્નીને

મળ્યા સિવાય જ સ્વયંસેવકો સાથે તેણે વલોવાઈ જતા હૈયે **અમદાવાદ** છોડયું.

આશા ને ઉલ્લાસભર્યો, સેવાની ધગશ ધરાવતો એ નવોસવો નૌજવાન ગૂજરાતનાં કેટલાંક ગામડાંઓમાં ઘુમી વળ્યો અને જેમ જેમ તાપ–ઠંડી ને ભૂખનાં દુઃખ વેઠી તેણે ખડે પગે લોકમત કેળવવા અને અસહકારીની સંખ્યા મેળવવા તનતોડ પુરૂષાર્થ કરવા માંડયો તેમ તેમ ન દીઠેલ, ન સાંભળેલ ને ન કલ્પેલ એવું એણે ઘણુંયે જોયું ને જાણ્યું. અને એ ગામડાંની રખડપટ્ટીને પરિણામે અનિષ્ટ રૂઢી બંધનોથી વેડફાતા સંસાર ને સમાજનાં કેટલાંક દયાજનક દશ્યો પણ જોયાં.

વેડફાતા સંસાર ને વેડી જતાં વિધવા જીવન; નાતોનાં નિર્દય નખરાં ને નાતના પટેલોની નાદિરશાહી; ઘુંદાતાં બાલજીવન ને રિબાતાં નારી જીવન; રૂઢિનાં પોલાદી બંધનો અને ધર્મ–શાસ્ત્રોને નામે જીવવા યોગ્ય જીવનનાં અપાતાં સંખ્યાબંધ બલિદાનો; કોમી કલહ અને સામ્પ્રદાયિક ખંડનમંડન; ધનિકોના મૂડિવાદ વિરૂદ્ધ ગરીબોનાં આંસુઃ સંસાર અને સમાજના એવા અનેક પ્રશ્નોના સુધાર ઉદ્ધારમાં જ તેણે 'સ્વરાજ્ય'ની સાચી ચાવી જોઇ અને તે પાછળ શક્તિને પૂરેપૂરી ખપાવી નાખવાની તેને તાલાવેલી લાગી.

આ સેવાયજ્ઞના કામમાં પ્રેરણા પાનાર કોઇ હોય તો માત્ર તેની પ્રિય પત્ની કલાવતી હતી. **આમીના** સગપણનું તો તેણે લગભગ ન્હાઇ નાખ્યું હતું. એને આ વખતે, **રતનપુર**માં રહ્યાં રહ્યાં કલાવતી સાંભરી અને થોડા વખત માટે **અમદાવાદ** જઇ આવવાનો તેણે મનસુબો કર્યો. પરંતુ સ્વ૦ **મણિભાઇ**ની પેલી કવિતા પ્રમાણે 'કહીં તું જાય છે દોરી, દગાબાજી કરી કિસ્મત' જેવી સ્થિતિમાં તે મૂકાઇ ગયો. કલાવતી પ્રસૂતિકાળે જ પોતાના વ્હાલા સ્વામી **સ્નેહ**વદનનું નામ ઝંખતી, સ્વર્ગે સંચરી. **સ્નેહ**વદનને તેની ગંભીર માંદગીનો તાર મળતાં જ તે **અમદાવાદ** ગયો હતો પણ '**સાગરે**' 'કલાપી' માટે લખ્યું છે તેમ

'પળ એકનું મોડું થયું' હતું. તે જઇ પહોંચ્યો ત્યારે તો કળાની કરમાયલી કાયાને માયાથી જોવાનું જ એના ભાગ્યમાં રહ્યું હતું.

**સ્નેહ**વદનની તે વખતની સ્થિતિ વ્યક્ત કરવાને લેખક પાસે પુરતા શબ્દો નથી; એટલે એ વિષે એટલું જ લખવું પૂરતું લાગે છે કે **મા**મીની તોછડાઇ પછી, **મા**મીને ત્યાંથી તરછોડાયા પછી, અસહકારી મંડળમાં ખૂબ કામ કર્યા પછી, સમાજને અનેક રીતે અધોગતિની ગર્ત્તામાં ગબડી પડતો જોયા પછી, હૈયાની જે છેલ્લી હુંફ તેની પત્ની હતી તે પણ પોતે ગુમાવી બેઠો. ગુમાવતા પહેલાં, છેલ્લી વારનું મિલન પણ ન થયું એ સ્મરણમાત્રે એની આંખોમાંથી અશ્રુની અવિરત ધારા વહેવરાવી.

આવા અનેક વિષમ સંજોગોની અસર **સ્નેહ**વદનમાં જુદી જ થઇ. તેની વિદ્વતાને લાંચ્છન લગાડે એવો 'સ્મશાનવૈરાગ્ય'નો તો ઓળો સરખો નડયો નહિ; પણ તેથી તો એનો આત્મા વધારે મજબુત થયો. સ્વામી **રા**મતીર્થ, **વિ**વેકાનન્દ અને દયાનન્દ સરસ્વતીના જીવન–કવન એનાં પ્રિય પુસ્તકો બની રહ્યાં. તેનામાં ક્રમે ક્રમે પૂર્વજન્મના કર્મપ્રધાન સંસ્કારો અંકુરિત થયા અને કોઇ માર્ગદર્શક ગુરૂ શોધવાની લગની લાગી.

એણે અસહકારના દરિયામાં પોતાનું જીવન–નાવ ઝુકાવ્યા પછી, ગામડામાં ફરતાં ફરતાં તે **ર**તનપુર ગયો, અને ત્યાં ત્રણેક માસ રહ્યો, ત્યારથી તે સ્થળ એને ગમી ગયું; **ર**તનપુરની **વ**સંતવાડીમાં મકાન ભાડે રાખ્યું અને ગુરૂની શોધ મન્થન સાથે નિર્વાહના નવા પ્રવાહે વહેવાની મહત્વાકાંક્ષાએ તે શાંત એકાંત સેવવા લાગ્યો.

પ્રિય પત્ની કલાવતીનું મૃત્યુ થયા પછી પલ્લું એને પાછું મળે તેવો તેની નાતનો રિવાજ હતો. એટલે જોઈતું ખર્ચ તે તેના **શ**રાફને ત્યાંથી મંગાવી લેતો. તેના **સ**સરા તેને મૂળથી જ ચાહતા હતા અને પુત્રીના મૃત્યુથી એની સાથેનો સંબંધ મરી પરવાર્યો નહોતો. **સ્નેહ**વદનને સુખી જોવા તે ઈંતેજારી ધરાવતા; એ સાથે

જશવન્તલાલને કાંઇક સ્વાર્થ પણ હતો તે એ કે પોતાની કુંવારી કન્યા લીલાવતીનું એની સાથે સગપણ થાય તો બન્ને સુખી થાય. આ ઇચ્છા હતી.

સ્નેહવદન સ્વતંત્ર ભેજાંનો છતાં મૂર્ખ તો નથી જ; એવી જશવંતલાલની દૃઢ માન્યતા હતી. તેથી તેનાં મામીને તે વખતો-વખત ઠસાવતો અને દત્તક પુત્રના હક્ક વિષે, એ વકીલ સલાહકાર કરી વાંધાવચકો પડે એવો પ્રસંગ આવવા દેતા નહિ.

આમ દિવસો વીત્યા પછી, સ્નેહવદનનાં મામી માંદા પડયાં. તે સમય સાધીને જશવન્તલાલે પોતાના ગુમાસ્તાને રતનપુર મોકલ્યો. તેણે સ્નેહવદનને તેની મામીની માંદગીના ખબર આપ્યા અને અમદાવાદ આવવાનું કબુલ કરાવ્યું.

અમદાવાદ આવીને રતનપુરમાં સ્નેહવદનને ઘેર જે જોયું હતું તે શેઠને કહ્યા વગર ગુમાસ્તાથી રહી શકાયું નહિ. તેણે કહેલું કે: 'સ્નેહવદનનું બાકુતી ઘર તો કોઇ સુરબાલા નામની સુંદરી શોભાવી રહી છે!' આવું સાંભળીને જશવન્તલાલ પહેલાં વિચારમાં તો પડયા છતાં એમને સ્નેહવદન માટે ઊંચો મત હતો, તેથી ખરૂં શું છે તે બધો ભેદ રૂબરૂમાં ખુલ્લો થઇ જશે એ વિચારે તે વાતને તે વખતે ચોળીને ચીકણી કરવાની તેને જરૂર જણાઇ નહોતી.

હવે અમદાવાદ આવ્યા પછી શું બન્યું ? તે જોઇએ.

## ૧૪

# મામી ભાણેજ:

સ્નેહવદનના આગમનની ખબર, તે જ રાતે જશવન્તલાલે પોતાના નોકર મારફત એનાં મામીને પહોંચાડી હતી. ખરી રીતે તો મામીની માંદગીનું માત્ર બહાનું હતું. હજુ તો બને તેટલું જીવી નાખવાના એમને એટલા કોડ હતા કે મરવાની વાત સરખી પોતે સાંભળી શકતાં નહિ! મામીએ 'વન' તો ક્યારનુંય વટાવ્યું હતું, છતાં તે માનતાં કે ખોળિયું ઘરડું થાય તોય જીવ તો જુવાનનો જુવાન રહે છે. એટલે સ્નેહવદનને અમદાવાદ તેડાવવાનો મૂળ હેતુ જુદો હતો. અને તે કામમાં જશવન્તલાલનો હાથ હતો. સ્નેહવદનને સમજાવી–પટાવી, એની વેરે લીલાની સગાઇ થાય ને મામીનું ઘર ઉઘાડું રહે એ ઉભયની સંતલસ હતી.

સહવારે ચ્હા પીને સ્નેહવદન મામીને મળવા ગયો. ત્યારે કળજુગનાં એ મીરાંબાઇ, એમના 'ગિરધર–નાગર' ને પાંચ માળા વડે પ્રસન્ન કરીને પરવારી ગયા હતાં, અને દેવને ધરાવેલ નૈવેદ્ય લઇને પાવન થતાં, પોતે પ્રસાદીનાં પાનને બોખા દાંતે વાગોળતાં બેઠાં હતાં. તેમણે સ્નેહવદનને આવતો જોઇ કહ્યું:

'આવ્યો ભાઇ !'

'કેમ છે હવે મામી ! સારૂં થઇ ગયું ને ? સ્નેહવદને ખબર પૂછી.

'પેલા અવતારનાં પાપ હજુ પહોંચતાં હશે તે મટયું ભા...ઇ !' મામીએ પહેલો અધ્યાય આરંભ્યો.

'એમ ના બોલો. તમને શું દુઃખ છે ?'

'દુઃખ ! દીકરા, દુઃખનાં તે કાંઇ ઝાડબાડ ઉગતાં હશે ? ભગવાને દોલત દીધી ને દીકરા ન દીધા; પારકાં તે પોતાનાં થતાં હશે ?' આ કઠોર પ્રહારની શી અસર થાય છે તે જાણવા સારૂ મામીની તીક્ષ્ણ આંખો સ્નેહવદન તરફ ફરી. સ્નેહવદન સાંભળી રહ્યો. મામીએ અધ્યાયને આગળ ચલાવ્યો.

'રખડેલ પેઠે હવે તારે રતનપુર ક્યાં સુધી પડી રહેવું છે ?'

'ત્યાંના હવાપાણી મને ઠીક માફક આવ્યાં છે. શરીર રહ્યું એવડા બાંધાનું તેથી અહીંની ગરમી નથી ખમાતી.' સ્નેહવદને મામીની નાડ પારખીને કહ્યું:

'અહીં બારે દહાડા ને બત્રિસેય ઘડી તને ગરમી લાગે છે ? અલ્યા, ગરમી શાની ?'

'પૈસાની.'

'તો શું પૈસા હોય તે લુંટાવી દઉં ?'

'નહિ જ. એને સન્માર્ગે......'

'હવે બેસ ડાહ્યલા ! શીખામણ દેવા બેઠો છે.' મામીએ મિજાજ ખોયો. વાત વંકી જશે જાણી વળી ધીરેથી કહેવા માંડયું: 'હજુ તું ભણ્યો પણ ગણ્યો નહિ. જો સમજવા જેવી વાત કહું, તે સાંભળ. કલાવતી તો ઓછી આવરદા લઇને આવેલી તે એને રસ્તે ગઇ. હવે તારે નવું ઘર નથી માંડવું ?'

'શું કરવા ?'

'વા...હ ! શું કરવા ? મને નિર્વંશ રાખવી છે ? મારા કુળના નામનું મૂળ તારે ઉખેડી નાંખવું છે ?'

'વંશવૃદ્ધિથી જ નામ કાયમ રહેતું હોય એમ હું નથી માનતો. માજી !'

'ત્યારે તારૂં કોડિયાં જેટલું મગજ શું માને છે ?'

'માજી, ઘડા જેવડું તમારૂં મગજ ગમે તે માનતું હોય પણ હું માનું છું તે એ કે વંશમાં હમેશાં દેવો જ નથી અવતરતા; પણ પૂર્વસંચિત સંસ્કારોનું જોર ઝાઝું હોય તો કુળમાં દેવતાના દીકરા કોલસા જેવા કલન્દર પણ પાકે છે; અને તે એવા કે પૂર્વજનું નામ તારે નહિ, પણ સાતમા પાતાળે પહોંચાડે. માટે મારૂં માનો તો વંશના કે નામના મોહને જ મૂકી દો.'

'ને પછી શું કરવું ?' મામીનો સ્વર હવે થરડાવા માંડયો.

'નામને બદલે નામના થાય એવું કરવું; અને નામના ગણો કે ગમે તેઃ દેશ ખાતર અત્યારે તો સ્વાર્પણ કરવું એના જેવો કાયમનો કલ્યાણકારી માર્ગ કોઇ નથી.'

'ને જનમભરમાં તારા જેવો જતિયે મેં કોઇ જોયો નથી !' મામી પાછાં મૂળ સ્વભાવ પર આવ્યાં ને વળી તરત જ ઠાવકી વાત કરવા લાગ્યાંઃ

'મારે બીજા પિંજણમાં નથી પડતું. પૂછું એની જ પંચાત કર એટલે પત્યું. તારી પરણવાની મરજી છે કે નહિ ?'

'કોની સાથે ?'

'લીલા–તારી સાળી વેરે. કહે તો આજે જ સાકર રૂપિયો...'

'એ તો કુંવારી કન્યા !'

'ગાંડો !' મામીના હૈયામાંથી વ્હાલ ઉભરાઇ આવ્યુંઃ 'ત્યારે પરણેલી સાથે પરણાતું હશે ?'

'ના, રાંડેલી સાથે.'

આ સાંભળી મામીનાં નાકનાં નસકોરાં ફૂલ્યાં ને તડુકી ઊઠ્યાં.

'રંડવા! બોલતાં લાજવાતો નથી? રાંડેલી સાથે?'

'હા, કેમકે હુંય રંડાયલો છું ને?'

'તે આપણામાં નાતરાં થતાં હશે?'

'ચીડાઇ ન જાઓ માજી, તમે નાતરૂં કોને કહો છો?'

'બળ્યું તારૂં બોલવું ને મુઆં તારાં માજી! તારૂં મગજ તો ખસી નથી ગયું ને? આ તમે ભણેલા પુનર્લગ્ન કહો છો-એ'સ્તો.'

'તે આપણામાં નથી થતાં?'

'તારાથી તો પ્રભુ તોબાહ! આપણી નાતમાં નાતરા થતાં તેં ક્યાં જોયાં?'

'આઘે શું કામ! આ જ મકાનમાં તમારી જ વાતમાં.' સ્નેહવદન હવે વિફર્યો: 'માજી, વિધૂરથી ફરી પરણાય તો વિધવાએ વિધાતાનો ક્યારે બાપ મારેલો કે તેનાથી ન પરણાય? વિધવા ફરી પરણે તે પુનર્લગ્ન, ને વિધૂર પરણે તે લગ્ન? વિધવાને પુનર્લગ્નના પ્રતિબન્ધ તો એ વિધૂરને પરણવાની છૂટ કયા બ્રહ્માએ આપેલી છે?'

'નરાતાર નાસ્તિક શું થઇ જાય છે? જરા તો શરમ રાખ. પૂછ અગ્નિહોત્રિને કે પુરૂષને પરણ્યા વના ચાલે?'

'તે મારે ઓછા યજ્ઞ કરવા છે કે પરણ્યા વિના ન ચાલે?'

સામસામી આટઆટલી બોલાચાલી થયાં છતાં જેમણે 'ઝાઝી દીવાળીઓ દીઠી' હતી, એવાં મામીનું રૂંવાડું સરખું પણ ફરક્યું નહિ. સારૂં જગત્ ઉથલપાથલ થઇ જાય કે પ્રલયનાં પૂરથી પૃથ્વી આજે જ તણાઇ જાય છતાં એમના પળિયાંના સફેદ વાળને રંચ પણ આંચ આવે તો એની નુકસાની વૈકુંઠમાં પહોંચ્યા પછીએ ભગવાન પાસે ભરપાઈ કરી લેવાને તેની મામી ચુકે તેવાં નહોતાં. પડોસીઓ માનતા કે એમની હસ્યાળી

વૃદ્ધાવસ્થામાં છુપાયલા જીવડાને બ્રહ્માએ બહુમૂલ્ય દ્રવ્યો ને રસાયણ પૂરીને ઘડયો હતો. એ માન્યતાની મામીના છેલ્લા ફેંસલાએ સ્નેહવદનને સોળેસોળ આની ખાત્રી કરાવી આપી.

'તારે ફરી પરણવું છે કે નહિ?' મામીએ સત્તાસૂચક સ્વરે પૂછ્યું:

'નહિ.' એટલા જ જુસ્સાથી જવાબ મળ્યો.

'તો આજથી તારા સગપણને હું ન્હાઇ નાખું છું.'

'તો તમારાં ટંકશાળનાં જડબીબાં તેમજ સ્થાવર જંગમ મીલ્કતની માટી આજથી મારે પણ હરામ છે.' કહીને સ્નેહવદન ઉઠયો.

'અરે, શી તુમાખી!' મામી બબડયાં.

આ રીતે મામીની દોઢેક લાખની મીલ્કતને સિદ્ધાન્ત ખાતર લાત મારી સ્નેહવદન એની મામીનું ઘર છોડી ગયો.

૧૫

## લીલાની પ્રતિજ્ઞા :

સ્નેહવદન, મામીને મળવા ભારેખમ હૈયે ગયો ને હલકાફૂલ હૈયે ત્યાંથી પાછો ફર્યો. જીવનપરથી જાણે મહાન બોજો ઉતરી ગયો હોય એમ તેને લાગતું. મનને તેણે એક જ ખુલાસાથી મનાવી લીધું હતું કે પોતે ગર્ભશ્રીમંત હતો જ નહિ; ગરીબાઇમાં જન્મ્યો હતો ને ગરીબ જીવન જીવવાનું જ ભાગ્યનિર્માણ હોય તેમાં હર્ષ શોક શો ? આમ માનવામાં ઇશ્વરપરની અટલ શ્રદ્ધાએ બેવડું બળ આપ્યું હતું. સર્જનહાર તેની સૃષ્ટિને ભૂખી ઉઠાડે છે, પણ ભૂખી સુવાડતો નથી; દાંત દેનાર ચાવણું દેશે જ—એ તેની શ્રદ્ધા હતી. એટલે મામી પોતાના સગપણનું સ્નાન કરી નાખે ને તેમ કરતાંય સ્વિકૃત સિદ્ધાન્તનું ખૂન થતું અટકે તે એને મન આનંદનો જ વિષય હતો.

એના આનંદમાં, કે ઇશ્વરપરની શ્રદ્ધામાં અભિવૃદ્ધિ કરનારો સમય તેની સન્મુખ આવી પહોંચ્યો. તે મામીને ત્યાંથી નીકળ્યો કે તરત જ સવારની ડિલિવરી વહેંચતો ટપાલીઓ તેને સામો મળ્યો. જો કે ટપાલીઆને દીવાળીની બોણી હવે મળતી નહોતી તથાપિ સ્નેહવદનની જૂની ઓળખાણ તે ભૂલ્યો નહોતો. તેણે રતનપુરથી

પોસ્ટ થએલું પરબીડિયું તેના હાથમાં મૂક્યું; તેનાપર 'કર્મયુગ' કાર્યાલયનું નામ હતું. નામ વાંચતાં જ એના દિલમાં વિદ્યુતશક્તિનો સંચાર થયો. ચાલતાં ચાલતાં તે ફોડ્યું. અંદરના પત્રપર ઝડપથી નજર ફેરવી. પત્ર વાંચ્યો અને ઇશ્વરનો ઉપકાર માનતો, પત્રને છાતીએ દબાવતો, કંટાળેલા મનને શાંતિ આપવાના ઇરાદે તેણે રાણીના બાગનો રસ્તો લીધો.

સ્નેહવદન ઘર છોડી ગયા પછી તરતજ તેની મામીએ તેની સાથેની વાતોનું પરિણામ ને તેનો નિર્ણય એક કાગળમાં લખી પોતાના ભૈયા સાથે જશવંતલાલને ત્યાં મોકલી આપ્યો હતો. તે જાણી મહેતાના મોતિયા મરી ગયા હતા. કાગળ વાંચીને તે ગંભીર વિચારમાં પડી ગયા. તે જ વખતે લીલાએ તેમની પાસે આવીને પૂછ્યું: 'પિતાજી! કાગળમાં શું લખ્યું છે?'

'પ્રભુને તેં પાંચે આંગળિયે નથી પૂજ્યા, દીકરી! મહીં શું લખ્યું છે તે તું વાંચ.' લીલાને ઉદાસ ચ્હેરે કાગળ આપતાં જશવન્તલાલે કહ્યું. તે વાંચીને લીલા પણ ક્ષણભર વિચારમાં પડી ગઇ. છતાં પશ્ચિમની સંસ્કૃતિને વરેલા પિતાના સહવાસમાં ઉછરેલી લીલા છેક હતાશ ન થઇ. તેનાથી સહસા બોલાઇ જવાયું.

'બાપુ, સ્નેહવદનને હું એકલી મળું તો?' તેના આ પ્રશ્નમાં ઉત્તરની અપેક્ષા કરતાં દયાની યાચનાનો ભાવ મુખ્ય હતો.

'હા, હજુય કોડ અધુરા રહ્યા હોય તો પૂરા કરી લે; ને એના મોહથી ધરાઇ જાય ત્યારે મને મળજે એટલે તારી સગાઇ બીજે કરી દઇશ.' કહીને જશવન્તલાલ અસીલોના કેસનું બંડલ લઇ મેડે ઓફિસમાં ગયા.

લીલા બેચેન બની ગઇ હતી. એને કશી સુઝ પડતી નહિ. ભરવા માંડેલા રૂમાલને તેણે ટેબલપર ફેંક્યો. કપડાં બદલ્યાં ને પૂરી હકીકત જાણવા સારૂ તે સ્નેહવદનની મામીને ત્યાં ગઇ.

તેના ગયાને થોડી જ વાર થઇ હશે ને સ્નેહવદન આવી પહોંચ્યો.

જશવન્તલાલને ઓફિસમાં ગએલા જાણી તે મેડે ગયો. તે વખતે ત્યાં બીજું કોઇ નહોતું. જશવન્તલાલના શ્વાસોચ્છ્વાસે સગાઇની જ વાત રમી રહી હતી. તેથી તેણે તે સંબંધી વાત છેડી.

'મામીને ત્યાં શું કરી આવ્યા ?"

'લડી આવ્યો.'

'લડવાનું કંઇ કારણ ?'

'લડવા જ બોલાવ્યો હતો, એ કારણ.'

'સ્નેહવદન, મારે કાને એ વાત આવી ગઈ છે. હું નહોતો જાણતો કે તમે શુષ્ક ફિલ્સુફીમાં રમતા હશો.'

'મને અજાણ્યો રાખી, તમે અંધારે રમત રમતા હશો એ પણ મેં આજે જ અહીં જાણ્યું.' સ્નેહવદનનો ભેદક જવાબ જશવન્તલાલને ભારે પડ્યો.

'તમે જ્યાં ને ત્યાં લડતા જ ફરશો ? તમારા જીવનમાં સંપ ને સમાધાન જેવી કોઈ ચીજ વસે છે કે નહિ ?'

'મુરબ્બી ! પૂછો છો તેથી કહું છું કે સંપ–સમાધાનને મેં દફનાવી દીધાં નથી. કુદરત સાથે સંપીલો છું; સૂરજ ને ચન્દ્રની ગતિ સાથે મારે સમાધાનીથી જ વર્તવું પડે છે; ઋતુઋતુની પલટાતી પરિસ્થિતિને મારે અનુકુળ થવું પડે છે; શરીરના નિયમોનુંય પાલન કરૂં છું. બાકી એ વાત બરાબર છે કે, માણસ જેથી માણસ મટીને હેવાન બને તેવા વ્યવહાર અને એવી હરામખોરીના ખેલ સાથે આ જીવનનો મેળ કદી પણ મળવાનો નથી.'

'તમારી મામી સાથે કેમ જામી તે જાણ્યા વગર તમારા આ મત માટે હું કંઇ નથી કહેતો પણ મારે જાણવું છે તે એ છે કે તમે ફરી પરણવા નથી ઇચ્છતા ?'

'તમેય એ પ્રશ્ન પૂછશો એવી આશા મેં નહોતી રાખી. ખેર, આજથી સમજી લ્યો કે સ્નેહવદન કોઇનોય ગુલામ થનાર નથી ને પારકી કન્યાને ગુલામડી બનાવવા તે ઇચ્છતો પણ નથી.'

'હું મારી લીલા વિષે વાત કરૂં છું. તે એની મરનાર બ્હેન જેટલા જ ભાવથી તમને ચ્હાય છે. તમે એના નાવિક થાઓ તેથી પોતે 'ગુલામડી' બનતી હોય એમ તે માને જ કેમ?

'તે હશે. લીલાને સંસારની ઉન્હી લૂ નથી વાઈ, ત્યાં સુધી એને બીજું માનવાનું પણ શું હોય? બાકી એક વાત તો બ્રહ્માક્ષર જેવી છે કે અંગારથી ધીખતી ભઠ્ઠી જેવા આ સિતમગર સમાજથી દૂર રહેવાય તેટલું સારૂં; નહિ તો તેની હોળીમાં ભુસ્કો માર્યા પછી જો નાઠા તો હોલામાંથી ચૂલામાં જ પડાવાનું ને શાંતિનો કોઇ સન્માર્ગ સાંપડવાનો જ નહિ."

'એ અનુભવ સહજીવન ઇચ્છનાર માટે બંધબેસતો ન કહેવાય.'

'લીલા મારૂં જ સહજીવન ઇચ્છતી હોય તે હું માની શકું: પણ સહજીવન માત્ર લગ્નથી જ જીવી શકાય એવું માનનારમાંનો હું નથી.'

'તમે હિન્દુસમાજના નીતિનિયમોને નહિ સમજીને વાત કરતા લાગો છો.'

'નીતિ-નિયમોને તે પહેરવા કે પાથરવા? હિન્દુસમાજના વ્યવહારૂ આચરણમાં નીતિ નિયમો જેવું બચ્યું છે જ શું?'

સ્નેહવદનના છેલ્લાં વાકય પછી પ્રસ્તુત ચર્ચાને વધારે ચૂંથવામાં જશવન્તલાલને માલ ન જણાયો. તે થોડીવાર વિચારમાં પડી મૂંગા જ બેસી રહ્યા. સ્નેહવદને બીજી વાત કરવા માંડી?—

'મને રતનપુરથી પત્ર મળ્યો છે; આજ રાતના અહીંથી પાછો જવા ઇચ્છું છું.'

'કોનો પત્ર છે?'

'ત્યાંના 'કર્મયુગ' પત્રના માલિકનો: ગજવામાંથી કવર કાઢીને બતાવીને બોલ્યો. 'મેં કરેલી અરજીના જવાબમાં લખે છે કે એડિટોરિયલ સ્ટાફમાં મને જગા મળશે; પણ તે પહેલાં તેમને રૂબરૂ મળી જવું.'

'મળવાનું કયારે લખે છે?'

'અઠવાડિયા દરમ્યાન.'

'ત્યારે શી ઉતાવળ છે? આજે રાતના જ જવાની કંઇ જરૂર નથી.'

'ત્યારે અહીં રહેવાનીય હવે શી જરૂર છે ?'

'એમ હોય તો કાલે જજો; આજ તો રહેવું પડશે.' જશવન્તલાલે તેને વધુ છંછેડવો યોગ્ય ધાર્યો નહિ.

બપોરે જમ્યા પછી સ્નેહવદન શહેરમાં ફરવા નીકળ્યો, તે છેક સાંજે પાછો ફર્યો. તેણે 'મહાત્માજી'ના ધામમાં અસહકારનાં છત્ર નીચે સ્થપાયલાં વિધવિધ મંડળો ને સંસ્થાઓની મુલાકાતો લીધી.

દિવસનો આખો વખત બહાર ફરવામાં જવાથી લીલાને સ્નેહવદનને મળવાનો લાગ ન મળ્યો. રાતના વાળુ પછી પણ તરત જ પોતાના સૂવાના ખંડમાં ગયો. જશવન્તલાલે તો હવે એની વાત જ મનમાંથી કાઢી નાખી હતી, પણ સ્નેહવદનના અટુલાપણાએ લીલાની મુંઝવણ વધારી દીધી હતી. 'સ્નેહવદનને કયારે મળાય ? કેમ મળાય ? મળવા જાઉં ને બોલાવું ને મુખ્ય વાત મારી જાય તો ?' એમ તરેહવાર વિચાર એને ઉત્પન્ન થવા લાગ્યા અને વિચારમાં ને વિચારમાં ઘણોય વખત વીતિ ગયો.

ઘણાય વિદ્યાર્થીઓ અભ્યાસકુશળ છતાં વ્યવહારકુશળ નથી જણાતા. સ્નેહવદન એવો નહોતો. સસરાને કે પોતાનાપર મીઠી મમતા રાખતી સાળીને તરછોડવા જેવા ભાવ જણાવવા તે ઇચ્છતો નહિ. છતાં કોણ જાણે કેમ મામીને ત્યાંથી પાછા ફર્યા પછી એની જીભ જાણે ચોંટી ગઇ હોય તેમ લીલા સાથે હસીને બોલવાનું એને ગમતું જ નહિ અને તેથી તે ચિંતાતુર હતો. કલાવતી હયાત હતી, ત્યારે લીલા સાથે નિર્દોષ વિનોદના ત્રણેય જણ રસિકવિહાર ખેલતાં. સ્નેહવદનને એ મધુર પ્રસંગો આજ સાંભરી આવ્યા. તે પોતાના ખંડમાં ગયા પછી અગાસીપર ચડયો. ત્યાં પડેલી આરામ ખુરસીમાં બેઠો. માથે ખુલ્લું આકાશ હતું અને આકાશમાં તારાગણ તગતગી રહ્યા હતા. તે પર તેણે દૃષ્ટિને સ્થિર કરી. કેટલીય વાર સુધી એવી અવાચક્ સ્થિતિમાં તે પડી રહ્યો હશે. દરમ્યાન એને વિચાર આવ્યો: 'હવે લીલા સાથે મારો શો સંબંધ ? મારી કલા ગઇ. લીલાને

હવે મારે ભૂલી જવી જોઇએ.' વળી તે ઉઠ્યો. પલંગમાં પડ્યો. પાસે ટેબલલેમ્પ બળતું હતું અને ટેબલપર થોડાંક પુસ્તકો પડ્યાં હતાં. એમાંથી એક પુસ્તક ઉપાડ્યું. એનું ઈંગ્લિશ નામ હતું 'First Fruits'

એમાંથી તેણે જનનીના જીવનભાવનાં કાવ્ય વાંચ્યાં. જીવનસખીના સ્નેહલ્હાવ વાંચ્યા. 'The rivers flow for others good' એ ચરણથી શરૂ થતું પરમાર્થભાવ સૂચવતું કાવ્ય વાંચ્યું. આંખોમાં નિદ્રા ભરાતાં સુધી વાંચ્યા જ કર્યું અને રાતના અગિયારેકના સુમારે સંસારભરને ભૂલી જઈ તે મીઠી ગુલાબી નિદ્રામાં પડ્યો.

વાંચતાં વાંચતાં જ તે ઉંઘી ગયો હતો. વાંચવા લીધેલું પુસ્તક એના હાથમાં જ રહી ગયું હતું. દીવો પણ ઝગઝગાટ ઝગી રહ્યો હતો અને રજની તેના નિયમ પ્રમાણે પસાર થતી હતી.

સ્નેહવદન નિદ્રાધીન હતો, ત્યારે તેની સામેના ખંડમાં સૂતેલી લીલાની મનોવેદના અસહ્ય હતી. એની ઉંઘ પણ જાણે સ્નેહવદનની આંખોમાં જઈ ભરાઈ હોય તેમ અસ્વસ્થતા ભોગવતી લીલા પથારીમાં પાસાં બદલ્યા કરતી હતી.

ઘડિઆળમાં બાર ઉપર બેના ટકોરા થયા, ત્યાં સુધી તેની વિચારપરંપરાનો અંત આવ્યો નહિ. સ્નેહવદન આવ્યો પણ એની સાથે દિલ ખોલીને બોલવાનો કે એકબીજાંને સમજી લેવાનો મોકો તેને ઠેઠ સુધી મળી ન શક્યો; તેથી હવે તેની અધીરાઈ પરાકાષ્ટાએ પહોંચી હતી. આખરે લીલા ઉઠીને પથારીમાં બેઠી થઈ. વિખરાયલા વાળની લટોને વ્યવસ્થિત કરી, ને ચોક્કસ નિર્ણય પર આવી ગઈ. નિર્દોષ છતાં નીતિનાં બંધનોને ઢીલાં બનાવી સ્નેહવદનને મળવાની તેણે એ જ વેળાએ તક સાધી.

તે ઉઠી. એનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત લાગતા હતાં. એની આંખોમાં ઉજાગરાથી રતાશ જણાતી હતી. વિરલ ચિન્તાના કીડાએ એના દિલને વ્યગ્ર બનાવી દીધું લાગતું હતું. એવી સ્થિતિમાં તે ઉઠી અને નૈસર્ગિક રીતે જ વધતા જતા હૃદયના ધબકારા સાથે હુશિયારીથી ચોરની પેઠે ધીમા ધી...મા પગલે સ્નેહવદનના ખંડ તરફ ચાલી. એની ચાલમાં પવિત્રતાનો વિશુદ્ધ વેગ હતો.

લીલા સ્નેહવદનના ખંડ સુધી જઈ પહોંચી. બારણું ખાલી જ બંધ કરેલું હતું. અંદરથી સાંકળ દીધી નહિ હોવાથી તેના પગમાં જરા જોર આવ્યું. બારણાની તરડમાંથી તેણે જોયું તો અંદર દીવો બળતો જણાયો, 'સ્નેહવદન હજુ જાગતા હશે? વાંચતા હશે કે વિચારતા પડયા હશે કે એય મારી પેઠે વ્યાકુળતા ભોગવતા હશે?' એવા અનેક તરંગો થયા ને સમાયા. તે બારણું ધકેલવા તૈયાર થઇ. નિર્દોષ ભાવે તે સ્નેહવદનને મળવા જતી હતી, છતાં એનો શ્વાસ રૂંધાતો હતો. બારણા બહારની સાંકળને એના હાથની આંગળીએ અડકી; સહજ ગભરામણમાં સાંકળનો આંકડો અંગૂલિથી છૂટી ગયો ને જરા કાનને કઠોર લાગે તેવો અવાજ થયો. ત્યાંની ત્યાં જ તે ટૂંટિયું વાળીને બેસી ગઈ. તેની આંખો ચારે તરફ ફરી વળી. સઘળે શાંતિ હતી. ફક્ત ઘડિયાળનો અવાજ સંભળાતો હતો. તેણે હિમ્મતને એકઠી કરી. 'રાત, રાતનું કામ કર્યે જાય છે, ઘડિયાળ, ઘડિયાળનું કામ કરે છે; મારે મારૂં કામ પતાવી લેવું જોઇએ.' મનની આવી મક્કમતા સાથે તેણે હળવે રહીને બારણું ઉઘાડયું. વળી પળભર ઉભી હતી ત્યાં જ થોભી ગઇ. 'ચાલ જીવ, ખાલી ભણકારથી ભડકવું શું?' કહેતી'કને સ્નેહવદનનો ખંડ ઉઘાડી અંદર ચાલી આવી. નિરાંતથી નિદ્રા લેતા સ્નેહવદનની શાંત, ભવ્ય ને મનોહર મુખમુદ્રા તેણે નયણાં ભરી ભરીને નિરખ્યા જ કરી. ટેબલલેમ્પના તેજનું પડતું અજવાળું એના સૌન્દર્યમાં ઓર વધારો કરી રહ્યું હતું. લીલા પલંગ નજીક ગઇ. પોતાને ગાલે આંગળી અડકાડી, પગની આંટી મારી, નયનની વીજળીનું સ્નેહવદનના સ્મિત ફરકાવતા વદનપર સંધાન કીધું:

'શી નિશ્ચિંત નિદ્રા! એમને શી જુક્તિથી જગાડું?'

તે વિચારમાં પડી અને વંચાયલા કાવ્યનાં તૂટક ચરણો સ્વપ્નાવસ્થા ભોગવતા સ્નેહવદનના મુખથી નીકળતાં સાંભળ્યાં:

'Many a rose
'Quite close
'In the garden smiles'

સાંભળીને **લીલા**નું મુખડું હસી રહ્યું. તે રમતીઆળ **બાળા**થી સહસા જ બોલાઇ જવાયું:

'Yes yes; go on........'

સ્નેહવદનના સ્વપ્નસૂર લંબાયા:

'Yet Kisses none
'Them that but one
'That the gardener gives'

'હત્ ગાંડા!' **લીલા**એ છેલ્લા ચરણને ધુતકારી કાઢ્યું. આબરૂનું જોખમ ખેડીને પોતે જે હેતુસર આવી હતી, તે પાર પાડ્યા સિવાય એને ચેન પડે તેમ નહોતું અને રાત હવે વધારે વેગવંતી બનતી હોય એવું તેને દરપળે લાગ્યા કરતું હતું; એટલે **સ્નેહ**-વદનને જગાડવા તે તૈયાર થઇ. તે જરા આગળ વધી, અને **સ્નેહ**વદનના હાથમાંના પુસ્તકને ધીરેથી સેરવી લીધું. **સ્નેહ**વદન જાગી ઉઠયો. તે જરા બાજુપર ખસી ગઈ. **સ્નેહ**વદન આટલી રાતે **લીલા**ને અહીં આવેલી જોઇ આશ્ચર્ય પામ્યો; છતાં મનપર કાબુ રાખી મમતાભર્યા મીઠા ઠપકાથી તેણે કહ્યું:

'**લીલા**, તું હજી ઉંઘી નથી?'

**લીલા** નીચું જોઈ પગને અંગુઠે જમીન ખોતરવા લાગી. **સ્નેહ**વદન ઉઠીને પલંગમાં બેઠો. તેણે ફરીથી ટકોર કરી:

'અત્યારે અહીં એકલાં આવવું તે સારૂં કહેવાય?'

'રૂમમાં દીવો સળગતો રાખો ને લોકનાં દિલનેય બળતાં રાખો, તે સારૂં કહેવાય કે?' **લીલા** હવે મસ્તીમાં આવવા માંડી. **સ્નેહ**વદન હજુ ગંભીર હતો:

'કોઈ જાગે તો આપણે માટે શું માની લ્યે.'

'વાહ! હું તો દીવો હોલવવા આવી......'

**સ્નેહ**વદન આવા હાજર જવાબથી હસી પડયો. **લીલા**ની હિંમત માટે તેને માન ઉપજ્યું. તેણે પોતાની પાસે બોલાવી. તે બેઠી.

'લીલા! તું સદાય મસ્તીખોર રહેવાની? કંઇક તો મર્યાદા જાળવવી જોઇએ?'

'શું કરૂં? ઘણુંયે મથી, ન રહેવાયું ત્યારે આવી. સ્નેહવદનભાઇ, મારા આવવામાં તમે મલિનતા જુઓ છો?'

'મુદ્દલ નહિ.'

'ત્યારે સાંભળો. હું તમને અહીં બે વાતો પૂછવા આવી છું.'

'બેધડક પૂછી લે. હું સાચું જ બોલવાનો છું.'

'એક તો એ કે રતનપુરમાં તમારા ઘરમાં સૂરબાલા રાખી છે તે કોણ છે?'

સ્નેહવદનના હૃદયને દુઃખ થયું. શંકિત સમાજપર એને ધિઃક્કાર છૂટ્યો અને શાંતિથી શંકાનું નિવારણ કરવા લાગ્યો:

'લીલા, એની કથામાં ઉતરવાનો આ પ્રસંગ નથી; હું અત્યારે એટલું જ કહું છું કે સૂરબાલા મારી બ્હેન થાય.'

લીલાના હૃદયમાં આથી ટં...ડો શેરડો પડ્યો. તેણે અગમ્ય ભાવે સ્નેહવદનનો હાથ પોતાના હાથમાં લીધો ને બાકીના પ્રશ્નની છેલ્લી ગાંઠ છોડી દીધી:

'બીજું પૂછવાનું એ કે તમે શો નિર્ણય કર્યો?'

'નિર્ણય બહુ સુંદર છે.' સ્નેહવદને મોઘમ ઉત્તર આપ્યો.

'સુંદર પણ કેવો? હું તો તમારા મુખપરની સુંદરતા સિવાય બીજે ક્યાંય ને ક્યાંય સુંદર નથી જોતી. જરા સમજું એમ બોલોને!'

'ભગવાન જાણે; લીલા, જીવન બહુ અટપટું છે. ક્યાં જવું હોય ને ક્યાં દોરી જાય.'

'કહેતા'તાને સાચ્ચું કહીશ!'

'જૂઠું બોલું છું? વિરલ વિચાર, ઉન્નત લાગણી, પ્રશસ્ત ભાવના, ને કોઈ પવિત્ર તત્વશોધનમાં સમસ્ત જીવન હોમાઇ જાય તો પણ શું?'

'અરેરે, સ્નેહવદન!' લીલાએ એના ખોળામાં માથું નાખી દઈ દીનવચનો ઉચ્ચાર્યાં. 'વિચાર ને લાગણી ને ભાવના ને તત્વજ્ઞાન

પાછળ મરી ફીટનાર પુરૂષોને પોતાની જ પાસેના સ્ત્રીહૃદયનું જ્ઞાન ક્યારે થશે ?'

**લી**લાના મસ્તકપર નિર્મળ ભાવભર્યા વ્હાલથી હાથ ફેરવતાં સ્નેહવદન બોલ્યો:–' લાગણીવશ ન થા. **લી**લા !'

**લી**લા સ્વસ્થ થઈને આતુર નયને એને જોઇ રહી. સ્નેહવદને દિલની ખરી વાત ખુલ્લી કરી: ' જાણું છું કે તારો મારા પ્રત્યેનો પ્રેમભાવ નવો નથી–કલા જીવતી હતી તે વખતનો જૂનો છે: મારી ઇચ્છા એવી છે કે કલાની હયાતિમાં જેવા ભાવથી તું મને વ્હાતી હતી એવો જ નિર્વિકારી ભાવ તું ન રાખી શકે ?

' પછી ?' **લી**લા ' પછી 'નો ઉત્તર સાંભળવા એકતાર થઈ.

' પછી મારે વધારે કહેવાનું નથી; ભર્યા સંસારમાં મને જ તું વ્હાય છે ને ?'

' એ પ્રશ્ન હૃદયનો છે; એનો ઉત્તર કોઇપણ મુખ ન આપી શકે. '

' મને તારા સ્નેહ માટે જરાય સંદેહ નથી. જો ત્યારે; કલા જીવનસહચરી હતી તે ગઈ; તું અનુચરી થઈ શકે તો સદૈવ આપણે સમાજ ખાતર સહજીવન જીવી શકીએ. '

' સમાજ ખાતર ?'

' હા; સમાજ ખાતર. **લી**લા, હું એવા નિશ્ચયપર આવ્યો છું કે જે નાતમાં વિધવાનાં પુનર્લગ્ન નહિ, ત્યાં વિધુરનાં પણ લગ્ન નહિ. તું વિધવાઓની ખાતર એટલો ભોગ ન આપે ? **લી**લા, મારા ભિક્ષાપાત્રમાં તું જ સબરસના શકુનરૂપ થા, ને પછી જો કે લગ્ન સિવાય પણ આપણો સંસારયજ્ઞ સમાજના કલ્યાણ ખાતર કેવો ફળપ્રદ નિવડે છે !'

' તો તારા એ વચનની ખાતર **લી**લા બ્રહ્મચારિણી રહેશે; ' બસ: જાઉં છું હવે, સ્નેહવદન, મને ભૂલીશ નહિ. પણ તું કેવો પક્કો ! હું આવી હતી તને લેવા પણ તેં તો મને જ લઇ લીધી !'

જતી વેળાએ સ્નેહવદને આનંદમાં આવી જઇ **લી**લાના હસ્તામૃતનું પવિત્ર ભાવે ચુમ્બન કર્યું.

૧૬

# મેના વિફરી !

અગિયારમા પ્રકરણવાળો કનુ મેનાની પ્રણય લીલાનો દિવસ વાચકોને યાદ હશે. તે દિવસથી સમાજની ધર્માન્ધ નજરે 'વિધવા' ઠરેલી, અને વિધવા થવાથી હિન્દુસમાજમાં હડધૂત થતી મેના ખંડેર બની. એની યૌવન–વસંત હજુ હમણાં જ પૂર બહારમાં ખીલવા માંડતી હતી. એ ખીલતી વસન્તની રસવૃત્તિ ઉશ્કેરાય એવા મલિન ને કલુષિત વાતાવરણમાં તેને ગુંગળાવી મારવામાં આવતી હતી. એના નૈસર્ગિક વિકાસક્રમપર રૂઢિ, નીતિ ને ધર્મ નામના પથરાઓના થરની થપ્પી કરી કરીને, એ નવયાવના બનવાને સર્વાંશે યોગ્ય વિધવા સુંદરી–મોહિનીસ્વરૂપ મેના, તેના સસરા ચંપકલાલ તથા સુર્પનખાના સાક્ષાત્ અવતાર સરખાં સાસુ જેકોરડોસીના જુલ્મોથી હરાયા ઢોર જેવી થઇ ગઇ હતી.

'કન્યાદાન' દેવા જ જાણે જીવતાં રહ્યાં હોય, તેમ મેનાને સાસરે વળાવ્યા પછી એનાં માબાપ મરી પરવાર્યાં હતાં; એટલે સાસરવાસની શૂળીએ ચડયા પછી એને ઠરવાનો બીજો ઠામ હતો જ નહિ. ઘરની નોકરડી માફક કામ કરતી ને મહેનતાણામાં લુખ્ખા સુકા મળતા લચકા ધાન વડે પેટનો ખાડો તે પૂરતી. પિસતાળીસ

વર્ષના સસરા ચંપકલાલનું શયનગૃહ શોભાવવા જ્યારથી 'નવી' શેઠાણીનાં નખરાં ચાલુ થયાં ત્યારથી મેનાની લાગણી ઉશ્કેરાયલી રહેતી હતી. એનું જીવન એવા વંઠેલ વાતાવરણમાં વ્યતિત થતું હતું કે જ્યાં વૈધવ્ય-જીવનને શોભાવનારા પવિત્ર સંસ્કારોનો સાવ દુકાળ હતો. મેના યોગિની ન હતી; સંન્યાસિની ન હતી; તે સંસારથી બળતી યુવતી હતી. પરણ્યા પછી તેનો કહેવાતો પતિ મરી ગયો એ જ એનો વાંક! તે વિધવા બની ત્યારથી જ સંસારના લ્હાવા લેવાના એને માટે બંધ થયા! એ અનાથ હતી. એનું કોઈ બેલી નહિ! એના હૈયાની વરાળ કદી હોઠબહાર નીકળે તોય જાલીમ સમાજમાં તેને ઝીલનાર કોઇ નહોતું. કેમકે એના મનોહર જીવનપર 'વિધવા' નામની કલંકિત મ્હોર મારી હતી! કેટલીક વાર તે એકલી પડે ત્યારે બળતી. ન રહેવાય ત્યારે માબાપના નામની પોક મૂકતી: કોઇવાર કપાળકૂટી કરમને દોષ દેતી; તે 'હા...શ' કરીને સ્વતંત્ર, શુદ્ધ કે આશ્વાસન-ભર્યો શ્વાસ લેવાને વલખાં મારતી ખરી, પણ ચંપકશેઠના કુટુમ્બની ચાર દીવાલો વચ્ચે જકડાઇ રહેલી મેનાનાં તરફડિયાં ને ટળવળાટ તરફ દયાનો દૃષ્ટિપાત સરખો કરનાર આ દુનિયામાં કોઇ જીવતું નહોતું.

ઘી પૌષ્ટિક ને સાત્વિક ચીજ છે પણ જો તેને ચુંથવામાં આવે તો એ જ ઘીનું જલદ ઝેરમાં રૂપાન્તર થઇ જાય, એમ વૈદકશાસ્ત્ર કહે છે. મનોવેદનાથી વ્યાકુળતાની પરાકાષ્ટાએ પહોંચેલી મેના દુઃખો ખમીખમીને હવે બળવાખોર બની ગઈ. તે આદર્શ વૈધવ્યજીવન જીવી શકે એવા સંસ્કાર તેને એ ઘરમાં મળ્યા નહિ, પરિણામે તે વીફરી અને વંઠી. એને લાગ્યું કે 'જીવવાયોગ્ય સંસારના લ્હાવા માણવાયોગ્ય મધુર જીવનને ઢોર કરતાંય વધારે હલકી રીતે વેડફી નાખવું, તે કરતાં તેને વંઠી જવા દઇનેય જીવતાં જીવત શા માટે ભોગ ન ભોગવી લેવા?' અને એ જ ચલિત ચોઘડિયાથી તેનું ચંચળ ચિત્ત કનુ સાથે મસ્તી કરવા આકર્ષાયું. કનુએ એના અધરોષ્ટ ચૂસ્યા ને ચુમ્બનના એક ચિત્કાર સાથે જ ચંપકશેઠના ડોળા ફાટી

ગયા હતા. એ બનાવ અગિયારમા પ્રકરણને અંતે બની ગયો વાંચકોને વિદિત છે; ત્યારપછી તો મેનાના જીવને જુદો જ માર્ગ ગ્રહણ કર્યો.

કનુનું ચુમ્બન ચંપકશેઠને મન મ્હાય તેવાં ભયંકર ધર્મના અપરાધરૂપ ઠરતું હોય, છતાં કનુ તો છાતી કાઢીને, ઉંચું મસ્તક રાખી, હિંમતભેર ઘર છોડી બહાર નીકળી ગયો: એટલા માટે કે પિતાના ઉકળેલા મગજનો પિત્તો વધારે ઉછળે નહિ. પરન્તુ મગદુર છે કે મેના એની પેઠે બહાર નીકળી શકે? તે બાપડી સિયાંવિયાં થઈ ગઈ. એનું હૃદય ધડકી ઉઠયું. 'સસરો કોણ જાણે હવે શું કરશે?' એ ભયનું દરેક પળે તેને ભાન થવા માંડયું. એ એની બીક ખોટી નહોતી. શેઠની માંજરી આંખોનો એને આ પહેલાં અનેકવાર અનુભવ થઇ ચુકયો હતો. આજેય પણ 'સાસુની રીસ વહુપર'— એ કહેવત મુજબ લંપટ કનૈયાની રીસ ચંપકશેઠે મેના વહુપર ઉતારી. તેના કમતાકાત છતાં આવેશભર્યા પગે તેણે મેનાને લાત મારી. મેના ભોંયપર પટકાઇ પડી. ચંપકશેઠે ગડદાપાટુથી તેનાં હાડકાંને ખોખરાં કરવામાં હતું તેટલું જોર ખાલી કરવા માંડયું. મેનાની કારમી ચીસો સાંભળવાને આસપાસના વૈષ્ણવ પડોસીઓના કાન એ વખતે બ્હેરા બની ગયા હતા. તેમની લાગણી બુઠ્ઠી બની ગઇ હતી. 'પારકા ઘરની આપણે શી પંચાત? હોય, ઘર છે; વાંક હોય તે ચાનક દેવી યે પડે: નીકર રાંડી રાંડો નફ્ફટ ન થઈ જાય?' ડહાપણના દરિયા જેવો લગભગ સમસ્ત હિન્દુસમાજ આમ જ મનને મનાવી દેતો હોય, ત્યાં ચંપકશેઠના પડોસીઓ તરફથી બિચારી મેના શી રાહત મેળવી શકે?

વાત સાચી છે. તમે ગમે ત્યાં જાઓ; દરેક સ્થળે હિન્દુસમાજની નઠોરતાની કરૂણ ચીસો સંભળાશે. તે સાંભળી સાંભળીને સમાજ જાણે જડતાની મૂર્તિ સરખો બની ગયો છે! હિંદુસમાજમાં વિધવાઓપર ચલાવાતી ઝોહાકી તો રોજનો જાણે સામાન્ય વ્યવહાર થઇ પડયો છે.

મારપીટ કરીને ધર્મી ગણાતા ચંપકશેઠના ઘરડા હાથ દુઃખ્યા, ત્યારે જ તેમણે મેનાનો પિછો છોડયો: તો પણ તેમની કારમી

આંખોમાંની ખૂની રતાશ હજુ ઓછી થઇ નહિ. કાળમુખી એમની વિકરાળ મુખાકૃતિ હજુ તો એવીને એવી જ ભયંકર લાગતી હતી. ભરાઇ ગયેલા શ્વાસથી બેવડા વેગે ચાલતી પેટની ધમણ હજુ ચાલુ જ હતી. તે જ વખતે દેવદર્શનથી પાવન થઇને શેઠની 'નવી' સાથે જેકોર ડોસી ઘરમાં પધાર્યાં: પધારતાં જ મંદિરના દેવને કંઠે ચડતા હશે તે કરતાં ચઢિયાતા 'ચૌદમા રતન'નો મારપીટનો પોતાના ઘરમાં ભજવાતો તમાસો જોઇ તેમનો અંતરદેવ અલોપ થઇ ગયો. ડોસીએ દીકરાને મ્હોંડેથી મેનાના દુરાચરણની વાત જાણી લીધી અને પછી એમનાં મ્હોંડામાંથી મણ મણનાં ફૂલડાં ઝર્યાં! એ ભગવતી ભક્તાણીનું ચંપાની કુમળી કળી જેવું કોમળ કાળજું મેનાના દુરાચરણની વાત સાંભળીને ટૂકડે ટૂકડા થવા માંડ્યું.

ચંપકશેઠ તો જાણે કાંઇ બન્યું જ નથી એમ હાવકા થઇને પેઢીપર પહોંચ્યા; પણ જેકોર ડોસીનું સરસ્વતી પુરાણ અધુરૂં રહી જાય તે કેમ ચાલે? તેથી શેઠના ગયા પછી મેનાને ઉધડી લઇને તે પૂરૂં કરવા માંડ્યું: 'રાંડ ચીબાવલી! તું તારા મનમાં સમજે છે શું?' ડોસીએ તેમની જીભની લગામ છોડી મૂકી. 'ફાટી ફાટી તે છેક જ ફાટી ગઇ! મારા કુનુનો ભવ બાળવા નીકળી. રાંડ નકટી, નીકળ મારા ઘરમાંથી.' કહેતાંક'ને માતેલ ગોધા જેવાં જેકોર ડોસીએ મેનાપર હાથ અજમાવ્યો. 'નવી' તો આ લીલા જોઇને ગાભરી બની ગઇ. 'સસરાને ને વડસાસુને પોતાનાપર હાથ ઉગામવાનો શો હક્ક? તેઓ પારકાં જણ્યાંપર આવો રાક્ષસી કેર કેમ વર્તાવી શકે?' માર સાથે કાનમાંથી કીડા ખરે એવી ગાળોથી મેનાનું મગજ ભમી ગએલું તો હતું જ, અને તેમાં તેને જેકોર ડોસીના આજના જુલ્મે ઉશ્કેરી મૂકી. તેની કમાન છટકી.

'તમે બધાંય મને મારી નાંખવા ધારો છો? મારી નાંખો એટલે છૂટકારો થાય.'

'માટી મછવાડે સતી થવું'તું ને! છૂટકારો થઇ જાત; કમજાત

ક્યાંની, સામું બોલે છે ! નહિ ઓળખતી હો, હું વાઘણ છું, સમજી ?' જેકોર ડોશી જુસ્સાપર ચડયાં.

'સમજી, ને હુંય ત્યારે કાળી નાગણ છું, સમજ્યાં ?' મેનાનું સુસવતું શબ્દતીર જેકોર ડોસીની છાતીમાં આરપાર પેસી ગયું. તે ફરી તેને દબાવવા દોડયાં, પણ મેના હવે તેના ઘા ઝીલવા તૈયાર હતી.

'ખબરદાર, જો મને અડક્યાં તો તમારી વાત તમે જાણ્યાં. અત્યારસુધી મારાં હાડકાં ખોખરાં થયાં છે ને હવે વર્ષોથી કટાઇ ગએલાં તમારાં હાડકાંનો મેલ ખંખેરી નાખીશ. સમજ્યાં ?' મેના વિફરી.

'અરે મેના વહુ ? મેના વહુ !' નવી વચમાં પડી.

'બાપરેઃ વહુ તો હવે હાથમાંથી ગઇ.' અલી કાંઇ ભાન છે ? કોની સામે બોલે છે તું ?' જેકોર ડોસીએ ત્રાડ દીધી.

'હા. હા. ભાન છે. પારકાં જણ્યાંપર હાથ ઉગામનાર સામે તમનેય કાંઇ વિચાર છે ? તમારી જુવાની તો સતી સીતા જેવી ગઇ હશે કેમ વારૂ ?'

મેનાનું મર્મવેધી શબ્દબાણ જેકોર ડોસીને ભારે પડી ગયું. સારૂં થયું કે નવી વચ્ચે પડી ને ડોસીને સમજાવી પટાવી બાજુના ખંડમાં લઇ ગઇ; પણ નવીનું સમાધાન મેનાને જરાય ન રૂચ્યું. એને તો આજ ડોસીની જુવાનીની, જેટલી વાતો તેણે સાંભળેલી તે તમામ તપાવી તપાવીને તેની છાતીએ ચાંપવી હતી.

ચંપક શેઠ અને એમનાં જેકોર ડોસી અઢારમી સદીના, માનવ-જાતમાં અવતરેલાં જાનવર જેવાં હતાં; પરંતુ 'નવી' હતી વીસમીસદીની વાછડી; તેથી તેનું હૃદય કાંઇક લાગણીવાળું હતું. મેનાપર ગુજરતા સીતમથી તેને લાગી આવ્યું હતું. તે એ પણ સમજતી કે એ અનાથ વિધવાને આભ-ધરતી સિવાય કોઇનીયે ઓથ નથી. ડોસીની સ્વભાવભઠ્ઠીને સલુકાઇના શબ્દવર્ષાવવડે શાંત પાડયા પછી 'નવી' મેના પાસે ગઇ. તેણે પોતાના હાથમાં મેનાનો નંદાયલી ચૂડીવાળો હાથ લીધો અને આશ્વાસન આપવા સારૂ તેને મેડીપર લઈ ગઇ.

મેના તેની નવી સાસુ સાથે ઉપર ગઇ તો ખરી પણ તેના અંતરનો સંતાપ હજી શમ્યો નહોતો. મેડે ગયા પછી નવીએ પાણીનો પ્યાલો ભરી આપ્યો, તેમાંથી મેનાએ બે ઘુંટડા પીધા અને જરા તેનો ગુસ્સો શાંત પડ્યો.

મેનાને શાંત થએલી જોતાં 'નવી'એ સંસાર મલાજાની વાતો કરવા માંડી:

'પાણીના ઘુંટડા તમે ગળ્યા, તેમ મોટેરાંના બોલ પણ ગળી જવા જોઈએ બ્હેન! નીકર નાહક કઢાપો કરવો પડે.'

'શા માટે ઘુંટડા ગળું?' મેનાએ ઠસ્સાથી સામો પ્રશ્ન કર્યો.

'શા માટે? એ તમારા સસરા થાય, ને ગમે તેવાં તોય જેઠાણી મોરબા વડસાસુ: આપણે આપણા ઢંગમાં રહીએ તો...'

'એ સાસુ—સસરા ઢંગમાં કેમ ન રહે?'

'ધીમી બોલ મેનાં!'

'નહિ તો તે મને કાચી ને કાચી કરડી ખાશે એમને? મને હવે કોઇનીયે બીક નથી......'

નવીએ મેનાના મ્હોં આડો હાથ ધર્યો ને એના અવાજને દબાવી રાખ્યો. વળી 'નવીએ' પાછા બોધના બે બોલ કહેવા માંડયા:

'આપણે આપણી દશાનું ભાન તો રાખવું જોઇએ ને? વિધવા વહુઓએ ઘરમાં કેમ રહેવું......'

'તે બધું હું જાણું છું. નવી સાસુ! તમારે સાંભળવું જ છે? મારી દયા ખાતાં હો તો હવે ન ખાશો. હું મારો રસ્તો મારી મેળે જ સાફ બનાવવાની છું.'

'નવી' કશું જ ન સમજી. 'સાફ રસ્તા'ને શોધતી તેની આંખો મેના સામે સ્થિર ગઈ. મેનાએ આગળ ચલાવ્યું:

'તમને નથી લાગતું કે આ ઘરમાં વિધવાની સ્વતંત્રતાનું ખૂન થઇ રહ્યું છે? શુદ્ધ વિધવાનું સરળ જીવન નષ્ટભ્રષ્ટ થઈ ગયું છે: તેના જીવનમાં દુરાચરણ ને નિર્લજતા પેઠાં છે તે શાથી? વિધવાપ્રત્યે થોડી ય દિલસોજી દર્શાવનાર એક તમને દીઠાં. બાકી બીજે બધે રંડાયલાં હૃદયને ખુંદી નાંખવામાં નથી આવતાં? વિધવા દરેક ઠેકાણે શાપિત જ

ગણાય છે. વિધવા એટલે જાણે ઘરની ગુલામડી ! કહો, આ રીતે મારાથી કેમ જીવાય ? '

' બધુંય સમજું છું, બ્હેન ! પણ વિધવા થયાં એટલે સંયમી થયા વગર ન ચાલે. '

નવી સાસુના આ શબ્દો સાંભળીને મેના ખડખડાટ હસી પડી તેણે પ્રશ્નને ઉલટાવ્યો.

' ન જ ચાલે ? વિધવાને સંયમી થયા વગર નજ ચાલે ને બીજાં સયમી ન રહી શકે તોય ચાલે ? ત્યારે તમે પોતે કાં સંયમી ન રહી શકો ? '

' નવી ' ભડકી. મેનાએ નિડરપણે કહેવું ચાલુ રાખ્યું: ' તમારી યૌવનવસંત ખીલતી છે. એ વસંતનો માળી સાવ બુઢ્ઢો ખખ્ખ છે. તમારી વસંતવાડી કરમાઈ ન જાય તે માટે તમારા બુઢ્ઢા માળીને વસંતમાલતી ખવરાવી ઘરડે ઘડપણ નવી જુવાની......'

' મેના ! મેના ! આ તું શું બકી રહી છે ! ' નવીએ ભવાં ચડાવ્યાં.

' બકી નથી રહી. સાચું કહી રહી છું. લાગણી, હૃદય, રસવૃત્તિ તો ભરજુવાનીએ સૌમાં હોય, સમજ્યાં મારાં નવાં સાસુજી ! જુઓ, ગુસ્સે ન થશો. જરા મારૂં વધુ સાંભળી લ્યો:

' મારે એવી તારી જેવી તેવી વાતો નથી સાંભળવી. તું તો છેલ્લે પાટલે જઇ બેઠી લાગે છે. '

' ત્યારે શું કરૂં, મરૂં ? નથી રહેવાતું ! તમે અહીં મને મેડીએ શું કામ લાવ્યાં ? લાવ્યાં તો હવે મારાં હૈયાંને ખાલી કરવા દેવું પડશે. ' મેનાની આંખોમાં આંસુ આવ્યાં. ' નવી 'નું દિલ પીગળ્યું. તે મેનાનું મ્હેણું ભૂલી જઇ બોલી:

' સંયમી ન રહીએ, આચારવિચાર ન પાળીએ તો નરકે જવું પડે. '

' એમ કોણે કહ્યું ? '

' મંદિરમાં રોજ કથા વંચાય છે. તેમાં આવે છે. '

' તે કથા કહેનારો મારો પિટયો સ્વર્ગનરક ક્યારે જોઇને આવ્યો છે ? સ્વર્ગનરક કોણે દીઠાં છે ? દીઠાં હશે તેમાંનું કયું જાનવર એના

પ્રવાસનું વર્ણન કહેવા પાછું આ દુનિયામાં આવ્યું છે? એ તો સ્વાર્થી ભેજાંના બધા તરંગો છે.'

'મેના, તારાં આવાં લક્ષણ જોઇને હું ભડકું છું. તેં કરવા શું ધાર્યું છે!'

'જીંદગી એળે ન જાય એવું.'

'સંસારસુખ સુખ ભોગવાય તો જ જીંદગી નકામી ન થાય એમ? જીંદગીને સફળ બનાવનાર એ જ એક ઇલાજ તું માને છે? વાસનાને શું કરવા વળગી રહીએ?'

'કેમ ન વળગી રહું? માનવજીવનના સઘળા રસિકડા લ્હાવા શું કરવા નહિ માણવા? સાસુજી, તમે તો સાધુડી જેવી વાતો કરો છો. માણસની લાગણીથી બોલો તો જરા ગળે ઉતરે: સંસાર! અહા! કેટલો સુંદર! એની અંદર ગુંગળાઈ મરવું કે સુંદર બનવું? બસ, હવે આ વિધવા, વિધવા મટીને સુંદરી બનવાની ને અત્યાચાર થશે તો રજ પણ સાંખવાની નથી. જેમને ઘડપણ આવ્યું હોય તે છો ઘરડી વાતો કરે. કેવો રૂપાળો દેહ! શું મનોરમ યૌવન! બસ, કનુ મારો પ્રાણ છે.'

મેનની ઉન્માદ દશાથી ભડકી ઉઠેલી 'નવી' ત્યાંથી ઉઠી. એનાં પગલાંનો અવાજ સાંભળી નટવર સીડીના પગથીઆંપરથી એકદમ નીચે ઉતરી ઉભો રહ્યો; ને જાણે મેના સાથેની વાત પોતે કંઈ જાણતો નથી તેવો દેખાવ કરી, નવી શેઠાણી નીચે ઉતર્યા ત્યારે પૂછ્યું:

'શેઠ ઘરમાં છે કે?'

'ના, એતો પેઢીપર ગયા છે. શું કામ હતું?'

'મને શેઠે બોલાવ્યો હતો.'

'તે દુકાને મળશે.'

સ્નેહલક્ષ્મીની કનુ સાથે પરણવાની કબુલાત ન કરાવી આપવાથી શેઠે ઠપકો દેવા તેને બોલાવ્યો હશે એવી અટકળથી આવેલા નટવરે નાદે ચડેલી મેનાની ઉન્માદિની દશા અનાયાસે જાણી લીધી ને ત્યાંથી પાછો ફર્યો.

૧૭

## પટેલોના પ્રપંચ:

રોગચાળો ફાટી નીકળે તેમાં ભલે ભલભલાના ભોગ લેવાય; પણ વૈદ્ય–દાક્તરોના દિલમાં તો ગલગલીઆં છૂટવાનાં! મોંઘવારી થાય ને રાંક લોકનાં લોહી ચૂસાઈ જાય તેની પરવા નહિ; પણ કોર્ટ દરબારે ચડી કજીયા પતાવવા વેપારી વર્ગ તો મકરકુંદી કરવાનો! લોક પૈસે ટકે પાયમાલ થઈ જાય તો ભેર પણ વકીલ-બેરિ-સ્ટરોના જીવનની વ્હાલામાં વ્હાલી વસ્તુ તો એ જ રહેવાની! જીવનની ખાનાખરાબી ભલે થઈ જાય, પણ વ્યસની વસ્તુના ઇજારદારોને તો વ્યસનીઓ વધે એમાં જ મઝા! સ્મશાનનું સ્થાન કોને ગમે? છતાં ભંગીને તડાકા પડે, એટલે એને મન તો 'આજ કોણ મુઆ ને કાલે કોણ કાળના ડાચામાં પડશે' એની જ લગની લાગેલી હોય: આજકાલના જ્ઞાતિના ભાંજગડીઆ પટેલોની ગણના ઉપરના વર્ગમાં થઈ શકે તેમ છે. **ચંપકલાલ** શેઠના હાથ હેઠા પડ્યા. **અર્થદાસ**ની બાજી ઉંધી વળી અને **સ્નેહલક્ષ્મી**ને દીકરાની વહુ બનાવવાની શેઠની ઇચ્છા ન ફળી. **નટવરે** બનાવ્યા અને **સ્નેહલક્ષ્મીએ** શેઠને જરાય મચક ન

આપી. આ કારણે ચંપકશેઠનું ચિત્ત ચકડોળે ચડયું. તેમની પાસે હવે પંચ મેળવી સ્નેહલક્ષ્મીને ઠેકાણે લાવવા સિવાય બીજો ઇલાજ રહ્યો નહોતો. 'સ્નેહલક્ષ્મી ઢેડાના છોકરાને અડકી અને તેણે મંદિરને અભડાવી માર્યું.' માટે એ ગંભીર ગુન્હાસર જ્ઞાતિએ એની ઘટતી ખબર લેવી જોઈએ. ચંપકશેઠને ગળા સુધી ભરોંસો હતો કે જ્ઞાતિ બહિષ્કારની બીકથી સ્નેહલક્ષ્મી ડરી જશે અને તેની ઓીહઠ છોડી દઈ, કનુ વેરે પરણવાનું કબુલ કરી પોતાની આબરૂ જાળવશે. શેઠના મનના આવા મનોરથો પાર પાડવામાં તેમની સાથેના પેલા બીજા બાંધીઆઓ ભોગીલાલ, અમથાલાલ અને ભૂખણદાસ મદદગાર હતા. એટલે ચંપકલાલ શેઠને વિશેષ બળ મળ્યું હતું. તે બળને સદૈવ સતેજ રાખવા માટે જેકાર ડોસીની જીભનો વેગ વીજળી જેવો જોસમાં વધ્યો રહેતો.

આજ રવિવારનો દિવસ હતો. રવિવારે રાતે પંચને એકઠું થવાનું કહેવા સારૂ જ્ઞાતિનો ગોર વહેલો વહાણામાં નીકળી પડયો હતો. જોત-જોતામાં પંચ મળવાની વાત વીજળી વેગે આખા ચોકસી મહાજનમાં ફરી વળી. બજારમાં કે મંદિરોમાં, પોળે પોળે ને ઘેરેઘેર બસ આ ચર્ચા ચાલી! રતનપુરના નવરા વાણિયાઓના હાથમાં ગધેડાનું પૂછડું આવવું જોઇએ. પછી તીખા–મીઠા વઘાર સાથે વધારી વધારીને, વાતને લાંબી કરવામાં તેઓને કહેવું પડે તેમ નહોતું.

આ કારસ્તાનોમાં અર્થદાસે પણ પૂરેપૂરો સાથ આપ્યો હતો. કેમકે સ્નેહલક્ષ્મીનું જ લુણ ખાઇને હરામ કરવાનું તેના ભગવાને એને સુઝાડયું હતું. અર્થદાસની નીચ ઇચ્છા શી હતી તે સ્નેહલક્ષ્મી જાણતી હતી. તે દિવસે ચંપકશેઠના કનુ વેરે પરણવાનું કબૂલ કરાવવાનો આગ્રહ અર્થદાસે શા સ્વાર્થે કરેલો તે સ્નેહલક્ષ્મીના જાણવામાં આવ્યું કે તરત જ તેને પાણીચું પકડાવવામાં આવ્યું હતું. સરવાળે 'લેને ગઇ પૂત ઓર ખો આઈ ખસમ' જેવો ઘાટ અર્થદાસ માટે બન્યો હતો. ચંપકશેઠ મારફત મળવાની 'પાઘડી' ગઈ, અને નોકરીની

નોકરી ગઇ ! એટલે **સ્નેહલક્ષ્મી**નો વિશ્વાસુ (!) મુનિમ હવે એનો વેરી બન્યો હતો. 'મને નોકરીમાંથી રજા આપનારને કેવી સજા થાય છે તે બતાવું તો જ હું ખરો.' **અર્થદાસ**ના કાળજાનો કીડો આમ દ્વેષી બન્યો હતો.

**સ્નેહલક્ષ્મી**નાં કહેવાતાં સગાંનો પણ એ જાગીરદારના કુટુમ્બ સાથે સારો સંબંધ નહોતો. કેમકે તેના મરનાર પિતાએ પોતાની મીલ્કતની વારસ, કુટુમ્બનાં કોઇપણ બાયલાને નહિ ઠરાવતાં દેવ જેવી દીકરી–**સ્નેહલક્ષ્મી**ને–ઠરાવી હતી. એટલે **સ્નેહલક્ષ્મી**નું જીવતાં જ તેના કુટુમ્બીઓએ સ્નાનસૂતક કરી નાખ્યું હતું. તેથી **ચંપકશેઠે** આ પ્રસંગે પોતાનું હથિયાર કે હોળીનું નાળિયેર બનાવવામાં એ લોકોનો પણ ઉપયોગ કરવા ધાર્યો હતો.

આમ દરેક રીતે **ચંપકશેઠ**નો ચોક મોતીડે પૂરાઇ ચુકયો હતો. જ્ઞાતિના હાંજીઆઓ અને ખાંધીઆઓને સોળેસોળ આના ખાતરી હતી કે આજે **પંચ**ની રગસીઆ ગાડી ધકેલ પંચે દોઢસોને હિસાબે ધારી હશે ત્યાં ધકેલાશે અને **સ્નેહલક્ષ્મી**ને પ્રાયશ્ચિત કરાવવા નિમિત્તે એક ટંકનાં મિષ્ટાન્ન મેળવવાને માટે ધક્લી ફૂટાશે.

**સ્નેહલક્ષ્મી**ને ત્યાંથી **અર્થદાસ**નાં પગલાં ટળ્યા પછી, તેની જગ્યાએ **નટવર**ને ગોઠવવામાં આવ્યો હતો. **સ્નેહવદન** અમદાવાદથી રતનપુર પાછા ફર્યા પછી તે 'કર્મયુગ' પત્રનો સબ એડિટર બન્યો હતો. અને તે પોતાના મિત્રને મળવા નિમિત્તે **સ્નેહલક્ષ્મી**ને ત્યાં વખતો વખત આવતો જતો થયો હતો. તેના આવાગમનનો અર્થ **સ્નેહલક્ષ્મી**નાં ઇર્ષ્યાળુ ને વ્હેમી સગાંઓએ **સ્નેહલક્ષ્મી** સાથે **સ્નેહવદન**ને 'દાળમાં કાળું' હોવાના રૂપમાં કરવા માંડયો હતો અને પંચ મળે ત્યારે કદાચ એ દોષારોપણની તોપ છોડવી પડે તો છોડવા માટે હેતના કટકા સરખાં એનાં સગાંઓએ **ચંપકશેઠ**ને ભગવાન સાખે ખાતરી આપી હતી.

ઉગતી જુવાનીવાળી **સ્નેહલક્ષ્મી** જેવી, એક માબાપ વિહોણી કન્યાને કબજે લેવા માટે આટઆટલાં કુટીલ કારસ્તાનો રચાય તે

જ્ઞાતિની નબળાઈ ગણાય કે મરદાનગી? એનું માપ કાઢવાનું વાંચકની વિચારશક્તિપર છોડીને અહીં તો એટલોજ ઉલ્લેખ કરીશું કે રચાયલી બાજીનાં સોગઠાં બધી બાજુથી બરાબર ગોઠવાયલાં જોઇ, ચંપકશેઠની છાતી ગજગજ ફૂલી. અને પંચ મળવાને દિવસે સંતોષવડે તે એટલા ધરાઈ ગયા હતા કે બપોર અને સાંજનું જમણુ સુદ્ધાં તેમને ગળે ઉતર્યું નહોતું. બસ, એક જ લગની: ' રાત પડે, પંચ મળે: ને સ્નેહલક્ષ્મી સીધી દોર થઈ જાય!'

સ્નેહલક્ષ્મીનું અભિમાન ઉતારવા માટે નાતનું પંચ મળતાં અગાઉ, ઘરખૂણે મસલત ચલાવવાની જરૂર જણાવાથી ચંપકશેઠે પોતાને ત્યાં તમામ પંચાતીઆઓને તેડાવ્યા હતા અને જેકોર ડોસીની સરભરા સાથે આજ જ્ઞાતિના ભાંજગડીઆઓનો ડાયરો જામવા માંડયો હતો.

એ ડાયરાનો વાયરો રમણે ચડવા દઇને આપણે સ્નેહલક્ષ્મીની મુલાકાત લઈએ.

## ૧૮

## બંડખોરોની મંત્રણા !

પોતાને હેરાન કરવા ચંપકશેઠે રચેલાં કુટિલ કારસ્તાનોને નાતની ભરીસભામાં કયા રીતે ઉઘાડાં પાડી શકાય તેના વિચારમાં સ્નેહલક્ષ્મી અત્યારે બેઠી હતી. પોતાની નાતના મળનાર પંચનો હેતુ વિચારતાં, સમસ્ત ગુજરાતની જ્ઞાતિઓનાં દયાજનક ચિત્રો તેની દૃષ્ટિ સામે ખડાં થયાં. તેને લાગ્યું કેઃ જ્ઞાતિઓ સ્વરાજ્યમંદિરના સ્થંભો છે. જ્ઞાતિઓનાં સંગઠ્ઠન અને સંઘબળ જો સન્માર્ગે ખરચાય તો ગુલામી દશામાં સડતો આપણો દેશ પાંપણના પલકારમાત્રમાં મુક્તિ-મંદિરનો અધિકારી બને. પણ તેને માટે જ્ઞાતિના નેતાઓ અને ધર્માચાર્યો નિઃસ્વાર્થી, પ્રમાણિક, ન્યાયી ને સંસ્કારી હોવા જોઇએ. તો જ સંસારવિગ્રહના વમળમાં ગુંગળાતી જ્ઞાતિઓ કૂપમંડૂપ જેવાં રુઢીઓાં જીવનમાં રચીપચી રહેવાને બદલે હુન્નર–ઉદ્યોગ ને કળા કેળવણીની ખીલવણીના રસ્તા ખોલી શકે અને જ્ઞાતિજનોનાં મુડદાલ જીવનને જ્વલંત બનાવી શકેઃ તો જ આજે દરેક સ્થળે હડધુત થતી વિધવાઓ અને બાલકોનાં અપાતાં બલિદાનોને અટકાવવાની શુદ્ધ બુદ્ધિ સુઝે અને તો જ જ્ઞાતિઓનું સ્થાન, દુનિયાના સંસ્કૃતિયુક્ત સમાજમાં શોભે ને

ટકે. પણ 'વો દિન કહાં સે ?' જ્ઞાતિઓ તો રેશમની દોરી સરખી મુલાયમ છે: જ્ઞાતિલા ગરીબ ગાય સરખા છે. નગણ્યા છે માત્ર જ્ઞાતિના સ્થિતિચુસ્ત પટેલો. ટૂકડે રોટલે રાજી થઇને પૂંછડીને પટપટાવતા કુતરા જેવાં જીવન ભોગવનાર ભાંજગડીઆઓ જ જ્ઞાતિઓનું નખ્ખોદ વાળે છે. તેમને આત્મોદ્ધારની પરવા નથી. ઉદ્ધારનો વિચાર સરખો ન કરવો હોય, તે જ્ઞાતિ કે સમાજની સુધારણા માટે શા સારૂ પ્રયાસ કરે ? સમસ્ત સમાજ ફના થઈ જાઓ; પરવા નહિ ! સમય, સ્થિતિ ને સંજોગોના પરિવર્તનથી જ્ઞાતિઓનું નાવ ઉંધુ વળી જાઓ તેની તેઓને દરકાર નથી પણ વેદના વારાથી ઘડાયલા લોખંડી રિવાજમાં નસ્તર મૂકવા જતાં તેમની નસો તૂટું તુટું થઇ જવાની ! જ્ઞાતિઓની આવી કંગાલ દશા તેના પ્રપંચી પટેલોની સ્વાર્થવૃત્તિને આભારી છે. તે જાણી સ્નેહલક્ષ્મીને આ જ્ઞાતિના ખટપટી થાંભલાઓપર તિરસ્કાર છૂટયો. તે જ વખતે ત્યાં સ્નેહવદન આવી પહોંચ્યો. સ્નેહલક્ષ્મીની નજર તેનાપર પડતાં તે ગંભીર બની.

'નટવર કયાં ?' સ્નેહવદને આવતાં'કને પૂછ્યું.

'તમને જ તેડવા આવ્યો છે ને !' સ્નેહલક્ષ્મી બોલી.

'હું તો ઑફિસમાંથી છૂટીને ફરવા ગયો હતો ત્યાંથી સીધો જ અહીં આવું છું એટલે......'

'કેમ આજે સીધા અહીં આવ્યા ?'

'આ જ તો તમારી જ્ઞાતિગંગા મળવાની છે ને તેથી.'

'હા, તમે સીધા અહીં આવ્યા એ ઠીક થયું. જુઓ, તમે જેને જ્ઞાતિગંગા કહો છો તેને હું કહું છું કે જ્ઞાતિરૂપ ગંગામાં આજ ગટરોનાં ગંધાતાં જળ ઉછળવાનાં છે.' કહીને સ્નેહલક્ષ્મી હસી પડી. એનાં નિશ્ચલ નયનો, એની હસતી મુખાકૃતિ, એની નિડર મસ્તી; એ સૌ ચિહ્નો નાતના પંચના પ્રપંચોથી પોતે રંચમાત્ર ભડકી ઉઠી નથી એની પ્રતીતિ આપતાં હોય એમ સ્નેહવદનને લાગ્યું. તેણે મુખ્ય વાતની શરૂઆત કરી.

'જ્ઞાતિ મહાજન શા માટે મળે છે?'

'જ્ઞાતિએ ચન્દ્રગુપ્તને ચોપડે એવું લખાવવા ધાર્યું છે, કે વીસમી સદીના સંસ્કૃત જમાનામાંય અઢારમી સદીની કંગાલ ને ધર્માન્ધ જીંદગી જીવનાર જ્ઞાતિઓ હયાત હતી. તે નીતિ, આચાર ને ન્યાયના નામે સત્ય અને ધર્મનું ખૂન કરવામાં પોતાની એકોતેર પેઢીનો ઉદ્ધાર થતો માનતી, અને અંગત સ્વાર્થ સાધવા માટે બહારનાં ધતિંગ ઉભાં કરી, તેના સકંજામાં સંડોવાનારનાં ગળાં રહેંસવા જેટલી તે નિર્દય હતી–પાખંડી હતીઃ પુરવણીમાં કદાચ એવુંય લખાવશે કે કૂતરા જેવા જ્ઞાતિના કહેવાતા સુકાનીઓ–આગેવાનો લાંચરૂશ્વતરૂપ રોટલાના ટૂકડાથી ગરીબ ગાય જેવા બની જનારા સ્વાર્થી પુતળાંઓ હતા!'

'વસ્તુસ્થિતિ તો તમે કહો છો એવી જ છે.' સ્નેહલક્ષ્મી કેટલા પાણીમાં રમે છે તેનું માપ કાઢવા સ્નેહવદને કહ્યુંઃ 'જ્ઞાતિ પંચનાં પાખંડથી નટવરે મને બરાબર જાણીતો કર્યો છે. જ્ઞાતિ તમારા વાજબી આદર્શને કચડી નાંખવા તૈયાર થઇ છે બાકી સ્પૃશ્યાસ્પૃશ્યનું તો ફક્ત બ્હાનું જ છે.'

'બધું ખરૂં. પણ જ્ઞાતિ રાક્ષસવેડા જ ભજવે અને તમારો બહિષ્કાર કરવા છેલ્લે પાટલે જઈ બેસે તો તે વિષે તમે શો વિચાર કર્યો છે?'

'તો તે જ્ઞાતિ સામે બંડ જગાડવામાં મને હિસ્ટિરિયા નથી થવાનો.'

સ્નેહલક્ષ્મીના મુખમાંથી 'બંડ' શબ્દ નીકળતો જોઇ સ્નેહવદનને શેરશેર લોહી ચડવા માંડયુંઃ

'જ્ઞાતિની ભોટાઇથી હું ભડકી ઉઠું એવો નથી. જ્ઞાતિને બતાવવાનો મને તો આજ મોકો મળ્યો છે કે સ્નેહલક્ષ્મી તમે માનો છો તેવી અબળા નથી પણ સબળા છે.'

'દુઃખની વાત એ છે કે તમારી સામે તમારા સસરા ચંપકશેઠે જ કારસ્તાન રચેલ છે; અને તેથી તમને ન્યાય મળવાની આશા બહુ ઓછી છે.'

'તોય મારૂં શું સત્યાનાશ નીકળી જવાનું હતું? જ્ઞાતિની ભારેમાં

ભારે સજા બહિષ્કારની: માનો કે હું બહિષ્કૃત થાઉં, તોય બેસણું માંડવા નહિ બેસું. મારા આદર્શોના ચૂરેચૂરા કરી નાંખનારાઓના મ્હોંમાં એકવાર તો હું આંગળી ઘલાવીશ.'

'અન્યાયીઓના સામે ઝુઝવાના તમારા આવા નિશ્ચયથી મને આનંદ થાય છે. તમારા આદર્શોના ચૂરા હું બને ત્યાં સુધી નહિ થવા દઉં.'

એક હાથે ઓછી જ તાળી પડે છે. સ્નેહવદન, તમારી મદદની આશાએ જ હું બેવડી નિર્ભય બની છું.'

'તમારો આભાર.'

'કર્મયુગ' પત્રના આજના અંકમાં 'જ્ઞાતિઓપર વાગતો મૃત્યુઘંટ'વાળો તમારો લેખ મેં વાંચ્યો છે. 'લખી લખીને કલમના કૂચા થઇ જાય પણ સ્નેહવદન, ભેંસને ભાગવતના ઉપદેશની શી અસર થવાની હતી? તમને શું લાગે છે?'

'લાગે છે કે શોધવા જતાં કદાચ સહરાના રણમાંથી એકાદ 'ઓએસિસ' મળી આવે, પણ આવી નફ્ફટ નાતોના વગડામાં, સારાસારનો વિવેકવિચાર કરનારનો તો કેવળ દુકાળ હોય છે.'

'છતાંય જ્ઞાતિઓને છોલવામાં આવે છે તે તેને ફ્રજેત કરવા માટે જરૂરનું છે.'

'એ પણ ઠીક છે. પણ તે ઉપરાંત આજના નૌજવાનોને તૈયાર કરવા માટેનો પણ ઉદ્દેશ હોય છે.'

'શાબાશ,' સ્નેહલક્ષ્મી પોતાની નૈસર્ગિક લાગણીને રોકી ન શકી. તેણે સ્નેહવદનના ગાલમાં મસ્તીભરી ધીમી ધોલ મારી અને એના આવાં અડપલાં બદલ સ્નેહવદન કાંઇપણ કહેવા જાય, તે પહેલાં તો નટવર ત્યાં આવી પહોંચ્યો.

'ઘેર જવું હોય તો ગાડી ઉભી રખાવું.' નટવરે સ્નેહવદનને મઝાકમાં ઉડાવ્યો.

'ઘેરથી પણ અહીં તો આવવું પડત, તો હવે ઘેર શું કરવા જાઉં? અહીં જ જમી લઇશ.'

‘ અરર ! જ્ઞાતિ જેમનો બહિષ્કાર કરનાર છે, તેમની જોડે જમવું ? ’

નટવરના વ્યંગપર બન્ને હસી પડયાં. અને પંચના ડાયરા સામે આ બંડખોર ટોળીએ હવે પંચના પેચ ઉકલી જાય તેવી યુક્તિઓ રચવાને લગતી મંત્રણા કરવા માટે પ્રથમ સૌએ જમી લીધું. ’

‘ કહો, પંચને કેમ નમાવીશું ? ’

‘ કમાન પેઠે વાળીને. ’ નટવરે ટીખળ કર્યું.

‘ ઘણા રસ્તા છે. લક્ષ્મીને યોગ્ય લાગે તે પસંદ કરે. ’ સ્નેહવદને તુંકારથી વાત ચલાવી.

‘ ક્રમે ક્રમે કહી નાખો. ’ સ્નેહલક્ષ્મી ઉત્કંઠિત થઈ.

‘ એક તો એ, કે દીકરાનો દીવો સળગતો હોવા છતાં ઘરડે ઘડપણ જેને ‘ નવી ’ પરણવાનો સણકો થઇ આવેલો, તેવા ચંપકશેઠનું સાસરિયું તમારે સ્વીકારી લેવું ! ’

‘ એ વાતનો તોડ એકવાર અર્થદાસ આગળ કરી નાખ્યો છે. કોઇ બીજો રસ્તો કહો. ’ સ્નેહલક્ષ્મીનાં ભવાં ચડયાં.

‘ બીજો રસ્તો એ, કે પંચનાં ભસતાં કૂતરાંને આ આલિશાન બંગલામાંના રસોડામાંથી રોટલીના ટૂકડા વહેંચી નાંખવા. ’

‘ એ દયાદાનનું પુણ્ય કામ ઉત્તરાયણપર. ચાલો પછી ? ’

‘ સબુર કરો, વચ્ચે થોડું મારે કહેવાનું છે: ’ નટવર બોલ્યો: ‘ અમારા નિર્પક્ષ મતવાદી સ્નેહવદનભાઇએ જે લાંચ રૂશ્વતની વાત કરી, તેમાં વજુદ તો છે જ. ‘ મૃદંગો મુખલેપન, કરોતિ મધુર ધ્વનિમ્ ’ પણ ભાઈ રે, આ જ્ઞાતિ તે કાંઈ ગાય જેવી દીઠી, કે નાંખીએ તે ઘાસ ખાય ને બદલામાં દૂધ દે ! એ તો છે કાળો નાગ: દૂધ પીએ ને સામું ઝેર વર્ષાવે. સ્નેહવદન, જો આવા જ રસ્તા બતાવતા હોય તો એની તલ્વાર એટલેથી જ મ્યાન કરે તો સારૂં. મારૂં માનો તો સમસ્ત જ્ઞાતિમંડળને, એમની ચોટલીના સોગન ખવડાવીને પૂછવું કે આજનું પંચ ખરેખર શા હેતુસર મળ્યું છે ? સ્પૃશ્યાસ્પૃશ્ય માટે કે ચંપકશેઠના ચડાવ્યાથી ? ’



**બંડખોરોની મંત્રણા!**

'મારે માના તો એમની ચોટલીના સોગન ખવડાવીને પૂછવું કે: આજનું પંચ ખરેખર શા હેતુથી મળ્યું છે? સ્પૃશ્યાસ્પૃશ્ય માટે કે ચંપક શેઠના ચડાવ્યાથી?'

'ચોટલીના સોગનના નવા રસ્તાપર આટલું લાંબુ ભાષણ!' સ્નેહવદને કહ્યું: 'બોલતાં બોલતા, ધોતીઆની આંટી જરા ઢીલી પડી ગઈ લાગે છે, નટવર!'

'નટવરને એમ ડરાવતા નહિ. એની હિંમત અહીંથી ખૂટી પડશે તો નાતના પંચમાં મારો જવાબ લઈને કેમ જઈ શકશે?' સ્નેહલક્ષ્મી બોલી.

'જવાબ ઘડી રાખ્યો છે?'

'તમારા જેવા મદદગાર હોવા છતાં જવાબ પણ મારે ઘડવાનો?'

'ત્યારે મને હવે એ જ કામ કરવા દો.'

સ્નેહવદન ત્યાંથી ઉઠયો. દિવાનખાનામાં ગયો: અને નાતના પંચ સમક્ષ રજુ કરવાનો જવાબ લખવામાં ગુંથાયો.

'તું પંચમાં જશે ને?' સ્નેહલક્ષ્મીએ નટવરને પૂછ્યું.

'મારી સાથે સ્નેહવદન પણ આવશે.'

'તે તો બીજા એકડાના છે. એમનાથી કેમ ત્યાં અવાશે!'

'તે તો હું જાણું છું, પણ આજ એ 'કર્મયુગ'ના રિપોર્ટર તરીકે આવશે.'

આ સાંભળીને સ્નેહલક્ષ્મીના મુખપર સ્મિત ફરક્યું.

## ૧૯

## મિત્રોની મસલત:

આ ભટછેટના મહાપાપના સવાલનો નિકાલ કરવા, આજ રાતના નવ વાગે વાણિયા મહાજનનું પંચ મળવાનું હતું. એક રીતે કહીએ તો તે વાણિયાનું પંચ નહોતું; પણ ચંપકશેઠ અને તેના આંધીઆઓરૂપ ભરવાડનાં ઘેટાનું ટોળું હતું. કેમકે ઢેડાના છોકરાને અડકવા બદલ સ્નેહલક્ષ્મીનો ન્યાય શી રીતે કરવો એની ભાંજગડ તો ક્યારની ચંપકલાલ ચોકસીના ઘરના ખૂણે થઇ ગઈ હતી: એટલે 'પંચને નામે' ઠરાવ કરવાનો દેખાવ માત્ર કરવાનો હતો.

સંકેત પ્રમાણે સ્નેહવદન અને નટવર બન્ને જણા વખતસર નાતના પંચમાં જવા તૈયાર થયા. છેલ્લે સ્નેહવદને સ્નેહલક્ષ્મીને પૂછી લીધું:—

તમે તો મક્કમ છો ને?

હા, મેરુ જેટલી,'

સ્નેહલક્ષ્મીનો નિડર ઉત્તર સાંભળીને સ્નેહવદન ખુશ થયો. એ જ ક્ષણે નટવરે છીંક ખાધી.

'બિલકૂલ બેશરમ!' છીંકપ્રત્યે સ્નેહવદને ઘૃણા બતાવી.

'કાંઇ નહિ, તમે જાઓ: ફતેહ કરો. છીંક જીવતા માણસને

આવે; મુડદાલોને નહિ. છીંકના વળી વ્હેમ શા?' સ્નેહલક્ષ્મીએ સમાધાન કર્યું. બન્ને જણા નાતના પંચમાં જવા બહાર પડયા. ને આજના પંચની પંચાતનું પરિણામ કેવું આવે છે તે જાણવા કાગની ડોળે સ્નેહલક્ષ્મી આતુર થઇ રહી.

રસ્તે ચાલતાં ચાલતાં નટવર અને સ્નેહવદન વચ્ચે મસલત ચાલવા માંડી: 'આપણા સાગ્રીતો તૈયાર છે ને?' સ્નેહવદને પૂછયું.

'આપણી પહેલાં જ તેઓ બધા પંચમાં પહોંચી ગયા હશે.'

'પેલો સાક્ષી?'

'તે પણ ત્યાં હાજર હશે.'

'શાબાશ; ત્યારે તો જોવા જોવો રંગ જામશે. વારૂ, ચંપકલાલ શેઠે બોલાવીને તને શું કહ્યું હતું?

'સ્નેહલક્ષ્મીનું કનુ સાથે પરણવાનું ચોકઠું બેસાડી આપ્યું નહિ, તેથી મોટી રકમની વીમાની પૉલિસી તું ગુમાવી બેઠો એમ કહીને મને તેણે ધમકી આપી.'

'તેં પછી શું કહ્યું?'

'મેં કહ્યું કે હું તો જીંદગીનો વીમો ઉતારનાર રહ્યો. લગ્નનાં ચોકઠાં બેસાડી આપવાની પૉલિસીમાં હું શું સમજું?'

'વાહ વાહ, આબાદ બનાવ્યો. પછી?'

'શેઠ ભોંઠા પડી ગયા ને કહ્યું કે હવે એ વાત ભૂલેચૂકયે કયાંય બહાર પાડતો નહિ.'

'તેં શો ઉત્તર આપ્યો?'

'મેં કહ્યું. ભલે.'

'સાવ મૂરખ!'

'સાંભળ તો ખરો; એ વાત મારે બહાર ન પાડવી તે કબુલ પણ મેં તો એના દીકરા કનૈયાને જ આપણી મદદમાં લીધો છે!'

'હેં! તે કેવી રીતે?' સ્નેહવદન સ્તબ્ધ થયો.

'કનુને મેં ગળાં સુધી ઠસાવ્યું છે કે કાગડો દહીંથરૂં ઉપાડી જાય

એ વાત કદી બનવાની નથીઃ માટે જો મેનાને તારે ગુમાવવી ન હોય તો અમારી ટોળીમાં ભળી જવું.'

'મેના કોણ ?'

'મેના એની વિધવા ભોજાઈ થાય. તેની સાથે એનાં પાણી મળતાં છે. એ 'મેના-પોપટ'ની પ્રણય-લીલા જોવાનો વગર ટીકીટે આ સેવકને 'ચાન્સ' મળ્યો હતો, તેથી હું એ બધું જાણું છું.'

'વાહ ખૂબ કરી તેં તો; નટવર, આજનું કામ સીધું ઉતરી જાય તો એનો બધો યશ તને !'

'એ તો બધું ઠીકઃ જો, હવે હું એક વાત પૂછું છું કે આપણો નૌજવાનવર્ગ પંચમાં સખણો નથી રહેવાનો. કોઇ ભાંજગડીઓ ફાટયું ફાટયું બોલવા જશે તો તેનો ટોટો પીસી ખાવા તેઓ તરત તૈયાર થઈ જશે, માટે એમનાપર અંકુશ રાખવાનું કામ તારે કરવાનું છે.

'નટવર, નાતિલાઓના દારૂ જેવા સ્વભાવમાં, નૌજવાનોના ઉગ્ર મગજનો અગ્નિ ન ચંપાય એ માટે બહુ સાવચેત રહેવાનું છેઃ નાતિલાઓ ધાંધલ ને ધમાલ તો ઇચ્છતા જ હોય. એવું નિમિત્ત શોધતા જ હોયઃ આપણે કારણભુત થઇએ તો કેસ માર્યો જાય.'

'તેથી તો તને ચેતાવું છું.'

'યુવાનવર્ગને આપણે સમજાવવાનું કે કોઈ ગમે તેવું બોલે પણ ગરમ થવું નહિ; નહિ તો પછી ઝાંઝર ઝાઝો ગણકાર કર્યા કરે છે, ત્યારે તે ચરણ સેવવાને જ લાયક બને છે.'

'ત્યારે મૂંગા જ મરી રહેવું ?'

'ઉતાવળો ન થા. સ્નેહલક્ષ્મીને કંઠે મોતીની માળા દીઠી'તી ને ? એનું સ્થાન કંઠે છે તેનું કારણ તે કોલાહલ નથી મચાવતી તે છે.'

'તારી ફિલસુફી અહીં ચાલી શકે તેમ મને લાગતું નથી. કારણ કે દ્રૌપદીની લાજ લૂંટાય અને પાંડવ જેવા પાંડવ ફાટી આંખે જોઇ રહે ? આપણાથી તે નહિ બને. ભાઈ ! ડાહ્યા ડમરા થઈને બોલ્યાચાલ્યા

વગર બેસી રહેશો તો એક ઘડીમાં આ નખ્ખોદીયું પંચ સ્નેહલક્ષ્મીને નાતબહાર હડસેલી મૂકશે. સમજ્યા !'

'હું તારા કરતાં આ બાબતમાં વધુ સમજું છું કુતરાં બિલાડાં રાજા રજવાડામાં પળાય છે તેથી તે મહેલાતોમાં મહાલતાં હોય છે અને હાથીખાનું મહેલાતની બહાર હોય છે, તેથી હાથીનો દરજ્જો કાંઇ હલકો નથી ગણાતો.'

'મારે તારી સાથે દલીલોમાં નથી ઉતરવું. એમ જ કહી નાખને કે અમારે બધાએ તપોવનમાં તપશ્ચર્યા કરતા મુનીઓ જેવા બની બેસી રહેવું.'

'ના, એમ હું નથી કહેતો.' સ્નેહવદને સમજણ પાડીઃ 'હું એમ કહું છું કે રંગ જોઈને કામ લેવું.'

'અને એવો ડામ દેવો કે એ પ્રપંચી પટેલીઆઓની પાંસળીઓ સીધીદોર થઈ જાય !'

બન્ને હસ્યા.

## ૨૦

# મહાજનમાં મ્હોંકાણુ !

અગાઉ જણાવ્યા પ્રમાણે ચંપકલાલ ચોકસીની પેઢી ઉપર આજ રાતના નવ વાગે પંચ મળવાનું નક્કી થયું હતું. નાતીલાઓ વખતસર હાજર થયા પણ દસ–સાડાદસ અને છેક અગિયાર થયા ત્યાં સુધી મફતનું ખાઈખાઈને માતેલા બનેલા સાંઢ સરખા શેઠીઆ-ઓની પધરામણી થઈ નહિ. નટવર અને તેના સાથીતો બેસીબેસીને અકળાયા. તેને સ્નેહવદને કહ્યું: 'ભાઈ, કાળા કાયદાને નામે, વડી કાઉન્સિલ-માં એક ઠરાવ મધ્યરાતે પસાર થયો હતો ! હમેશાં કાળાં કામો તો મધ્ય-રાતથી જ આરંભાય ! માટે ધીરજ રાખો.' મુખ્ય શેઠીઆઓની ગેર-હાજરીને લીધે અન્ય બેઠેલા નાતિલાઓને પણ થાક ચડવા માંડયો, એટલે બીજી ફાલતુ ભાંજગડો કરવા માંડી. જેવી કે જમણવારમાં દરેક બેગજી પતરાળાં વાપરવાં કે જેથી આસન બરાબર પહોંચી વળે: પઠીઆ ઘડીવાળા રાખવા કે જેથી મિષ્ટાન્ન દેનારની દાળ ઢોળાઈ ન જાય. મણના લાડુમાં પૂરું મણ શાક—એ હિસાબે શાકપાનની જોઈતી છૂટ રાખવી જેથી તકરાર થતી અટકે. છાંડે તેનો ટકો દંડ પછી ભલે તે મોટા ભૂપજી હોય.

આવી આવી ભાંજગડોમાં, ચન્દનીચોકના ટાવરમાં બારના

બંધ થયા. તે વખતે ચંપક શેઠ અને તેમના એડીકાંગ ભૂખણદાસ, ભોગીલાલ તથા અમથાલાલની ત્રિમૂટી આવી પહોંચી. સ્નેહવદને ચંપકશેઠને આજે બરાબર ઓળખ્યા. શેઠની આંખે ઝેતાળાં આવેલાં હોવાથી જાતજાતની ફ્રેમવાળાં ચશ્માં ચડાવેલાં હતાં. એમની મૂચ્છના વાળ ફરીથી કાળા થવા સારૂ હાલ ધોળા બની ગયા હતા; મ્હોંના ગોખલાને દાંતના ચોકઠાંવડે મજબુત બનાવવામાં આવ્યું હતું અને લથડતી કાયાને ટેકવી રાખવા સારૂ હાથમાં લાકડીનો ટેકો રાખવો પડતો. એના દેદાર સામે જોઈ એની 'નવી' માટે દયા ઉપજી. હવે આહીં પંચમાં મંડાનાર શ્રીગણેશની તે રાહ જોવા લાગ્યો.

'આવો—આવો'ના ગરમાગરમ આવકાર સાથે શેઠીઆઓનું પંચમાં સ્વાગત્ થયું, અને તેમને પંચ વચ્ચે જગા કરી આપવા માટે, આસપાસના નાતિલાઓ ઠેલાતા ડબ્બા પેઠે પછવાડે ઠેલાયા. હવે પંચમાં પૂરી શાંતિ પથરાઇ અને શેઠનાં મુખનાં સખુનો સાંભળવા સૌ એક કાને થયા. એમ પાંચેક મિનિટ પસાર થઇ ગઇ, પણ કોઈ ન બોલે કે ચાલે! પછી ચંપકશેઠની માંજરી આંખના ઇશારાથી ભોગીલાલના બીડાયલા હોઠ ફફડયાઃ

'ભાઇઓ, આજે આપણે કેમ મળ્યા છીએ તે બધા જાણો છો.'

'બધા જાણે છે કે સ્નેહલક્ષ્મીએ કેવું અધર્મી પગલું ભર્યું છે.' ભોગીલાલના બોલને ઝીલી લેતાં ભૂખણદાસે હવે ભસવા માંડયુંઃ 'ભાઇઓ! આ કલિકાળમાં સાવચેત ન રહ્યા, તો મુઆ સમજવા. નળરાજાની પગની જરા પા'ની જ ધોયા વગરની રહી ગઈ હતી, તેથી કલિયુગે એ માર્ગે એનામાં પ્રવેશ કર્યો હતો. માટે ધરમ—નીતિના આચરણમાં કોઇ વાતની છૂટછાટ ચલાવી લેવાય નહિ.'

નસ્કોરાં ફુલાવતો ભૂખણદાસ બોલતો બંધ થયો. એટલે સ્નેહવદને નટવરને તેના કાન આગળ મ્હોં ધરીને પૂછ્યું: 'કમીશાજીનો આ એકનો એક વારસ તને કેવો લાગે છે?'

'ફૂશકા ખાય, રાખોડીમાં આળોટે, અને ભેં–ભેં ભૂંકે; પછી ડફણાં પડે ત્યારે એમ મન વાળે કે હું તો ભગવાનનું નામ ભણતો હતો. તેથી તેણે ડફણાં ઠોકીને મારાં પાપ ધોયાં! આ રીતે એક ગુણ (ગુણી) ધરનાર ગધેડા જેવો:' **નટવરે** કહ્યું. ગધેડામાં પણ એક ગુણી ઉપાડવા જેટલો ગુણ હોય છે પણ અહીં તો એથી પણ અધિક નગણાઓ ભેળા થયા હતા. વળી તેમાંના એકે પોતાની બુદ્ધિનું પ્રદર્શન કરાવ્યું.

'ઢેડાઓને સમાજભેળા ભળવાનું હત, તો **ભ**ગવાન એમને **શા**હુકારને ત્યાં જ જન્મ ન આપત?'

'આ **શા**હુકારના દીકરા માટે તારો શો મત છે?' **સ્નેહ**વદને **નટવર**ને હસીને પાછું પૂછ્યું.

'એની બોલવાની છટાપરથી લાગે છે કે મોડી રાતે મળતાં કુતરાંના પંચની સરદારી લેવા માટે તે લાયક ગણાય.'

'**સ્નેહ**લક્ષ્મી, એ ચગદાયલા અંત્યજના બાળકને દવાખાને લઈ ગઈ, તે ખબર પડતાં એની મા ત્યાં દોડી આવી. ત્યારે તેણે **સ્નેહ**લક્ષ્મીને કહ્યું હતું કે: 'તમે સંતાનવગરનાં છો, તોય મારા દીકરા માટે તમારા દિલમાં આટલી પુત્રવત્સલતા જોઈ મારો આત્મા તમને આશિષ દે છે.' એવા અંત્યજ જેટલુંય હૃદય આમાંનાં કોઈ વાણિયામાં હશે ખરૂં?' **સ્નેહ**વદને શંકા બતાવી.

'જવાદે ને ભાઈ, આવી અછતના વખતમાં ક્યાંથી હોય?'

વાત વધારે ન ચાલી; કેમકે હવે આંખના ડોળાને આસપાસ ફેરવતા ને નાકની દુર્ગંધ કાઢવા સારૂ એને વધારે ફૂલાવતા મોટી ફાંદવાળા **અ**મથાલાલનો બોલવાનો વારો આવ્યો:

'નાતમાં આટલી બધી હોહા થઈ રહી છે. છતાં લોકચર્ચાએ ચડેલી **સ્નેહ**લક્ષ્મી કેટલી અભિમાની થઈ ગઈ છે! કોઈને કંઈ કહાવ્યું–**ક**હેવરાવ્યું છે!'

'**નટવર**' **સ્નેહ**વદને સામું જોયું: '**સ્નેહ**લક્ષ્મી માટે ચચણી જતા આ ચાંચડને તું કોની હરોળમાં મૂકે?'

'નાહક માથું પકવે છે! ચાંદાં શોધનાર કાકઋષિની યોનિમાંથી અવતરેલા એ તો અમથાલાલ શેઠ, તું નથી ઓળખતો?'

'મારે એની સાથે એવું પાનું પાડયું છે કે ઓળખાણ કરૂં.'

'સ્નેહલક્ષ્મીને બોલાવીને કાંઇ પૂછવું છે?' ભોગીલાલે ભાંગરો વાટયો.

'બેસો છાનામાના. એને અહીં બોલાવીને પંચમાય પાછી આભડછેડ ઘુસાડવી છે? પંચને ઠીક લાગે તે કરે ઠરાવ; ને તે ઠરાવ ન પાળે તો સ્નેહલક્ષ્મી નાતબહાર રહે. કેમ ભૂખણદાસ!' ચંપકલાલ શેઠે દીવેલ પીધા જેવું મ્હોં કરીને ભોગીલાલને દબાવ્યો.

'શેઠે કહ્યું એ સવાવીસ, કહો ભાઇ, આ સંબંધમાં કોઇને કંઈ કહેવાનું છે?' ભૂખણદાસે તેમની કાતિલ નજર પંચમાં ફેરવી. હવે જુવાનીઆઓ સ્નેહવદનના હુકમની જ રાહ જોતા હતા. સ્નેહવદનના ઇશારાથી નટવર ઉભો થયો. નટવરને ઉભો થયેલો જોઇને ચંપક શેઠનું કલેજું શેકાઈ જવા માંડયું. 'નટવર શું બાફવાનો હશે?' શેઠે અર્થલાલને ધીરેથી પૂછ્યું: તેનો જવાબ મળે તે પહેલાં તો નટવરે પંચની સમક્ષ ખીસામાંથી કાગળ કાઢયો ને કહ્યું:

'સ્નેહલક્ષ્મીએ મારી મારફત આ પંચજોગ એક પત્ર મોકલ્યો છે.'

ભાંજગડીઆઓને તો પત્રની હકીકત જાણવાની ઇચ્છા નહોતી પરન્તુ એક છોકરીના હાથનો કાગળ કુતૂહલતાની ખાતર પણ સાંભળવાની નાતિલાઓની તાલાવેલી કોઇથી રોકી શકાય તેમ નહોતી. એટલે કચવાતે કાળજે પત્ર વંચાવવો પડયો. આજ્ઞા થતાં, તે પત્ર નાતના ગોરના હાથમાં પડયો અને નાતગોરે વાંચવા માંડયો. તેમાં લખ્યું હતું:—

'જેનામાં આત્મા છે, તેનામાં પરમાત્માનો અંશ છે એમ હું માનું છું અને એ રીતે આત્માવાળા પંચને પરમેશ્વર ગણીને પ્રથમ પ્રણામ કરૂં છું.'

'સીસામાં ઉતરી ખરી.' ચંપક શેઠે અર્થદાસના કાનમાં કહ્યું. પત્ર આગળ વંચાયો:

'ઢેડના છોકરાને હું અડકી એ જ જો મારો ગુન્હો ગણાતો હોય તો હું ગુન્હેગાર છું.'

'તારો બાપ પણ કબુલ કરે' અર્થદાસે ચંપક શેઠ સામું જોયું. પત્ર વંચાતો હતો:

'પણ તે આપદ્ધર્મ હતો.'

'ઢાયલું.' અમથાલાલે, ચંપક શેઠ સાંભળે તેમ મસ્કો છાંટયો.

'આપણે સૌ વૈષ્ણવકુળના કહેવાઇએ.'

'હવે સમજ્યા. ઝટ વાંચી નાખોને, એ કહેવા શું માગે છે?' સ્નેહલક્ષ્મીના એક દેણદારની પાંસળી પત્રનો સાર સમજવા માટે સળવળી ઉઠી. નાતના ગોરે ઝડપથી વાંચવા માંડયું:

'નરસિંહ મહેતા પણ વૈષ્ણવ હતા. તેમણે એક ગીતમાં ગાયું છે કે જે પરની પીડા જાણે, તે જ સાચો વૈષ્ણવ. મારામાં વૈષ્ણવતાના તમામ અંશો હોવાનો દાવો હું નથી કરતી; પણ એટલું તો કહું છું કે અંત્યજના બાળકને બચાવવામાં મેં આપદ્ધર્મ બજાવ્યો હતો. આપણે 'અહિંસા પરમોધર્મ'ને માનનારા કહેવાઇએ છીએ. મેં એક નિર્દોષ—ન્હાના બાળકને ઉગાર્યો છે, તે દયાથી અને અહિંસાધર્મના પાલન માટે જ. સ્પૃશ્યાસ્પૃશ્યના સંભુમેળાનો તો તે વખતે મને મુદ્દલ ખ્યાલ નહોતો. પણ હવે મામલો જ્યારે આટલે દરજ્જે પહોંચી ગયો છે ત્યારે મારે પંચમાંના દેશભક્તો સમક્ષ નમ્રપણે એ પણ કહી નાંખવું ઘટે છે કે: તમને કદાચ સ્વરાજ્ય મળશે તોય અંત્યજને અપનાવ્યા સિવાય તે અપંગ રહેવાનું છે. પંચમાંના ધર્મધુરંધરોને વિનતિ કરૂં છું કે દર્શાવ્યા તેવા સંજોગોમાં એક અંત્યજના બાળકને બચાવવામાં હું ક્યા શાસ્ત્રાધારે ગુન્હેગાર ઠરૂં છું તે પુરવાર કરવાની જવાબદારી તમારા ઉપર છે. મારા વિષે કોઇ પણ નિર્ણયપર આવતા પહેલાં તે વિચારી લેશો. નાતના હિતચિન્તકોને હું પૂછવાની રજા લઉં છું કે જ્ઞાતિમાં કેટલાક કહેવાતા આગેવાનો લાંચીઆ છે. કેટલાક અભક્ષ્યાભક્ષ કરે છે. નાતમાં છીનાળાંનો રોગ ફાટી નીકળ્યો છે. અને કેટલાક

બુઢા કાવાદાવાથી ગરીબનાં ગળાં રહેંસી નાખે છે, કંઈક ઠેકાણે વિધવાઓ અને બાળકોનાં બલિદાનો અપાય છે; અને પરકીતિના સાખ ખોળ કરપીણ કૃત્યો કરતાં જેમનું રૂંવાડું સરખુંય ફરકતું નથી' એવા નંગો નાતમાં પડેલા છે, તેમને માટે અત્યાર સુધી તમે કંઇ વિચાર કર્યો છે ? આવા સાધુના વેશમાં છુપાયેલા શયતાનો માટે આજસુધી તમે શું કર્યું છે તે બતાવશો ?

મારો આ પત્ર એક કાને સાંભળીને બીજે કાનેથી કાઢી નહિ નાખશો એવી મને આશા છે; અને જો તમારે માત્ર ન્યાયને નામે ફારસ જ ભજવવું હોય તો ગ્નાતિના એવા ગંધાતા વાડામાં ગોંધાઇ રહેવા હું ઇચ્છતી નથી: બીજા શબ્દોમાં કહું તો નાત મને નાતબહાર કરે તે પહેલાં તેનો હું જ બહિષ્કાર કરૂં છું અને જે ગ્નાતિથી હું મારા ભલા ખાતર જુદી પડું છું, તે ગ્નાતિને મારા વિષે કશો વિચાર કરવાનો અધિકાર નથી; છતાં ઉપરવટ થઇને એક સ્રીજાતિનું માનભંગ થાય એવું કોઇ પણ પગલું ભરવાનો નિશ્ચય જ તમે કર્યો હોય તો પંચની પટલાઇ કરનારાઓએ ન્યાયની અદાલતમાં જવાબ દેવા તૈયાર રહેવું.'

પત્રમાં લખેલી હકીકતથી કેટલાક ચોંકી ઊઠયા. નટવર, સ્નેહવદન તથા અન્ય નૌજવાનો પંચની મનોદશાનું અવલોકન કરતા બેઠા હતા. તેમણે જોયું કે પત્ર વંચાઇ રહેતાં, તેમાંના છેલ્લા ફકરાથી કેટલાક ભાંજગડીઆઓના હાંજા ગગડી ગયાં હતાં. કેટલાક ધોતરની ઓટી કઠિન છતાં તેને ઢીલી કરીને ફરીથી સખી કરવામાં રોકાયા હતા. કેટલાક જણ ભૂંકતા ગધેડાની માફક બખાળા કાઢવા લાગ્યા. નટવર સ્નેહલક્ષ્મી માટે ઉચ્ચારાતા જેવા તેવા શબ્દોથી ઉશ્કેરાઇ ગયો. તે કંઇક બોલવા જતો હતો. તેને સ્નેહવદને થોડીવાર ધીરજ ધરવા ઇશારો કર્યો.

આ પત્ર વાંચ્યા પછી શેઠનાં 'પાનસોપારી' ગુમાવી બેઠેલ મુનીમ અમથંદાસ આકુળવ્યાકુળ થઇ ગયો. તેણે તીર છોડયું.

'ભાઇઓ ! અદાલતની ધમકી આપનારીને બતાવી આપવું જોઇએ કે નાતની અદાલત કેવી છે ?'

'બરાબર છે. બરાબર છે. આજ તો એ છે ને કાલે બીજો હોય. નાતનો દાબ ન હોય તો......'

'બધા બ્હેકી જાય–બ્હેકી.' નાતિલાઓએ એક સામટા ગુમાગુમ કરીને 'સ્નેહલક્ષ્મી નાતબહાર–નાતબહાર'ના પોકાર કર્યા. આ સમયે સ્નેહવદને નૌજવાનોને હવે રજા આપી. તેઓ ઉઠયા અને તેમણે 'નામંજુર...નામંજુર' કહી નાતના પંચને ગજવી મૂકયું. આ સાંભળીને નાતિલાઓના ડોળા ફાટયા.

'કોણ છે એ નામંજુરના કહેનારા?' ચંપકશેઠ ભવાં ચડાવીને ઉભા થયા.

'ધીમા પડો શેઠસાહેબ!' નટવર બોલ્યો: ''નામંજુર' બોલનારાઓ પૈકી કેટલાક નૌજવાનો અહીં પધારેલાઓના જમાઇઓ છે; કેટલાક ભાણેજ જમાઇઓ છે; કેટલાક ભાઇ–ભત્રિજા છે. કેટલાક તેની માનાજણ્યા પેટના પુત્રો છે. ખુદ આપસાહેબના ચિરંજીવી કનૈયાલાલ પણ છે. બોલો શું કહો છો?'

'મારે એ હેડાને અડકેલી કન્યા જોઇતી જ નથી.' કનૈયાએ ઉભા થઇને વિષયાંતર કરતી ખાનગી વાત જાહેરમાં મૂકી. આવા દેખાવથી નાતના ભાંજગડિયાઓ ઉશ્કેરાયા. 'જરૂર, આવા તોફાનમાં કોઇ બીજાનો હાથ હોય તેમ લાગે છે, સ્નેહલક્ષ્મી તો સુધારક બની બેઠી છે. એટલે એના ઘરનો સુધારો આખી નાતમાં ઘુસાડવા માટે ઇરાદાપૂર્વક એ હેડના છોકરાને અડકેલી છે એ વાત આથી નક્કી થાય છે.' ભૂખણદાસ ભભુકી ઊઠયા.

'કાગળની લખાવટપરથી ચોખ્ખું એમ જ જણાઇ આવે છે.' બીજાએ ટાપસી પૂરી.

એવામાં માથે યૂરોપિયન હેટ, ગળે ટાઇ, ધોતીઆને બદલે પેંટ પહેરેલી એક અજાણી વ્યક્તિ ઉભી થઇ. વાણિયાના પંચમાં એવી વિકૃત મૂર્તિનાં દર્શન થતાં જ સૌને લીલાંપીળાં દેખાવા માંડયાં. ચંપક શેઠ અને અર્થદાસ તો કયારના ધુંઆંફુઆં થઈ રહ્યા હતા.

'સાહેબો' ઉભા થએલા ભાઇએ બોલવાની શરૂઆત કરી.

'કોણ છો તમે?' ચંપક શેઠે સત્તાથી પૂછ્યું.

'માણસ જાત છું ને બે બોલ બોલવા તમારા પંચ પાસે રજા માગું છું.'

'આ તો કોથળામાંથી બિલાડું નીકળ્યું. આ તો કોઇ જબરો જણાય છે, કહી નાંખો ઝટ.' ભોગીલાલ બબડયો:

'સ્નેહલક્ષ્મીબ્હેન જાણી જોઇને એ બાળકને અડયાં હતાં એમ કોણ કહે છે?'

'તે અમારે જોવાનું છે......'

'આપ જોતા જોશો; મેં જે નજરે જોએલું છે તે કહું છું ને તે સાંભળવાની તમારી ફરજ છે.'

'તેં શું જોયું?'

'અરે, એ છોકરાનો બાપ જ હું છું.'

'ત્યારે શું તું ઢેડો છે?' પંચમાં ખળભળાટ થયો.

'જી. હવે ઢેડો નહિ; પણ તમારાથી હડધુત થઇને ખ્રિસ્તિ બનેલો તમારો સાહેબ!'

'સત્યાનાશ વાળ્યું! આભડછેટ! અલ્યા, તને અહીં કોણે આણ્યો?' એક સામટા અવાજો છૂટયા.

'મેં તેને અહીં બોલાવ્યો હતો!' સ્નેહવદને કહ્યું: સ્નેહવદનને ઊભો થયો જોઇ અદેખાઇની આગથી બળી મરતા અર્થદાસનો મિજાજ ગયો. તેની જીભ સળવળી ઉઠી.

'નહોતો કહેતો કે સ્નેહલક્ષ્મી વંઠી ગઇ છે. એને આ અમદાવાદી હરામજાદાએ બગાડી છે!'

'જીભડીને સખણી રાખ. બદમાશ! નહિ તો તારા રહ્યાસહ્યા દાંત તોડી નાખીશ. શું સમજે છે તારા મનમાં?' સ્નેહવદને સાચું સ્વરૂપ બતાવ્યું.

વાત હવે વધી પડી; આભડછેટની ચીડવાળાઓનો પારો પણ ઉછળી નીકળ્યો. ગોઠવેલી બાજી બગડી જતી જોઇને ચંપકશેઠ મુંઝાયા. 'પારકી લડાઇ'ના રસિયા નાતિલાઓએ ખૂબ શોરબકોર મચાવી મૂક્યો.

'ઢેડાને હાંકી મ્હાડો—સ્નેહવદનને મારી નાખો'ની બૂમો પડવા માંડી. સામી બાજુથી 'ખબરદાર, જો કોઇનો વાળ વાંકો કર્યો તો?' કહેનાર જુવાનીઆઓ મોરચો માંડીને, પડતા ઘાને ઝીલવા માટે તૈયાર જ હતા. પરિણામે પંચમાંના દીવા હોલવાયા. જીભના જોર પછી નાતિલાઓ જાતના જોરપર આવ્યા ને બસ 'મારો—મારો ઢેડાએ ધરમ બોળ્યો:' વગેરે અવાજ થવા લાગ્યા.

આવે પ્રસંગે પોતપોતાના અંગત વેરઝેરનો કિન્નો લેવાનો સમય બરાબર સધાય છે. નાતિલાઓમાંથી જે એવી ઓલાદના હતા, તેમણે હોળીના ઘેરૈયાનો પાઠ ભજવવા માંડયો. સ્નેહવદનની સાથે આવેલા નૌજવાનોમાંથી હાથમાં આવ્યા તેમને માર પડવા માંડયો. જુવાની-આઓના હાથમાં આવ્યા તે નાતિલાઓનાં. હાડકાં ખોખરાં થવા લાગ્યાં અને સ્નેહવદને તો એવો સપાટો ચલાવ્યો કે કેટલાક ભોંય ભેગા થઈ ગયા. આ ધિંગાણામાં 'પોલિસ—પોલિસ'ની બૂમ પડવા લાગી. એવામાં નીચ અર્થદાસની નજર સ્નેહવદનપર પડી. તેણે હોલવાયલા દીવાવાળી દીવી હાથમાં લીધી. અંધારામાં મચી રહેલી ધમ્માચકડીમાં, એ નામરદે પછવાડેથી તેના માથાપર દીવીનો એવા જોરથી ઘા કર્યો કે સ્નેહવદન તરત જ તમ્મર ખાઈ જમીનપર પટકાઇ પડયો. મહાજનમાં મ્હોંકાણ મંડાણી. જેવો સ્નેહવદન નીચે પડયો એ જ વખતે એક ભગવાં વસ્ત્ર ધારી કોઇ લક્ક જેવો સંન્યાસી ત્યાં આવી ચડયો.

## ૨૧

## એ જ મારાં પત્ની !

અર્થદાસે દીવીના કરેલા પ્રહારથી ઘાયલ થયેલા સ્નેહવદનને, સ્નેહલક્ષ્મીને ત્યાં સારવાર માટે લાવવામાં આવ્યો હતો.

'લક્ષ્મી !'

'પાસે જ બેઠી છું ને ?'

'સૂરબાલા ક્યાં ?'

'અહીં જ બંગલાના કંપાઉન્ડમાં છે. તે જસુ સાથે તમારા માટે ફૂલ વીણવા ગઈ છે. હવે માથાનો દુઃખાવો કેમ છે ?'

'ઓછો છે.'

'નાતમાં તમારે તોફાન જગાડવું નહોતું જોઈતું.'

'તમાસ નાતિલાઓએ જ ધાંધલ મચાવી.' સ્નેહવદને ખુલાસો કરવા માંડયો: 'અમારી ઇચ્છા તોફાન કરવાની નહોતી.'

'મારે વાસ્તે તમારે બહુ સહન કરવું પડયું. આજ ઓફિસમાં હજી તમે નહિ જઈ શકો.'

'ભૈયા સાથે ચિઠ્ઠી લખી મોકલો કે તબીયત નાદુરસ્ત હોવાથી આજ ઓફિસમાં નહિ અવાય.'

'તમે હમણાં ઝાઝું બોલ બોલ ન કરો તો સારૂં. તમે સમાજની ખાતર નહિ, પણ મારે ખાતર ગઈ કાલે નાતની રેવડી ઠીક દાણાદાણ કરી નાખી.'

'તમારી સ્નેહાળ હૃદયની પક્ષપાતી લાગણી એવું બોલાવે છે. હું તો માનું છું કે હિન્દીવાનોનો ઉદ્ધાર અંગ્રેજને હાથે નહિ થાય અને મજુરોનો મૂડીદારોથી થવાનો નથી. અંત્યજોનો ઉદ્ધાર સનાતનીઓ નથી કરવાના અને શેઠને હાથે નોકરનું ભલું થવાનું નથી. સ્ત્રીજાતિને ખાતર પુરૂષ વર્ગ કશી જ ધાડ મારી શકવાનો નથી. તમારા કલ્યાણ ખાતર તમે જાતે તૈયાર થયાં. મેં તો તે કામમાં મારાથી બન્યો તેટલો સાથ દીધો.'

પછી સ્નેહલક્ષ્મીએ વાતનો વિષય બદલ્યો:

'હિન્દુજાતિમાં અનમેળ લગ્નના વરઝોળા આમ ક્યાં સુધી ચાલ્યા કરશે?'

'સૌની સીમા હોય છે; એનોય કાળક્રમે અંત આવશે. આજે જ જુઓને કે હિન્દુઓના રૂઢિગ્રસ્ત કિલ્લા, જે ગઈ કાલે વજ્ર જેવા અભેદ્ય હતા તે આજે મીણ સરખા ઢીલા બની ગયા છે, અને જીવતા હશે તે જોશે કે આવતી કાલે માટીનાં ઢેફાં જેવા પોચા બની પરમ દિવસે વાયુ જેવા સાવ પોલા થઈ જશે.'

'એ તો ઠીક, પણ ગઈ કાલના મળેલા પંચનું પરિણામ મારે શું સમજવું?'

'હું એમ સમજ્યો છું કે: પંચ કશા પણ ઠરાવ કર્યા સિવાય વેરાઈ ગયુંછે; પણ તમારા પત્રમાં લખ્યા પ્રમાણે, પંચનો બહિષ્કાર કરનાર તમે એનાથી જુદાં તો પડ્યાં જ. ચંપક શેઠનો ઉદ્દેશ એવો હતો કે પોતાના દીકરા વેરે લગ્નનો નકાર ભણનારી કન્યાને જ્ઞાતિનો કોઈ કાગડો ઝડપી લે તો નાક કપાઈ જાય, માટે હરકોઈ નિમિત્ત તમને નાતબહાર મૂકવાં. પણ તે ઠરાવ અધર લટક્યો અને તેમાં તે ફાવી ન શક્યો. એ રીતે વિચારીએ તો તમારી જ નાતમાં તમે કોઈ સારા

કુટુમ્બનું ગૃહમંદિર અજવાળી શકો અને તેમાં સનાતનધર્મ તમને જરાય આડે ન આવે.'

'એ સનાતનધર્મ નામના જીર્ણ વસ્ત્રને ક્યારે ઉથાઇ ચડવાની ? સ્નેહલક્ષ્મીએ શરમાઇને કહ્યું:

'લક્ષ્મી ! તમે ભૂલો છો. સનાતનધર્મ ખોટો નથી. સનાતનીઓ જ તાંબાનો રૂપિયો છે. ડુંગળી–લસણ ખવાય કે નહિ અને આગગાડીમાં બેસાય કે કેમ, એવા એવા પ્રશ્નો ચુંથી ચુંથી ચોળીને ચીકણું કરનારાઓ ધર્મનું રહસ્ય સમજતા નથી. યુગ નવો અને પુરાણો જૂનાં: શાસ્ત્ર, ધર્મ, સ્મૃતિ, વેદ અને પુરાણ વચ્ચેના સૂક્ષ્મ ભેદોપભેદનું તેમને ભાન જ નથી અને નાહક સનાતનધર્મને નામે મરી પડે છે; પણ હવે યુગ એવો આવ્યો છે કે સારાસારનો વિચાર કરનારો બુદ્ધિશાળી વર્ગ એવું ડિંડવાણું લાંબી મુદત ચાલવા દેશે નહિ. આ યુગનો સમાજ દયાનન્દ સ્વામી જેવા સંત–આચાર્યો માગે છે.'

'તમને પડતા ઝીલનાર, પંચ વચ્ચે એક સંન્યાસી આવી ઉભા ને તેને જોઇ તમે સ્તબ્ધ થએલા, એ સાચું ?'

'હા' સ્નેહવદને કહ્યું: 'કારણ મને સમજાયું નથી પણ એ પરગજુ પુરૂષની પ્રતિભાથી હું અંજાયો છું. સૌથી પહેલાં મેં તેમને પેલા નાગડા બાવાઓની ટોળીમાં દીઠાનું યાદ આવે છે. એમણે જ મને બાવાની જમાતના જંગમાંથી બચાવેલો હતો. તે હવે ક્યાં હશે ?' બોલતાં બોલતાં તેનાં ચક્ષુ, જાણે એ અપરિચિત સાધુના સૂક્ષ્મ દેહને આલેખતાં હોય તેમ સ્થિર થઇ ગયાં.

'નટવર તેડવા ગયો છે. ચન્દનીચોકવાળા શિવાલયમાં જ તેમનો નિવાસ છે અને આજે આપણે ત્યાં જમવાનું ન્હોતરૂં તેમણે સ્વીકાર્યું છે.'

'શું તું ખરૂં કહે છે ? તેઓશ્રી અહીં પ્રસાદ લેવા પધારશે ?'

'હા, તેઓશ્રી હમણાં જ આવતા હશે.'

'લક્ષ્મી, લક્ષ્મી ! તમને ખબર પણ નહિ હોય, કે મહિનાઓ

આપ કોઈ સાચા સદ્‌ગુરુની શોધ માટે મારા અંતરમાં કેવાં મન્થન ચાલી રહ્યાં છે ?'

'ઈશ્વર એ તમારી ઈચ્છા પૂરી કરશે. તમે હવે બહુ વાતો કરીને નાહક શરીરને ઝાઝો શ્રમ ન દો. સૂઈ જાઓ.'

'એવા સાધુઓના સહવાસે જ્ઞાતિઓ સમાજનાં ઉપયોગી અંગ ન બની શકે ?'

'ફાંસીને માંચડે ચડનારને ન્યાયનીતિ કે ધર્મ સાંભરે ખરો, પણ જડ જ્ઞાતિઓ માટે હું એટલી આશાવાદી નથી.' સ્નેહલક્ષ્મીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

'ત્યારે તમે નિરાશાવાદી લાગો છો.'

'તમે ગમે તે માનો. પણ સ્નેહવદનં, જ્ઞાતિઓના હાલના પટેલીઆઓ પાસેથી ન્યાયનીતિ કે પ્રમાણિકતાની આશા રાખવી એ આકાશમાં ફૂલ વીણવા સરખું છે. દીપડો તેનું ચામડું બદલે તો નાતોની નાદિરશાહી તેનો સ્વભાવ બદલે. જડભરત જેવી જ્ઞાતિઓ તો ખાલી ખોખું માત્ર છે—એમાં સત્વ જેવું બચ્યું છે શું ? જ્ઞાતિઓના બંધારણની વાતો માત્ર દેખાવ કરવા માટે જ છે. આજે તો જ્ઞાતિઓના પિશાચી પટેલીઆઓ જે બોલે તે બ્રહ્માક્ષર: આજના કહેવાતા પટેલીઆઓને પટેલ તરીકે થાપ્યા છે કોણે ? તે ન હત તો જ્ઞાતિનું શું નખ્ખોદ નીકળી જવાનું હતું ? પટેલો જ્ઞાતિઓનું સામ્રાજ્ય પચાવી બેઠા છે અને તે તેના તારણહાર નથી, પણ ડુબાડનાર છે: એ સાદું સત્ય હવે સૌ જુવાન વર્ગ સમજે છે ! મને લાગે છે કે જ્ઞાતિ પાસે ન્યાય—નીતિની કેવળ કાકલુદીઓ વ્યર્થ છે. તમે ગમે તો ફફડાટ કરો, બેબની પેઠે ગાજો, ગળું બેસી જાય એવાં ભાષણો ભરડો પણ આપ-મુઆ વિના સ્વર્ગે નથી પહોંચાતું. જ્ઞાતિઓના ઉદ્ધાર માટે યુવકવર્ગે જાતને જ હોમી દેવી પડશે અને તો જ સ્વપ્નામાં જોવાતું ઉજ્જવળ ભવિષ્ય એક સમયે મૂર્તિમંત થવાની આશા રાખી શકાય.'

આ વાર્તાલાપ ચાલતો હતો. તેવામાં બહારથી જસુ દોડતી આવી અને તેણે ખબર સંભળાવી કે 'સૂરબાલા બ્હેન ફૂલ વીણતાં હતાં ને હમણાં પેલા સાધુને તેડીને નટવર ભાઇને આવતા જોઈ એકાએક બેભાન થઈ ગયાં છે !'

આ સાંભળી સ્નેહલક્ષ્મી અને સ્નેહવદન એકદમ ઉઠયાં અને જોયું તો દરવાજે મોટર ખડી હતી અને એમાંથી નિમંત્રિત સાધુ-જન સાથે કોઇ અપરિચિત વ્યક્તિ ઉતરતી હતી. તે અપરિચિત વ્યક્તિએ સૂરબાલાને જોતાં જ સાધુને સંકેતથી સમજાવ્યું કે 'આ હમણાં જમીનપર પટકાઈ પડયાં એ જ મારાં પત્ની !'

## ૨૨

## સૂરબાળા કોણ ?

સૂરબાળાનો સ્વામી લલિત, શિવાનંદ સ્વામી સાથે આવ્યો હતો. સૂરબાલા કદાચ સાસરે વિદાય થાય તે પહેલાં તેની જીવનકથા વાંચકોને જણાવવાની જરૂર છે.

સૂરબાલા ખાનદાન કુટુંબની દીકરી. એનું વતન વડોદરા. તેના પિતાનું નામ પીતાંબરદાસ ને માતાનું નામ અમૃત. તેના પિતાની શરાફી પેઢી ચાલતી હતી. જનેતા એને વીસ વાસાની મૂકીને વૈકુંઠવાસી થયેલી– જાણે એને જન્મ દેવા જ જીવતી ન રહી હોય !

અમૃતના અવસાન પછી પિતાએ એને પાંખમાં લીધી અને એ હલેતી બાળા પિતાને ત્યાં ' દીકરીએ દીવા ' રાખવા માતાના ધાવણ વિનાય જીવી. પિતાના લાલનપાલનમાં તે ઉછરવા લાગી. એના પિતાનું એ સર્વસ્વ હતી. તે પાણી માગે ત્યાં પિતાજી દૂધ દેતા. પૈસો માગે ત્યાં પાવલી મળતી. તે સોનાને ઘુઘરે રમતી. પિતા એનું કલ્પવૃક્ષ હતા. એને માગ્યું મળતું. એકની એક પેટની લાડવાઈ પુત્રીને પિતા કોઇ વાતે ઓછું ન આવવા દેતા અને જનનીની ખોટ જેવું જણાવા ન દેતા.

અમૃતના અવસાન પછી શેઠનું ચિત્ત પેઢીપર ઝાઝું ચોંટતું

નહિ. અનાયાસે એક પરમહંસના સમાગમનો તેમને અપૂર્વ લાભ મળ્યો અને યોગસિદ્ધિ સાથે ચિદાનંદની લગનીમાં તેઓ મગ્ન બન્યા.

સુરબાળા નિશાળમાં ભણવા બેઠી. ઋષિઆશ્રમનું જાણે બાલ હરણું ! ઉડતા પંખી પેઠે નાચતી, ખેલતી ને કલ્લોલતી. સરખીસમાણી સાહેલીઓનો સહવાસ અને પિતાની મીઠી હૂંફ; નમાઇ બાળકીની બાલ્યાવસ્થામાં આનન્દ હતો—ઉલ્લાસ હતો.

ગુજરાતી ચાર ચોપડીઓ ભણ્યા પછી, એને એની ઇચ્છાનુસાર અમદાવાદની મહિલા પાઠશાળામાં પિતાએ મૂકી. ત્યાં તે અંગ્રેજી શીખી. સંગીત શીખી. ભરત ગૂંથણ ને શિવણ શીખી. સાહિત્યમાં, લોકચર્ચામાં ને સામાજિક પ્રશ્નોમાં તે કાંઇક રસ લેતી થઇ.

પછી ક્રમે ક્રમે કન્યાવસ્થા ઉતરી અને તે યુવાનીને આંગણે જઇ ઉભી. વિકાસ પામતા પુષ્પ પેઠે તેનાં સર્વાંગ ખીલવા લાગ્યાં. એના યૌવનમાં વસંતનો વાયુ વાયો. સ્નેહ શી વસ્તુ છે તે સમજતી થઈ. એના અંતરમાં રાગેય ઉપજ્યો ને અનુરાગનાંય અંકુર ફૂટવા માંડયાં. વનની હરણી મટીને તેના વદનપર સંકોચની, મર્યાદાની, શરમ–લજ્જાની રેખાઓ પડવા લાગી. સાહેલીઓના ટીખળમાં ને મસ્તી–વિનોદમાં, જે કન્યાકાળે નહોતું તે હવે તે અનુભવવા લાગી.

એ શાળાનો એક સંગીતશિક્ષક એની જ જ્ઞાતિનો હતો. એના કંઠે જેમ ગાન્ધર્વ–કિન્નરો વસ્યા હતા તેમ તેના મુખસૌન્દર્યપર કન્દર્પ-કુમાર રમતા હતા. તે સારૂં ગાઇ શકતો ને બજાવી શકતો: તે ગાતો ત્યારે એનાં ચક્ષુમાંથી અજબ તેજ ચમકતું. એ પૈસાવાળો નહોતો. છતાં કુલીનતાની લોક દ્રષ્ટિએ એની જ્ઞાતિમાં એનું સ્થાન ઉંચું હતું. સુરબાલા એ સંગીતશિક્ષકની શિષ્યા બનવામાં ગૌરવ માનતી. મહિલાપાઠશાળામાં ભણનારી ન્હાની મોટી સૌ વિદ્યાર્થીનીઓમાં એ સંગીતશિક્ષક સારીયે સૃષ્ટિને એક સુરબાલામાં જ જોતો.

કોઇ આકસ્મિક પળોના તારામૈત્રકે એકબીજાનાં આંતરતંતુ એકબીજાના જીવનમાં ઓતપ્રોત થયાં. સુરબાલા પરણવા યોગ્ય થઇ. મહિલા પાઠશાળાની રજાઓમાં તે પિતાને ઘેર આવી, ત્યારે તેણે પોતાના

વિવાહની ચાલતી તજવીજ જાણી. તે પેલા સંગીતશિક્ષક લલિતને પોતાનું દિલ દઇ ચુકી હતી. તેણે પરોક્ષ રીતે એ વાત પોતાના પિતાના કાને પહોંચાડી. પીતાંબરદાસે લલિતના કુટુંબની તપાસ કરાવી. પોતાની દીકરીની પસંદગી વચ્ચે આડખીલીરૂપ બનવાનું એમને યોગ્ય ન લાગ્યું. લલિત ફૂટડો હતો, કુલીન હતો, પોતાની જ્ઞાતિનો હતો, સૂરબાલા એને ચ્હાતી હતી. તેના પિતાએ એમાં સંમતિ આપી.

લલિત સાથે સૂરબાલાનું લગ્ન થયું. તે વખતે તેની ઉમ્મર તેર વર્ષની હતી.

તે જેને ચ્હાતી હતી તેની જ થઇ; લલિત જેને ચ્હાતો હતો તે જ મળી. ઉભયનો સંસાર કેવો સ્વર્ગીય ?' વાંચક, એવું અનુમાન કરવા ઉતાવળો થઇશમાં. સૂરબાલાનું જીવન પરણ્યા પછી બીજે જ વર્ષે ખારૂં બની ગયું.

જૂના જમાનાનાં બૈરાં માને છે કે કેટલીક વહુઓ નઠારાં પગલાંની હોય છે; તેમ કેટલાક પુરૂષો પણ એવી માન્યતા ધરાવતા હોય છે કે કેટલાક જમાઇઓય અપશુકનીઆળ હોય છે. એ માન્યતામાં વજુદ હો કે ન હો પણ પીતાંબરદાસના સંબંધમાં તો સૂરબાલાના લગ્નને બીજે જ વર્ષે જન્મારામાં ન ભૂલાય તેવા કઢંગા સંજોગો ઉભા થયા.

સૂરબાલાની માતાનું મૃત્યુ, એટલે તેના પિતાના અરધા અંગનું અવસાન. અમૃતની જીવનદોરી તૂટયા પછી એકની એક વ્હાલી પુત્રીને જોઇને પીતાંબરદાસની આંખ ઠરતી અને પત્નીવિયોગનું દુઃખ કંઇક વિસારે પડતું. પુત્રી પરણી અને હવે યોગ્ય વયે તે પિયરની મટીને શ્વસુરગૃહનો થશે—એ વિચાર માત્ર પીતાંબરદાસના દીલને દુઃખમય બનાવતો. દરમ્યાન એમની દશાએ પલટો ખાધો. તેના પિતાની જીવનલક્ષ્મીને તો જમડાએ ઝડપી લીધી હતી જ અને હવે વળી એમની પેઢાપરથી લક્ષ્મીએય પગ કરવા માંડયા. રોગચાળો ફાટી નીકળ્યો. દુકાળમાં અધિક માસ આવ્યો. ઉઘરાણીમાં નાણાં ખોટાં થયાં. શેર-સટ્ટામાં નુકસાની ગઇ. મુનીમ માથાનો મળ્યો. દાર્યો જુગારી બમણું રમ્યો. વાયદાના વેપારને નાદે ચડયો. તેમાં તિજોરીનું તળિયું સાવ સાફ થયું.

લેણદારોનો તગાદો થયો. એકવારનું એ તાલેવાન ને ખાનદાન કુટુમ્બ પહેરેલે કપડે ઘરબાર વેચી પાયમાલ થઇ ગયું. શરાફી પેઢીના અમલ ઉતર્યા અને 'ઉતર્યા અમલ કોડીના' બન્યા. સૂરબાલાના અમીર પિતા આમ ફકીર બન્યા. નિર્વાહના બધાં દ્વાર બંધ થયાં. મુનીમને ફરી દુર્મતિ સુઝી. તે કરજે ક્યાંકથી નાણું લાવ્યો. જીન ચલાવ્યું. મુનીમ હવે મુનીમ મટીને પીતાંબરદાસનો ભાગિયો બન્યો હતો. એ કર્મચંડાળ મુનીમે શેઠની ભલમનસાઇનો ભૂંડો લાભ લીધો. જીનનો વીમો ઉતરાવ્યો એક લાખનો. કેમકે મુનીમને વગર પરસેવે માલદાર બનવું 'તું. તેની દાનત બગડી. શેઠને ન્યાલ કરી નાખવા, વીમો ઉતરાવ્યા પછી જીનમાં તેણે આગ મૂકાવી. માલ બળી ગયો. વીમાએજન્ટને શક પડયો. તેણે આ 'કેસ' છુપી પોલિસને સોંપ્યો. શેઠને ત્યાંથી ચોપડા પકડાઈ ગયા. ખરો ગુન્હેગાર છટકી ગયો. 'અક્કરમીના પડીઆ કાણા!' નિર્દોષ શેઠ પકડાયા. લુચ્ચો મુનીમ સંજોગો સમજી ગયો. તેણે પોતાના બચાવ માટે સરકારની દયાપર જીવવાનું નિમકહરામ પગલું ભર્યું. તે તાજનો સાક્ષી બન્યો. મુકદ્દમો ચાલ્યો. સરકારે એની સાક્ષીપર વિશ્વાસ મૂકયો. તે છૂટી ગયો ને સૂરબાળાના પિતા પીતાંબરદાસને ૭ માસ સખ્ત કેદની સજા થઈ.

ત્યારપછી સૂરબાલા જીવે છે કે મરી ગઇ છે તેની એ બેવફા મુનીમે કદી તપાસ કરી નહિ; અને સૂરબાળાએ મુનીમને કદી જોયો નહોતો. ચોધાર આંસુએ રોતા સૂરબાલાના પિતા, પુત્રીને છાતીએથી છૂટી કરી શકતા નહોતા; હૃદયહીન પોલિસે બન્નેને છૂટાં પાડયાં. પિતા કારાગૃહનિવાસી થયા. ઘર વગરની, માવિહોણી, નબાપી સૂરબાલાને વિધિસર સાસરે વળાવનાર પણ હવે કોઇ નહોતું. લલિત આવીને તેને પોતાને ત્યાં તેડી ગયો. સાસરે ગઈ. પિતાની ૭ માસની મુદ્દત પુરી થઇ. લલિત ને સૂરબાલા, પીતાંબરદાસ છૂટીને ઘેર પાછા ફરવાની ચાતક દૃષ્ટિએ રાહ જોતાં હતાં; પણ કેદમાંથી છૂટીને પીતાંબરદાસ પાછા ફર્યા જ નહિ! મહિનાઓ પછી રતનપુરમાં સ્નેહલક્ષ્મીને ત્યાં પોતાના જૂના મહેતાને જોતાં સૂરબાલા બેભાન બની હતી. તેજ એ નિમકહરામ નોકર-મુનીમ અર્થદાસ!

## ૨૩

## પરણ્યાની પહેલી રાત !

મા બાપવિહોણી સૂરબાલા સાસરે જઇનેય શાંતિથી બેસી શકી નહોતી. તે પતિ પત્ની એકબીજાંને ચ્હાતાં હતાં અને આકસ્મિક યાતનામાંથી જ તેઓ દંપતી બન્યાં હતાં; તથાપિ તેમના નસીબમાં તે સુખ લખાયલું નહોતું. સૂરબાલાને પરણ્યાની પહેલી જ રાત્રિએ અનુભવ થયો કે પોતે 'વનની ઉઠી વનમાં ગઇ તો વનમાં આગ ઉઠી' હતી. લલિતનું સાચું સ્વરૂપ તેણીએ પહેલી રાત્રિએ જ જાણ્યું. તેણે જોયું કે પોતે સહૃદયી હતી ને લલિત જડ-બુદ્ધિનો હતો, તેનામાં લાગણી હતી, ત્યારે લલિત વિકારી વૃત્તિઓને વશ થએલો હતો. તેનામાં મૃદુતા હતી, ત્યારે લલિતમાં અનહદ કઠોરતા હતી. પતિ–પત્ની વચ્ચે સ્નેહસિન્ધુનું અંતર ગાઉનમાપી હતુ. તેને લલિતપર જે અનુરાગ ઉપજ્યો હતો, તે એના રૂપવૈભવથી; એનાં ચમત્કાર ચક્ષુથી; એના સુમધુર સંગીતકંઠથી, મોહક મુખસૌંદર્યથી અને એના ભભકભર્યા હાવભાવથી: સંસારની ઉન્હી લૂ જેને સ્પર્શીયે નહોતી, એવી નિર્દોષ, ભોળી, સ્નેહાળ સૂરબાલા, લલિત પોતાને કેમ ચ્હાતો હતો તેનો તે વખતે વિચાર કરી શકે એટલી પક્વ બુદ્ધિના નહોતી.

પરણ્યા પછી પતિને ઘેર આવી. રાતના વાળુ પાણીથી પરવાર્યાં

પછી દશેક વાગે સૂરબાલાએ ધડકતા હૃદયે શયનગૃહમાં પ્રવેશ કર્યો. તે વખતે લલિત સોફાપર બેસી, એક નાટકનાં ગાયનની ચોપડીમાંથી ધીમા સ્વરે કંઇક લલકારી રહ્યો હતો. શયનગૃહમાં દાખલ થતાં જ સૂરબાલાના મનપર ન ધારેલી વિચિત્ર છાપ પડી. તેણે જોયું કે શયનગૃહને જુદા જ ઠાઠમાઠથી શણગારવામાં આવ્યું હતું. સિનેમાનાં પાત્રોની, વિદેશી નાચ-નારીઓની, ગળે કોટિ કરતી કે મ્હોંડેમ્હોંડું અડકાડી થતાં ચુમ્બનની—એવી એવી છબીઓ લલિતના મહાપ્રભુ મન્મથદેવના આદર માટે લટકાવવામાં આવી હતી. પલંગ પાસેના નાનકડા ટેબલપર લલિતનો પોતાનો ચાંદીની ફ્રેમમાં મઢેલો ફોટો અને ફોટા પાસેની પુષ્પદાનીમાં તાજા ગુલાબનો ગુચ્છ શોભામાં વધારો કરી રહ્યાં હતાં. એક બાજુ લાલ પીણાની બોટલ અને ચીનાઇ ગ્લાસ પડયાં હતાં. આખાય શયનગૃહમાં સાત્વિક ભાવનાને પોષક પવિત્ર વાતાવરણનો પડછાયો સરખો પણ નહોતો.

સૂરબાળા આ જોઇ ઉભી હતી ત્યાં જ થંભી ગઇ. તેનાપર લલિતની દૃષ્ટિ પડતાં તેણે નાટકની ચોપડી હાથમાંથી હેઠે મૂકી. તે ઉઠ્યો. એનું મુખડું મલકી રહ્યું. તેણે શરૂઆત કરી.

‘ વ્હાલી ! ’

‘ જી ’ સૂરબાળા નીચી નજર કરી બોલી.

લલિત તેની નજીક ગયો, તેણે એની વ્હાલીની કમરે હાથ વીંટાળ્યો, લલિતની દોરવાઈ દોરવાતી તે સૂનમૂનપણે પલંગ પાસે ખેંચાઇ આવી. બન્ને સોફાપર બેઠાં. લલિત એ ઉદાસ મુખ સામે પળવાર મીટ માંડી જોઇ રહ્યો. તેનાથી વધારે વાર મૂંગું ન રહેવાયું.

‘ તું કેમ ઉદાસ છો ? બાપુ સાંભર્યા કે શું ? ’

સૂરબાળા કંઈ બોલી નહિ. લલિત સમજ્યો કે એ શરમાય છે. તે એની વધારે નજીક ગયો, અને વિકારી ચેનચાળા કરવા લાગ્યો. સૂરબાળાને એ ન ગમ્યું. કારણ કે એ તેર વર્ષની બાલિકાનો સિદ્ધાન્ત લલિતથી જુદો હતો. તે અકળાઇને બોલી ઉઠી:

‘ ખસો, મને સતાવતા નહિ. ’

'અરે વાહ !' લલિત હસ્યોઃ 'વ્હાલી, આજ તો આપણા પ્રણયની પ્રથમ રજની ! શું તે આમ ભોગવાતી હશે ?'

સુરબાળા તેની સાડીના પાલવપર અમથી અમથી આંગળી રમાડતી હતી, ને તેની આંખો શયનગૃહના ઠઠેરા ને ભભક ભણી ખેંચાઇ રહી હતી.

'આ ખંડ તને અજબતરેહનો લાગ્યો કે શું ? વારંવાર તું શું જોઈ રહી છે ?' લલિત બોલ્યો.

'હું એ જોઈ રહી છું કે આ શયનગૃહને કોણે શણગાર્યું છે ?"

'મેં પોતે.'

'શયનગૃહને શણગારવાનું અને ગૃહસંસારને શોભાવવાનું કામ કોનું ?'

'સંસારને શોભાવવાનું કામ તારા જેવી ગૃહલક્ષ્મીનું.'

લલિતના નિખાલસ ઉત્તરે સુશીલ સુરબાલાનો આવેશ શમી ગયો. તેણે આડી નજરે પતિ સામે જોયું. લલિત એ નિર્મળ ભાવ ન સમજી શકયો. તે નેત્ર કટાક્ષથી ઘાયલ થયો. એને હવે મદનની વ્યાકુળતાનો તાપ લાગ્યો.

'તાપ લાગે છે.' કહીને દીવાને તેણે બુઝાવી નાંખ્યો. ચતુર સુરબાલા એની મનોદશા સમજી ગઈ. તે સાવધ થઇ. લલિત પલંગપર બેઠો. સુરબાલા ઉભી જ રહી. લલિત પુષ્પદાનીમાંથી એક તાજો ગુલાબ લઈ સુરબાલાને અંબોડલે ખોસવાનો નિષ્ફળ પ્રયત્ન કરવા લાગ્યો.

સુરબાલા આજ એના વિષય વિકારને તાબે થવા જરાય ઇચ્છતી ન હતી. તેણે તેના હાથને તરછોડયો. લલિત કાંઇ નિર્બળ ન હતો. એ વિષયી બન્યો. સુરબાલાને બાથમાં લઇ તેણે પલંગમાં નાંખી. સુરબાલા તરત જ પાછી બેઠી થઈ ગઇ. તેણે ગુસ્સામાં લલિતને કહ્યું:

'તમે મારી ઇચ્છાવિરૂદ્ધ આ શું કરી રહ્યા છો ?' કહી તે આઘી ખસી ગઇ.

'વ્હાલી, તું હવે કંઈ ન્હાની છો ? જે આવી વિચિત્ર વાત કરી રહી છે ? મને નવાઇ લાગે છે.'

'નફ્ટાઈ ભજવનારને તો નવાઈ જ લાગે. તમે જાણો છો કે હજુ હું ઋતુમતી નથી થઈ ને ત્યાં સુધી આપણો શરીર સંબંધ થઈ શકે નહિ.'

'ગાંડી !' લલિતે પત્નીના કારણુને હસી કાઢતાં કહ્યું: 'ઋતુમતી નથી થઇ તો હવે થવાશે; ચાલ, ડાહી થઇ જા. પેલો ગ્લાસ ભરઃ બન્ને પીએ ને જરા લહેરમાં આવીએ.'

'શેનો ગ્લાસ ભરૂં ?'

'એ એક એવી સુંદર ચીજ છે કે ઋતુમતી ન થઇ હોય, એને એકદમ માફક આવે છે.'

'સમજીઃ મને એવાં જલદ પીણાં પીવાં નથી. મારે એ રીતે ઋતુમતી થવું નથી.'

'વ્હાલી ! ઋતુમતી થવું–ન થવું એ સવાલ બહુ મહત્વનો નથી.'

'લલિત, હું તને આવો નહોતી જાણતી.' સૂરબાલા હવે ચંડિકા બની તુંકારપર આવી.

'તને હું કેવો લાગું છું ?'

'હૈયાસ્નોઃ વિષયનો કીડો, હાડચામને ચૂંથનારો પાશવી પુરૂષ.'

'સૂરબાલા ! મ્હોડાંની લગામને છેક છૂટી મૂકવામાં સાર નથી હોઃ આવી તારી તોછડાઈ મારી પાસે નહિ ચાલે.' તેનો માલિક છંછેડાયો.

'હું તમારી પાપી ઇચ્છાને તાબે થવાની નથી જ.'

વિફરેલી વાઘણ જેવી પત્નીનો અંતિમ નિશ્ચય સાંભળીને લલિત સ્તબ્ધ થઈ ગયો. 'અબળાજાત'માં આટલો જુસ્સો હશે, એવો આજ પહેલી જ રાત્રિએ પહેલી વાર એને અનુભવ થયો. હવે શું કરવું તે તેનાથી સમજાયું નહિ. અજવાળીઆમાં વધારે ચમકતી સૂરબાલાની તેજસ્વી આંખોમાંથી ખરતા તણખા તેણે જોયા. તેણે જાણ્યું કે આ પૂતળું મીઠડા બોલથી માની જાય એમ નથીઃ ત્યારે તે વળી નવું શસ્ત્ર ફેંકવા લાગ્યો.

'ત્યારે તું મને પરણી શું કરવા?'

'પવિત્ર દંપતીજીવનના રસલ્હાવ સેવા: કુવેળાની વિકારી વાસનાઓને પોષવા માટે નહિ.'

'પોતાની પરિણીત પત્ની સાથે સંસારસુખ ભોગવવું; એને તું વિકારી વાસનાઓ કહે છે?'

'હા, કેમકે હજુ હું ઋતુમતી નથી થઇ; ભૂખ્યા વરૂની પેઠે ફૂલની અર્ધખીલી કળીપર તરાપ મારી તેને ચૂંથી નાખવી, એનું નામ વિકારી વાસના નહિ તો બીજું શું?'

પોતાની પત્નીનો આવો ડાંડ ઉત્તર સાંભળીને લલિત ભોંઠો પડી ગયો. એનું ભેજું ભમી ગયું. એની આંખે રાતાંપીળાં દેખાવા લાગ્યાં.

'તું મારે માટે છેક ઉતરતો મત ધરાવતી કયારથી થઈ?'

'આજથી. જ્યારથી તમને યૌવન અને સૌન્દર્યના પૂજક થવાને બદલે એના ગુલામ થતા દીઠા ત્યારથી: આજે મેં જાણ્યું કે તમે મને નહોતા ચ્હાતા, પણ અનિષ્ટ કલ્પનામાંની કોઇ મોહની પુતળીને ચ્હાતા હતા. અરેરે બધા જ પુરૂષો આવા નગણા હશે?' તેની આંખોમાં જળજળીઆં આવ્યાં. એનું હૈયું ભરાઇ આવ્યું. લલિત નરમ પડી ગયો. તેની પાસે ગયો. એને સાન્ત્વન દેતાં બોલ્યો:

'દેવી, હૃદય ચીરીને બતાવાતું હત, તો તને ખાતરી કરી આપત કે તને કેટલા ભાવથી હું ચાહી રહ્યો છું,?'

'હૃદય! તમને હૃદય હોય તો જોઇએ શું? હૃદયને ચીરીને વળી ખાતરી કરી આપવાની શાની હોય? હૃદય અરીસો છે. હૃદયના ભાવ સામું હૃદય સમજી શકે છે. મહેરબાની કરી મને હવે શેતરંજીપર પડી રહેવા દો! ભગવાનની ખાતર મને થોડા માસ માટે ભૂલી જાઓ. સતાવો નહિ.........'

'ભગવાન જ બેશરમો છે કે હજુ તને અઋતુમતી રાખીને મને ટળવળાવી રહ્યો છે.' આખરે દીર્ઘ નિ:શ્વાસ નાખતો લલિત એકલો બેચેન બની, સુંવાળી તળાઇવાળા છતાં અતિ કઠણ લાગતા પલંગપર પાસાં ફેરવતો આખી રાત એમજ પડી રહ્યો.

૨૪

## લોઢાના ચણા!

લલિતને બીજે દિવસે બીલકુલ ચેન ન પડયું. તેના મગજમાં આખો દહાડો ગઇ રાતના જ વિચારો ઘોળાયા કર્યા. 'સુરબાલાની નસેનસમાં પ્રેમ વિલસતો હોવા છતાં તેણે શા સારૂ એવી સ્રીહઠ કરી હશે? મને એ કેટલું બધું ચ્હાતી 'તી? હું હારમોનિયમ બજાવતો ત્યારે બીજું બધું ભૂલી જઇને તે પોતાનું સર્વસ્વ એક મારામાં જ જોતી. એની એ લાગણી કયાં ગઇ? શું ત્યારે એક ભિખારીની માફક હું તેની પાસે દીનવદને યાચના કરૂં? એ જ એકલી શાણી સીતા અને બીજા સૌ રાવણ! આજ રાતે તો ગમે તે ભોગે એક નિરાકરણ થઈ જવું જોઇએ.' તે આવા અંતિમ નિશ્ચયપર આવ્યો. તેણે એ નિશ્ચય કરવામાં ઉતાવળ કરી હતી અને તેથી જ બીજી રાતે ઉભયનાં દિલ વચ્ચે અસહ્ય ચીરો પડવાનો પ્રસંગ ઉદ્દભવ્યો.

બીજી રાતના દશેક વાગે શયનગૃહનું દ્વાર ઉઘડયું. લલિત અંદર ગયો. તેણે હારમોનિયમ ખોલ્યું અને એનાપર આંગળીઓનાં ટેરવાં ફેરવવા માંડયાં:

'કાં 'નને ફેરી હાં મોરી ગગરીઆં
'ભીંજી ચુંદરિયાં: મારી કટરિયાં !
—હાંરે સાંવરિયાં:-કા 'નને '.........

એનાં એ ચરણોના વારંવારના આલાપથી આખો મહોલ્લો ગાજી રહ્યો. તેનું એ ધારવું બરાબર હતું કે જ્યારે તે બજાવતો અને ગાતો ત્યારે 'વીણાના મૃગ 'ની માફક સુરબાલા એમાં તદાકાર બની જતી. તે વહેલીવહેલી પરવારીને મેડીએ ચડી આવી અને ઉલ્લાસમાં આવી જઈ, પોતે કાંઇક ગાય ને લલિત બજાવે એમ પ્રફૂલ્લ વદને ઇચ્છા બતાવી. પત્નીના એવા હર્ષોન્માદથી લલિત પાણીપાણી થઇ ગયો. તે વિકારી ભાવથી તેણીને અનિમિષ નજરે નિરખી રહ્યો. સુરબાલા ગાવા લાગી:

'જાવા દો જોગીરાજ ! અળગા રહો નાથજી !
'આમ શું માયા લગાડો રે,
'આમ શું માયા લગાડો રે:

× × ×

'ભેખ હસાવશો ને ચુંદડી લજાવશો,
'રત્નોને રજ તો ચ્હડાવશો રે.'

× × ×

'રત્નોને વળી રજ ચડતી હશે, મારી મીઠડી ?' કહીને લલિતે સુરબાલાને પોતાની પાસે ખેંચી તેના અધરોષ્ટને ચૂમી લીધો. સુરબાલાને એ ન ગમ્યું. કોયલ ખુલ્લે સ્વરે ને સ્વતંત્રપણે ટહૂકે ને કોયલપ્રિય રસજ્ઞો એના ટહૂકા છેટે રહીને સાંભળે એમાં જે મઝા છે, જે આનંદ છે, જે પવિત્ર ભાવ છે, તે કોયલને કબજે કરવામાં કે તેને હેરાન કરી નાંખવામાં નથી. વિકારવશ લલિત એ રહસ્ય સમજ્યો નહિ. તેનું મધુર ગીત લલિતના ચુમ્બને અટકાવ્યું. તે આવેશમાં આવી જઇને બોલી:

'હવે હદ ન વટાવતા. મને તમારી બીક લાગે છે.'

'હું કંઇ રાક્ષસ છું કે તને બીક લાગે છે ?'

'તમે છો તો માણસ પણ તમારા ખોળિયામાં ગઇ કાલનો રાક્ષસ ભરાયલો છે!'

'કામદેવને રાક્ષસ કહીશ તો તે શાપ દેશે.'

'હું તમારી ગૃહલક્ષ્મી છું: લક્ષ્મીના નિસાસા લેશો તો......'

'તો શું? લે કહી નાખ!' કહીને તેણે વળી પાછું ચુમ્બન કર્યું. સૂરબાલાનું મ્હોં લેવાઇ ગયું. તેની ધીરજ હવે ખોવાઇ ગઇ.

'તું હજી જાણે ન્હાનો કીકલો છે! લલિત, તું બીજી રીતે સ્નેહવિનોદ ભોગવી જાણતો નથી. શરીરભૂખ્યો વર થવામાં તારો કંઇ શુક્કવાર સરવાનો નથી.'

આ 'વર' શબ્દ લલિતને હાડોહાડ લાગી ગયો. તેણે હવે હારનોનિયમને પડતું મૂકયું અને કરેલા સંકલ્પની સિદ્ધિ માટે તૈયાર થયો.

'આને નરમાશથી કહું છું, ત્યારે વધારે ચડી વાગે છે. તે એમ માનતી હશે કે એના પ્રેમમાં હું ગાંડો થઇ ગયો હોઇશ; પણ એની ભુલ હવે મારે ભાંગવી પડશે.'

તે ઉન્માદ દશામાં આવાં અનિષ્ટ અનુમાનો કરતો હતો. ખરી વાત તો એ હતી કે સૂરબાલા લલિતને હૃદયથી ચ્હાતી હતી. બીજી સર્વ વાતે તેની સાથે બહુ માયાળુપણે વર્તતી. એનાવડે લલિતના સૂના ઘરમાં આખો દિવસ કલ્લોલ થતો. તેની ગૃહશોભન કલા માટે પાડોશનો સૌ સ્ત્રીવર્ગ એની મુક્ત કંઠે પ્રશંસા કરતો.

'વ્હાલી, તું હવે સ્ત્રીહઠ નહિ છોડી દે, તો પરિણામ વિપરીત આવશે.' લલિતે છેલ્લો પાસો ફેંકયો.

'શા માટે? શા માટે પરિણામ વિપરીત આવે? વિપરીત પરિણામ તો તારા જ વર્તનથી આવશે. બાકી ગૃહિણીપણાની કઇ ફરજ હું ચુકું છું કે તું મને આવું બોલીને બાળી નાખે છે?'

'ગૃહિણીપણાની ફરજ પતિને ટળવળાવવાની હશે કેમ?'

'પાછો ગાંડો થયો! ઋતુદાન માટે ઋતુમતી થયા સિવાય તું જેટલા ફંદ કરીશ તે બધાં ફાંફાં છે. હવે વધુ શું કહેવું છે?'

'એ તારૂં જ્ઞાન મને ગમતું નથી.' લલિતે વિચિત્રપણે જવાબ આપ્યો.

પોતાના પવિત્ર આશયને લલિત ન સમજી શકવાથી સુરબાલાની આંતર વેદના વધી પડી. તે અબોલ ઉભી રહી. તેના મૌનનો ઉલટો અર્થ કરીને લલિતે બીજું શબ્દબાણ છોડયું:

'ખરૂં કહું છું કે તારે બદલે બીજી કોઇ પણ પત્ની હત, તો તે કયારની મારી ઇચ્છા પૂરી કરત.'

'હું ય ખરૂં કહું છું કે બીજી કોઈ જેવી હું અબળા નથી.' તેના ચક્ષુમાંથી હવે વીજળી ચમકવા લાગી.

'મારે પણ જણાવી દેવું જોઇએ કે તું બીજી કોઇ નથી. એટલે દાંપત્ય પ્રેમ શી વસ્તુ છે? તે સમજી શકતી નથી.'

'પ્રેમ? લલિત તું પ્રેમની વાતો કરે છે?' કહેતાં તેણીનો અવાજ જાડો થયો. અકાળે ઋતુદાનમાં કે કેવળ હાડ–ચામ ચુંથવામાં જે પ્રેમની પરિસિમા સમાની તું માનતો હોય તો મને લાગે છે કે પ્રેમને તું પોતે પિછાની શકતો નથી.'

'ઠીક છે! હું પ્રેમને પિછાનું છું કે નહિ, એ વિષેનું પ્રમાણપત્ર પ્રત્યક્ષ પ્રયોગ સિવાય આપવું નકામું છે.' કહીને તે હવે જાતપર ગયો. તેણે સુકુમાર બાળાનો હાથ ઝાલ્યો અને પોતાને સ્વાધીન કરવા જોર વાપર્યું. સરલ હૃદયી સુશીલ બાલા તેની પાશવવૃત્તિને પૂરેપૂરી પામી ગઇ હતી. તેને પળવાર એમ થઇ ગયું કે એ અક્કરમીને કુકર્મી બનવા દઉં તો બધો કલહ મટી જાય. પણ તરત જ તેણે પાછો નિશ્ચય કરી લીધો. 'એમ કદી ન બની શકે. થાય તે ખરૂં; સિદ્ધાન્તનું ખૂન હું નથી જ થવા દેવાની.' કામથી દગ્ધ થએલા એના નબળા માટીને હાથના એક જ ઝટકાથી અળગો કર્યો અને લમણે હાથ મૂકી ઉંડો નિઃશ્વાસ નાખતી તે સોફાપર પટકાઇ પડી. તેણે લલિતને સંભળાવી દીધું.

'હું નહોતી જાણતી કે તું આવો વિષયી હોઇશ. અહીં લોઢાના ચણા છે તે તું સમજી લેજે.'

'ને તું કેવી છે?'

'હું તો છું ધર્મને સમજનારી સાચી ગૃહિણી!'

'પોતાની હથેળીમાં પતિને નચાવે એનું નામ સાચી ગૃહિણી? પરણ્યા સંસારની પ્રથમ રાત્રિએ પત્ની તરફથી પોતાના પતિ સાથે આવું વર્તન થયાનો દાખલો તો મેં આજે જ જોયો. હવે હું તને સ્પષ્ટ કહી દઉં છું કે જો તું મારી ઇચ્છાને તાબે નહિ થાય તો મારે બળાત્કાર કરવો પડશે.'

'તને એવો અક્કલહીણ દસ્તાવેજ મેં ઓછો જ લખી આપ્યો છે?'

આ સાંભળીને લલિત ખિસિયાણો પડી ગયો. તે હવે છેલ્લે પાટલે જઈ બેઠો.

'જો એમ જ હોય, તો તારી સાથે આવી રીતે રહેવાનો કરાર મેં પણ નથી કરી આપ્યો. હું મારે ફાવે ત્યાં ચાલ્યો જાઇશ.'

'આટઆટલી સમજણ પાડવા છતાંય જો મારા વિશુદ્ધ હેતુનું ભાન તને ન થતું હોય તો ખુશીથી જા; હું મારૂં ફોડી લઇશ.'

રૂંધાતા કંઠે, ભરાઇ ગયેલા હૈયે, આંખમાંનાં આંસુને લૂછતી સૂરબાલાએ છેલ્લો બોલ કહી નાખ્યો. એ બોલ લલિતને મરવા કરતાં વસમો થઈ પડયો. હવે પોતે બોલેલો બોલ ન પાળે તો જીભ કરડીને મરી જવું તેને વધુ સારૂં લાગ્યું. તે આવેશમાં આવી જઇ, પહેરેલે જ કપડે ત્યાંથી ઉઠયો અને સૂરબાલા સામે છેલ્લી એક નજર ફેંકી, મેડીપરથી નીચે ઉતરી પડ્યો.

છેલ્લો બોલ બોલીને, પતિના બબ્બે રાતોના વિષમ તોફાનને અંતે રહુંરહું થઈ રહેલી સૂરબાલા પતિના નીચે ઉતરવાથી એક કારમી ચીસ સાથે બેશુદ્ધ થઇને સોફાપર ઢળી પડી. અને માથાફરેલ લલિત ઘર તજી, ધરતી દોરે તે દિશામાં ક્યાંય અનિશ્ચિત સ્થાને પ્રયાણ કરી ગયો: તેને રોકનાર અંધારી રાતે કોઇ પણ નહોતું. ગગનની શ્યામ ઘટામાં તેની ઉન્માદિની દશાની દયા ખાતા તારકગણ એને હસી રહ્યા હતા.

૨૫

## પતિનું પુનર્મિલન !

લલિત ઉન્માદ દશામાં ઘર છોડી ગયા પછી બે કલાકે સૂરબાલા પાછી શુદ્ધિમાં આવી. તેણે જોયું તો શયનખંડ સૂનો હતો. લલિત ઘેર પાછો ન ફરવાથી તેના કોમળ હૃદયમાં ધ્રાસ્કો પડયો. તે ઉઠી. નીચે જઈ તપાસ કરી. બધે ફરી વળી પણ લલિતને ક્યાંય દીઠો નહિ. તેનું હૃદય બેવડા વેગથી ધડકી રહ્યું. તે બેબાકળી બની ગઇ. ઘર એને અઘોર વગડા જેવું લાગવા માંડયું. જ્યાં નજર કરે ત્યાંથી જાણે ખાવા ધાય ! તે બેફામ બની ગઈ. એકલી એકલી સૂનમૂન બની વિચારમાં પડી ગઈ.

તેને પૂર્વસ્મરણો તાજાં થયાં. લલિત સાથેના સ્નેહસહવાસની શરૂઆતમાં એણે દોરેલાં અનોખાં કલ્પનાચિત્રો અત્યારે ભુંસાઈ જતાં જણાયાં. 'હું તેને ને તે મને મળવા સારૂ કેટલાં અખંડ આતુર રહેતાં ! પરસ્પર એકબીજાંનું કેવું સતત્ સ્મરણ થયા કરતું ! લગ્ન માટે બન્ને કેટલાં તલસી રહ્યાં'તાં ! અને હવે ? હું ક્યાં ! તે ક્યાં ? મારા શા વાંકે તે ઘર તજી જતો રહ્યો ? શું ખરેખર જતો રહ્યો હશે ? ફરી એનો મેળાપ નહિ જ થાય ! હાય હાય ! માબાપ ગયાં.

લલિત ગયો, હું હવે ક્યાં જાઉં? શું કરૂં? ફાંસો ખાઇ મરી જાઉં!' આવા તરંગોમાં ગુંથાયલી સુરબાલા પોતાના ભાગ્યને દોષ દેવા લાગી. તેણીએ કપાળ કૂટયું. રોઇરોઇને એની આંખો રાતીચોળ થઈ. અને આમ એની આખી રાત અતિ ચિંતામાં પસાર થઇ.

સવાર થતાં બહુ વિચારને અંતે તે સિદ્ધાંતનું રહસ્ય સમજી. તેનામાં પવિત્ર ભાવના પ્રગટી: 'તેની જ અઘટિત હઠ હતી. તેની શરીર સંબંધની માગણી સાવ અયોગ્ય હતી. એ અયોગ્ય માગણીને તરછોડવામાં હું તેની કે ઇશ્વરની જરા જેટલીય અપરાધિણી નથી. સિદ્ધાન્તના સંરક્ષણમાં તેનો અને સ્હાય તો મારો ભોગ દેવાય તોય શું? દેવો! તમે સાક્ષીભુત રહેજો. હું નિર્દોષ છું. મારા કામી પતિને સન્મતિ સુઝાડજો. તમને યોગ્ય લાગે તો આ ભવમાં ફરી એનો ભેટો કરાવજો. ત્યાં સુધી હવે એનું આ ઘર મને પણ ન જોઇએ.'

આ અંતિમ નિશ્ચયના અમલ માટે મુહૂર્તની પણ રાહ ન જોતાં પહેરેલે કપડે ઘરને તાળું ઠોકી સનાથ છતાં એ અનાથ બનેલી સુરબાલા, ભાવિના ગર્ભમાં લખાયલા લેખને ઉકલવા મથતી; નસીબે દોરી તે રસ્તે તે દિવસથી તેની દાદીને ત્યાં રતનપુર—જઇને રહી. અને રતનપુરમાં દાદીનો દેહ પડયા પછી તે સ્નેહવદનને ત્યાં શી રીતે જઈ પડી? એ આગળ આવેલી કથા વાંચકોને વિદિત છે.

સુરબાલા હતી કંચન સરખા સુદ્ધ કુલીન કુટુમ્બની દુહિતા. ગળથૂથીમાં જ એને ઉત્તમ ચારિત્ર્યના સાત્વિક સંસ્કાર મળ્યા હતા. લલિત એના હૃદયને ન સમજી શકયો અને તેને અનાથ બનાવી જતો રહ્યો.

અબળાનાં આંસુને લૂછનારપર ઇશ્વરના આશીર્વાદ ઉતરે છે અને આંસુ કે નિઃશ્વાસના ઉત્પાદકોપર પ્રભુના એટલા જ શાપ વરસે છે. સુરબાલાને વિનાવાંકે તજી જનાર લલિત જો સુખી થાય તો ઈશ્વરનો ન્યાય કલંકિત થાય.

સારાસારનો વિચાર કર્યા સિવાય, આવેશનો માર્યો તે ઘર છોડી

ચાલ્યો ગયો અને તે જ ઘડીથી તેનું પતન શરૂ થયું. એના જીવનને ઉન્નત પન્થે દોરનાર સૂરબાલા હતી. તેની કદર તેણે ન કરી. એ હતો કામી જીવડો ! તે વિષયનો દોર્યો ઉંધે રસ્તે દોરવાયો. ઘર છોડી હરાયા ઢોર પેઠે એ ત્રણ ગામ તે રખડયો. ભૂખ વેઠી. ઉંઘ વેઠી. ચિંતા ભુલવા ગજવામાંના પૈસા દારૂની લતમાં ખલાસ કર્યા પછી તે બેકાર મવાલી જેવો બની ગયો.

છતાં સંગીત ને ગાયક તરીકેની એની શક્તિ અજબ હતી. બહુ દિવસોના પ્રયાસે તે એક નાટકકંપનીમાં ગોઠવાયો. કંપનીના મેનેજરે સંગીતશિક્ષક તરીકે એને રાખ્યો. તેથી તેના જીવને જરા શાંતિ વળી. પણ તે ફાવે ત્યાં જાય, બત્રિસ લક્ષણા (!)નાં લક્ષણ કાંઈ ઢાંકયાં રહે ? કંપનીની એક નટીપર તે લોભાયો. નટી હતી અઢાર મહિનાની પેદાશની ! મીઠી મીઠી વાતો કરે, મદીલાં નયનો નચાવે, તમ્બોળભર્યા હોઠવાળું મુખડું મલકાવે અને લલિતની કમાણીનું પાણી કરી નાંખે. લલિત એના રંગઢંગ સમજી ન શકયો. એક દિવસ તેણે તક સાધી એને ચુમ્બન કર્યું.

એ ચુમ્બન એને ભારે પડયું. નટીએ મેનેજર આગળ ચાડી ખાધી. મેનેજરે એને નોકરીમાંથી રજા આપી. પછી તેણે લીલા તોરણે ઘેર પાછા આવવાનો વિચાર કર્યો. હવે એ પસ્તાતો હતો. 'ઘેર જઈ, ભૂલની ક્ષમા માગી, સૂરબાલાનું મન મનાવી, સુખી સંસાર એની સાથે ગુજારીશ—' એ વિચારે તે ઘેર આવ્યો. પણ ઘેર તો ખંભાતી તાળું ઠોકાયલું હતું ! 'સૂરબાલા કયાં ?' તેણે પડોશમાં પૂછયું. 'ભલા જાણે; એ વળી અહીં રહે છે જ કયાં ?' આવા ઉત્તર સાંભળીને તેના ઉપર વીજળી તૂટી પડી. તે દિવસથી એના હૈયામાં હોળી સળગી. સળગતી હૈયાસઘડી સાથે તે વળી પાછો ઘેરથી વિદાય થયો. 'હવે હું શું મ્હોં લઈને વતનમાં રહું ?' તેની આવી ટેકે તેને રતનપુરભણી ખેંચ્યો. આવા માણસને સારે સ્થળે નોકરી પણ કયાંથી

મળે ? એનામાં બીજી શક્તિ પણ નહોતી. રતનપુર આવીને તે ‘ ટ્રાવેલર્સ નિવાસગૃહ’માં ઉતર્યો. પેલા લલ્લુભટ્ટ, લખમી અને રામુ અથવા રામપ્રસાદની ત્રગડીની કંપનીમાં એ ભળી ગયો. તેણે તેના દિલના દુ:ખની કથની કહી. સૌન્દર્ય–ઉપભોગના આ દલાલોને તેની દયા આવી. તેમણે ગુલાબજાનને ત્યાં તબલચી તરીકે એને ગોઠવી આપ્યો. ત્યાં પણ તેના પશ્ચાતાપનો એક દિવસ આવી પહોંચ્યો. ગુલાબજાનને ત્યાં રતનપુરના લહેરી લાલાઓએ આજે જલસો જમાવ્યો હતો. તે દિવસે અમદાવાદમાં સમાજ સુધારણા, શુદ્ધિસંગઠન અને મૂડીદાર વિરૂદ્ધ મજૂર વર્ગ વિષેની વ્યાખ્યાનમાળામાંથી પરવારીને સ્વામી શિવાનન્દ પણ રતનપુર આવ્યા હતા અને એ સ્વામીજી પણ એ અપરિચિત ‘ ટ્રાવેલર્સ નિવાસગૃહ ’માં ઉતર્યા હતા. તેમણે જલસાની વાત જાણી. સ્વામીજી એવાં સ્થળોમાં વેડફાઇ જતી શક્તિઓથી જાણીતા હતા. તેઓ પણ ત્યાં ગયા. તે ગયા ત્યારે જલસાનો રંગ જામવાની તૈયારી હતી.

‘ ટ્રાવેલર્સ નિવાસગૃહ ’ હવે તો રતનપુરનાં ‘ રતન ’ ને ‘ માણેક ’ ને ‘ નિલમો ’માં અતિ પ્રિય તીર્થસ્થાન જેવું થઈ પડયું હતું. કેમકે આખા દિવસના કામકાજથી કંટાળેલા ભોગવિલાસી લાલાઓને આ નિવાસગૃહ મારફત ગુલાબજાનની હૂંફ અને અનારકલિના તાયફાથી આનંદ મળતો. આ વિશ્વવધુઓની મુલાકાતે આવનારામાંનો મોટો ભાગ, દિવસે મંદિરનાં ચરણામૃત ચાખનાર હતો; પણ રાતે ગુલાબજાનના હાથના ગુલાબી જામમાં ‘ અમૃત ’ (!) પાન કરે ત્યારે જ તેમનો કોઠો ટંડો થાતો ! આમ સમાજના ધર્મિષ્ટો, સુધારકો ને હિતચિંતકો સમાજની આંખમાં ધૂળ નાંખીને જેમ પોતાની ઇચ્છા પૂરી કરતા, તેમ ગુલાબજાન તેમની આંખમાં ધૂળ નાંખીને પોતાનો હેતુ સાધી લેતી.

એ સઘળી રમત શિવાનંદ સ્વામીએ બરાબર જોઇ. પ્રેમને નામે મોહના પતંગીઆં અહીં હોમાઈ જવા આવે છે તે આજે તેમણે જોયું. તેઓ પેલી લંપટ કંપની સાથે આ ગંદા સ્થળે આવ્યા ત્યારે

ગુલાબજાન સર્વાંગ સુંદર બનીને સૌન્દર્યનું લીલામ કરવા સારૂ સારંગીવાળા સાથે તબલચીની વચ્ચે બેઠી હતી.

સ્વામીજીની આંખનું પોપચું ગુલાબજાનથી ફરકી શકે તેમ હતું જ નહિ; પરંતુ તેના તબલચીને જોતાં જ તેમના મુખમાંથી એકદમ ' ઓહ ' શબ્દ નીકળી પડયો: પણ તે ઉદ્‌ગાર બીજું કોઇ સાંભળી શક્યું નહિ.

આવે સ્થળે પવિત્ર હૃદયના સ્વામીજીની જેમ આજ પધરામણી થઇ હતી, તેમ પોતે વૃદ્ધ થવા છતાં સદૈવ જુવાન માનનાર લુચ્ચા અર્થદાસનું આગમન પણ તેમના જીવજાન મિત્ર કનુ સાથે અહીં થયું હતું. અર્થદાસને આવા સ્થળે જોવાથી સ્વામીજીનું હૃદય સળગી ઉઠયું.

સ્વામી સંયમશીલ હતા. એમના મુખપર વિકૃતિ આવે તોય તેને સમાવતાં વાર ન લાગે. તે નિર્લેપ હતા; એ તો માત્ર કૃષ્ણલીલા જોવા ગએલા નરસિંહ મહેતા પેઠે, વેસ્યાગૃહની લીલા જાણવા માટેજ આવ્યા હતા.

અર્થદાસને જોઇને જેમ સ્વામી અજબ થયા તેમ તબલચીને જોઇને અર્થદાસની આંખો પહોળી થઇ ગઇ. જાણે એને કોઇ દહાડો દીઠો ન હોય! એવી તબલચી–લલિતને પણ ભ્રાન્તિ થઇ. બન્નેની આંખો મળી. કનુ, લલ્લુભટ્ટ, રામપ્રસાદ વગેરેના આગમન પછી ગુલાબજાને થોડો સમય પાનપટ્ટીમાં ને વિલાસ વિનોદમાં ગાળવા માંડયો. તે દરમ્યાન અર્થદાસ ઉઠયો ને તબલચીને પોતાની સાથે આવવા ઇસારો કર્યો. બન્ને બાજુપર ગયા. અર્થદાસે તેને બરાબર ઓળખ્યો. તે પોતાના જૂના શેઠનો જમાઇ જ છે એવી એની વાત પરથી ખાત્રી થઇ. લલિતે બની શકે તે રીતે ટુંકમાં પોતાનો હેવાલ તેને કહી સંભળાવ્યો. અર્થદાસનું કઠણુ દીલ જરા નરમ થયું. તેણે સુરબાળાની હયાતિની જ નહિ, પણ તે સ્નેહવદનને ત્યાં રહે છે, તે

સુદ્ધાં તેને બધી ખબર આપી. આ સાંભળી લલિતનો જીવ ચકડોળે ચઢયો.

એવામાં સંગીત અને નાચની તૈયારી થવા લાગી. સૌ પ્રેક્ષકો સજ્જ થઇ બેઠા. ગુલાબજાનના ગાણા પછી અનારકલિનો વારો આવ્યો. એના ઇરાની નૃત્યપર આખું રતનપુર આફરીન હતું.

જ્યારે નૃત્યનો ખરો રંગ જામવા લાગ્યો, તે જ વખતે તબલચીનાં તબલાં રિસાયાં. બરાબર તાલ–ઠેકો પડતો નહિ. તેમાં તબલાંનો દોષ ન હતો. લલિતના ચકડોળે ચડેલા ચિત્તથી જ તેનાં તબલાં બેતાલાં બન્યાં હતાં. અનારકલિનું ધ્યાન ખેંચાયું અને તે જ ક્ષણે તેણે મિજાજ ખોયો:

'બેતાલું બજાવે છે; બેવકૂફ!' કહીને તેના ઘુઘરિયાળા પગની લલિતને એવા જોરથી એક લાત મારી કે તબલાં સહિત તે દૂર જઇને પડયો.

અનારકલિની એ લાત લલિતના જીવનનું નવું પાનું ઉઘાડનારી નિવડી. તેને ચક્કર આવી ગયાં. થોડીવારે શુદ્ધિમાં આવી તે ઉઠયો. આથી જલસાના રંગમાં ભંગ પડયો. તબલચીને મળેલા મહાપ્રસાદથી એ જલસામાં આવેલી બદમાશોની ટોળી હસવા લાગી. લલિતને આ જોઈ મરવા જેવું થયું. તે સમય વિચારી બોલ્યો:

'અનારકલિ, બિલ્વમંગળને વેશ્યાએ જ વૈકુંઠના દ્વાર ઉઘાડી આપ્યાં હતાં. હું બેતાલું બજાવતો હતો. હવે મારો તાલ મળી ગયો છે! જાઉં છું. કોઇ બીજા તબલચીને તમે રાખી લેજો. મારો ચડેલો પગાર પણ કોઈ ગરીબને આપી દેજો.'

આ સાંભળીને સૌ વિસ્મય થયા. લલિત ચાલ્યો ગયો અને તેની પછવાડે–પછવાડે જવા શિવાનન્દ સ્વામી પણ ત્યાંથી રવાના થયા.

આ દેખાવથી શિવાનન્દ સ્વામીનું હૃદય બહુ દુઃખી થયું હતું. તેમણે લલિતની પૂંઠ પકડી. લલિત આપઘાત કરવાના ઇરાદે જતો હતો.

ચન્દનતલાવડીના પગથાર આગળ **સ્વામીજીએ** તેને પકડી પાડ્યો ને આપઘાતના પાપથી તેને બચાવી લીધો. તેની અથથી ઇતિ સુધીની સર્વ હકીકત શાંતિથી સાંભળી. તેની પત્ની **સૂરબાળા** રતનપુરમાં જ **સ્નેહવદનને** ત્યાં રહે છે. '**સૂરબાલા** મને માફ કરે, તે પાછી મારી થાય તો જ મારૂં જીવ્યું સફળ થાય; નહિ તો મને મોત વધારે મીઠું.' એવો તેનો નિર્ણય સાંભળ્યો. **સ્વામીએ લલિતના** પશ્ચાતાપથી પવિત્ર થતા **હૃદયને** પારખી લીધું. **સ્વામીએ** જોયું કે તે હજી 'પશુમાંથી દેવ' તો નથી થયો, પણ ઘડાઈ, ટીપાઇ, તવાઈ, માટીમાંથી પાકો ઘડો તો અવશ્ય બન્યો છે. નહિ તો **બિલ્વમંગળ** અને **વેશ્યાનું** રૂપક તેના હોઠપર આવત જ નહિ.

વાંચક ! તું જાણે છે કે ત્યાર પછી જ **સ્વામીજી** તેને **સ્નેહવદનને** ઘેર લાવ્યા ને **લલિતે** પોતાની પત્ની **સૂરબાળાને** ઓળખાવી. સૌ અજબ થયાં. **સ્વામીજીએ લલિતના** પશ્ચાતાપથી પવિત્ર બનેલા તેના હૃદયની પ્રતીતિ કરાવી. **સૂરબાળાને** સમજાવી તેના પતિ સાથે તેને ઘેર અમદાવાદ જવા આજ્ઞા કરી: **લલિતે** પોતાના થયેલા અપરાધની પોતાની પ્રિય પત્ની પાસે ક્ષમા માગી. **સૂરબાળા** શરમાઇ ગઇ: અબોલ આંખે તેણીએ પતિને શીર ઝુકાવ્યું. સ્વામીની આજ્ઞા સૌએ માથે ચડાવી: **સૂરબાળા** તેના પતિ સાથે સિધાવવા તૈયાર થઇ ત્યારે **સ્નેહવદને** કહ્યું:—

'**સૂરબાલા** બ્હેન ! **તારે** માટે તો, અમે મહત્વાકાંક્ષાના કૈંવાય મિનારા ચણ્યા હતા; તું સમાજસેવિકા થાય, સમાજને આવશ્યક કોઈ આશ્રમની સંચાલક બને, એવું જોવાના અમને કોડ હતા. આજ એ સઘળા મનોરથ મનમાંથી ઉગીને મનમાં જ સમાઇ જાય છે.' **સૂરબાલાનું** હૃદય રડતું હતું, પણ તે કશું ય બોલી શકી નહિ.

'**સૂરબાલા** એનું ઘર અજવાળે, કુળ દીપાવે, વેરાન બનેલા સંસારને ફૂલવાડી પેઠે પ્રફુલ્લાવે, એમાંય પરમાર્થ—પુણ્ય કે સેવાભાવ નથી શું?' **સૂરબાલાની** વતી **શિવાનન્દ** સ્વામીએ **સ્નેહવદનને** દુનિયા—

દારીની વ્યવહારૂ વાત સમજાવી: સ્વામીના આભાર ભારથી કે તેમની તેજસ્વી યોગપ્રતિભાથી અંજાયલો સ્નેહવદન નિરૂત્તર રહ્યો.

'સ્નેહવદનની ચિન્તા હું સમજું છું. હવે સૂરબાલા બ્હેન જતાં એનું વસન્તવાડીમાંનું ખોરડું સાવ સૂનું બનવાનું!' નટવરે કહ્યું.

'નટવર કહે છે તે ખરૂં છે.' સ્નેહલક્ષ્મીએ ટાપસી પૂરી. તેણે સ્નેહવદનને સમ્બોધીને કહ્યું: 'ભાઇ, હવે મારા આવડા મોટા મકાનમાંથી તમારે રહેવા સારૂ એકાદ ખંડ હું તમને કાઢી આપીશ.'

'હૃદયને, હૃદયનો નાનકડો ખૂણો સારાય ભરતખંડ કરતાં વિશાળ લાગે છે: નટવર તો ભોડ જેવો છે. મેં ક્યારે કહ્યું કે મને અહીં નહિ ગોઠે?'

આ સાંભળી સ્નેહલક્ષ્મીના અંતરમાં ઉંડો શેરડો પડયો. સૂરબાલાની વિદાયનો-મહિનાઓના સ્વામીવિયોગના સંયોગનો સમય હવે તેને ઉતાવળ કરાવી રહ્યો હતો. શિવાનન્દ સ્વામી અને તેની સાથે આવેલો લલિત-સૂરબાલાનો વર, સ્નેહવદન અને સ્નેહલક્ષ્મીના સૂરબાલા પ્રત્યેના નિર્મળ ભાવોની મધુરતાનું અવલોકન કરી રહ્યા હતા.

'મને ભૂલતા ના, ભાઇ!' સાસરે જતી સૂરબાલાના કંપિત હોઠ ફફડયા.

'મારા જીવનને ભૂલું, હું મને પોતાને ભૂલું, તો પણ તને ન ભૂલું. બ્હેન જા ને સુખી થા.' રૂંધાતે કંઠે સ્નેહવદને કહ્યું.

'અમદાવાદ કયાં આઘું છે? બ્હેન, આપણે અવારનવાર મળતાં રહીશું.' સ્નેહલક્ષ્મીએ દિલાસો દીધો.

'જરૂર તમે બધાં આવજો ને અમગરીબનું ઘર પાવન કરજો.' લલિતથી બોલ્યા વગર ન રહેવાયું.

'આગગાડીનો વખત થઈ જવા આવ્યો છે ને ગાડી તૈયાર છે.' કોચમેને આવીને કહ્યું. સ્નેહલક્ષ્મી ઉઠી. તિજોરી ખોલી અંદરથી દસ દસની દસ નોટો કાઢી અને સૂરબાલા ન જાણે એમ તેના ટૂંકમાં

મૂકી દીધી. ગાડીવાળે ટ્રંકને ગાડીમાં મૂકી. સ્નેહવદનનાં નિઃસ્વાર્થ સ્નેહસ્મરણોને લઇને, સ્નેહલક્ષ્મીનું વત્સલતાભર્યું વ્હાલપ લઇને, લલિત સાથે સૂરબાલા એને સાસરે જવા ગાડીમાં બેઠી. શિવાનંદ સ્વામીએ કલ્યાણઆશિષ આપી. સ્નેહવદન, સ્નેહલક્ષ્મી અને સૂરબાલાની આંખો આંસુભીની થઈ. હૃદયને વલોવી નાખતી ગાડી સ્નેહલક્ષ્મીના કંપા-ઉન્ડની બહાર નીકળી ગઈ.

સૂરબાલાને જોઇને સ્નેહલક્ષ્મીના અંતરમાં માતૃવત્સલતા શાથી ઉભરાઈ ગઈ હતી એ વાત હજુ અગમ્ય છે.

## ૨૬

# ગલ્લુપ્રસાદ પુરાણી !

પંચમાં થયેલા ઢેડ ફજેતા પછી ચંપકલાલ શેઠને ચોક્કસ લાગ્યું હતું કે ગ્હાય તેવા પ્રપંચે પણ સ્નેહલક્ષ્મીરૂપ સોગઠીને પોતે મારી શકનાર નથી. વેપાર ધંધામાં અસાધારણ ખોટ જતાં આબરૂ-પર પાણી ફરી વળવાના સંભવે જેવી નિરાશા ઉપજે, તે કરતાંય વધુ નિરાશા, જીવનભરમાં આજે જ ચંપક શેઠને ઉપજી હતી. અને એ નિરાશાનું એક કારણ તેમના મગજનો વિચિત્ર ફાંટો હતો. 'સ્નેહલક્ષ્મી જેવી એક નાદાન છોકરી ચોકસી મહાજનના શેઠને હંફાવે !' બસ, આવી તુમાખી જ તેમની બાકીની જીંદગીને ઝેરીલી બનાવી રહી હતી. નાતનો એમને જોઇએ તેવો સાથ ન મળ્યો તે તેની બીજી નિરાશા હતી. આમ નિરાશ થએલા ચંપક શેઠ હવે ભવિષ્ય ઉપર આધાર રાખી બાકીનું જીવન જીવવાના વિચારપર આવ્યા.

પોતે ગોઠવેલી બાજીમાં નિષ્ફળ થવાથી તેને આઘાત થયો. ત્યારથી તેઓ સાજા–માંદા રહેતા. અને એમની બિમારીને એકદમ વધારી મૂકે એવો એક બીજો બનાવ એના ઘરમાં બન્યો. એની વિધવા પુત્રવધુ એના બે

મહિનાથી દૂર બેઠી નહોતી. જમાનાનાં ખાધેલ જેઠાર ડોસી મેનાના શરીરપરથી જ ચેતી ગયાં હતાં. 'રાંડને હરામના હમેલ રહ્યા હોવા જોઇએ' એ તેમનું અનુમાન હતું, અને એ અનુમાનને ખોટું માનવાને કોઇને કાંઈ કારણ નહોતું. વિષય વસ્તુ જ એવી છે કે તેનો ચટકો ન લાગ્યો હોય ત્યાં સુધી તો ઠીક પણ એકવાર એ મધમાં માંખી ઝબોળાઇ એટલે તે તેમાં લુબ્ધ થયા વિના રહેવાની જ નહિ. કનુના પરાક્રમનું પરિણામ મેનાને સોસવું પડશે, એવું અગાઉથી કોણ કલ્પી શકે? વિધવા મેનાને કનુનું ચુમ્બન પહેલે પ્રસંગે મીઠડું લાગ્યું અને પછી તો એ મેના-પોપટના રંગરાગ છડેચોક વધવા માંડયા. પછી પડદા પાછળની એમની ઉપભોગલીલાના ભવાડા યોગ્ય સમયે સમાજ સમક્ષ ખુલ્લા ન થાય તો કુદરતનો કાયદો ખોટો ઠરે.

આ કારણથી ચંપક શેઠના ચિત્તમાં અગ્નિ કરતાંય અધિક ચિન્તાએ નિવાસ કર્યો હતો. તે હવે ઝાઝું બહાર પણ જતા નહિ. તેમનું ધ્યાન દુકાનપર પણ બરાબર ચોંટતું નહિ; ઘરમાં તેને ગોઠતું નહિ. કનુ એમના મનથી ઉતરેલા ફળપેઠે સાવ વંઠી ગયો હતો; છતાં તેને ઠપકો દેવાની હિંમત પણ ચાલતી નહિ: કેમકે કનુ વિફરી ગયો હોવાથી તેની ઉખ્ખડેલમાં ગણતા થતી હતી.

મેનાની વેદનાનો પણ પાર નહોતો. મીઠડાં વેણ, નેણલાંના નેહ, રસભર્યાં ચુમ્બન અને ચુમ્બન પછી શરીરના સંભોગઃ એ સર્વ પ્રકારની, કનુની હેતાળ હૈયાની હુંફનુ પરિણામ તે હમેલ! ભોળી-અનાથ મેનાને, કનુના સહવાસની શરૂઆતમાં સ્વપ્ને પણ શાનો ખ્યાલ હોય, કે કહેવાતી એ સુખદ ક્ષણોની પછવાડે કેવી કારમી ઘડી આવવાની છે? મેના હવે કનુની પછવાડે પડી ને કપાળે ચોંટનાર કાળી ટીલીને ભુંસવા માટે તે મરી ફીટવા તૈયાર હતી. કનુ એને આશ્વાસન દેતો ને આવનાર પરિણામ માટે નિર્ભય હતો કેમકે તેની મદદમાં લલ્લુભટ્ટ જેવો બદમાશ હતો.

ઘરના આવા ગોટાળાથી સૌથી વધુ લોહીઉકાળો થતો હોય

તો ચુસ્ત વૈષ્ણવ જેકારડોસીને થતો હતો. કુળની એકોતેર પેઢીનું નામ બોળાય તે તેનાથી કેમ સંખાય? તે ઉપરાંત એમના અંતરમાં ચિંતાની જે સૂક્ષ્મ ચિનગારી ઉઠી રહી હતી તે વળી જુદી હતી. કનુ તો કુળને બોળનાર પાકયો. તે કુળનું નામ રાખે એવી જેકાર ડોસીને જરા પણ આસ્થા હવે રહી નહોતી. તેથી જ તેમની નજર ચંપકશેઠની નવીપર ઠરી હતી. નવીને ભગવાન 'સારો દિવસ' દેખાડે તો કુળનું નામ રહે. તે માટે જેકાર ડોસી એવા કોઈ ચમત્કારી ઈલાજ માટે હવેલીના પુરાણીને પુરાણનાં પોથાં ફેંદી જોવા રોજ વિનવી રહી હતી.

કનુ ને મેનાના પરાક્રમની કથા, સ્ત્રીસમાજરૂપ જીવતી જાહેરાત-દ્વારા નાતમાં પહોંચી ચુકી હતી. આ સાંભળીને સ્નેહલક્ષ્મીને બહુ ક્ષોભ થયો. સમાજનાં પોલાદી બંધનો પ્રત્યે વિચાર કરતાં તેને બહુ દુઃખ થયું. મેનાના જીવતરપર એને દયા આવી. તે જાણતી હતી કે કનુ તો સાવ લંપટ છે. બાપડી મેના જીવની જશે. અથવા હિન્દુસમાજમાં તે હડધુત થઈ જાય ત્યાં સુધી તેની કોઈ દરકાર નહિ કરે.

'મેના કનુના મીઠાં વેણોથી ફસાઈ તે એનો ગુન્હો ખરોઃ પણ તેથી યે વિશેષ અપરાધી તો તેને ફસાવનાર કનુ છે' એવો સ્નેહ-લક્ષ્મીનો અભિપ્રાય હતો. અને તેથી જ પતનની ગર્ત્તામાં ગબડી પડતી મેનાને બને તો બચાવી લેવાના વિચાર તે કરતી હતી. એની વિચાર-મગ્ન મનોદશા જોઇને નટવરે પૂછ્યુંઃ 'બ્હેન! હવે કોની સામે બંડ જગાડવાનો વ્યૂહ રચવાના વિચાર કરી રહ્યાં છો?'

'સમાજ આખોય સડી ગયો હોય ત્યાં કોની સામે પહેલું બંડ જગાડવું ને કોની સામે પછી, એ કોયડો ઉકેલવો જરા કઠણ તો ખરોઃ નટવર, અત્યારે તો બંડનો નહિ, પણ મેનાના વાંકા ગ્રહનો વિચાર કરી રહી છું.'

'મેનાના વાંકા ગ્રહ એટલે શું?'

'એકવાર મેના ને કનુની વ્યભિચારલીલા પછીની મારકૂટવાળી વાત તમે જ લાવ્યા'તાને?'

'હા, તે દિવસે દાહરપર છુપાઈને મેં એ પડદા પાછળના અભિનય જોયા'તાઃ પણ તેનું અત્યારે શું?'

'અત્યારે એ છે કે તેઓ બન્નેનાં પડદા પાછળનાં પાપ હવે પ્રગટ થયાં છે, નાતનું ન્હાનું છોકરૂં સુદ્ધાં તે વાતથી અજાણ્યું નથી, ને તમે ... ...'

નટવરે નીચું જોયું. ક્ષણભર વિચારમાં પડયો. પછી બેપરવાઈથી બોલ્યોઃ

'કર્યું ભોગવે'સ્તો; એમાં આપણે શું કરીએ બ્હેન!'

'તમારી સમજફેર થાય છે, નટવર! જેણે કર્યું છે તે તો ભોગવતાં ભોગવશે; હમણાં તો બાપડી નિરાધાર મેનાના જ ભોગ છે. એ ગરીબડી ગાય ગોઝારા સમાજના ખૂની હાથે રહેંસાઈ જશે.' બોલતાં બોલતાં સ્નેહલક્ષ્મીના હોઠ ધ્રુજ્યા.

'મેના શું કામ રહેંસાઈ જાય? ચંપકશેઠનું વૈષ્ણવકુટુંબ એની વ્હારે નહિ ધાય?'

'મહેરબાની કરી એમનું નામ ન લ્યો. મેં સાંભળ્યું'તું કે પરમદિવસે જ શેઠની ડોસી જેકોર જમડીના હાથનો મેનાએ માર ખાધો'તો ને પડોશમાંથી કોઈ ઠપકો દેવા ગયું ત્યારે ડોસીએ તોબરો ચડાવી, નાક ફુલાવી, એમના લાંબા-પહોળા હાથના લ્હેકા કરીને કહ્યું કેઃ 'રાંડની જાત પંદરેક દહાડે એકવાર ધોવાતી રહે તો જ સારૂં, નહિ તો એનાં હાડકાંપર મેલ ચડે' એ તે વૈષ્ણવ કે દૈત્ય?'

'ત્યારે એ દૈત્યના પંજામાંથી ગરીબડી ગાયને શી રીતે છોડાવશો?'

'મારો વિચાર જુદો છેઃ તમે જો બીડું ઝડપશો તો તે કામ જલદી પાર પડશે.'

'મારાથી બની શકશે તો ઠીક; નહિ બને તો ઝડપેલું બીડું સ્નેહવદનને હવાલે કરીશ.'

નટવરના બોલ સાંભળી મેના વિષે તેણે ગોઠવી રાખેલો વિચાર કહી સંભળાવ્યોઃ

'ચંપકશેઠના ઘરની ચાવી જેકોર ડોસીના હાથમાં છે. તે કળ મરડે તેમ ઘરનું યંત્ર ચાલે. મારો વિચાર એવો છે કે હરકોઈ રીતે ડોસીના પત્થર દિલને તમે પીગળાવી દો અને મેના સાથે કનુ પુનર્લગ્ન કરવા તૈયાર થાય એવી જોગવાઇ ઉતારો.'

'પણ પુનર્લગ્નનો શબ્દ કાને પડતાં જ એ વૈષ્ણવડીનો દેહ અભડાઇ જશે તો?'

'એવા તો—ઓ—ની શંકાઓ મારી પાસે નહિ ચાલે; મરદ થઇને તમે એવી વાતો કેમ કરો છો?'

સ્નેહલક્ષ્મીને છંછેડવામાં હવે મઝા નથી એમ સમજી જઇ નટવર તે જ વખતે ત્યાંથી ઉઠયો અને તેણે ચંપકશેઠના મકાનનો રસ્તો લીધો.

ચંપકશેઠના આંગણાંમાં તે પગ મૂકતો હતો તે જ વખતે ચંપકશેઠની તબીઅત જોવા આવેલા, જેકોરડોસીના ભગવાનના પરમ પ્રતિનિધિ ગલ્લુપ્રસાદ પુરાણી ઘરમાંથી બહાર નીકળતા હતા. પુરાણીનો અહીં આવવવાનો મૂળ હેતુ જુદો હતો. સંસારભરમાં જેકોર ડોસીને સોળેસોળ આની ભરોંસો ગલ્લુપ્રસાદ પુરાણીનાં 'વચનામૃત'માં હતો. પુરાણીના બોલને ડોસી બ્રહ્માક્ષર જેવા માનતી. તેની પુરાણકથાઓને સાક્ષાત્ ભગવાનની વાણી સમજતી અને તેને પૂરેપૂરો પ્રભુનો અવતાર ગણીને પૈસેટકે ને સીધાંપાણી વડે એની ખુબ સરભરા કરતી.

વૈષ્ણવ કુટુમ્બમાં જ ઉતરી આવેલ સ્નેહલક્ષ્મી અને તેના જેવા વિચાર ધરાવનાર અન્યજનો એ ગલ્લુપ્રસાદને વેદિયો ઢોર ગણતા ને તેને ઉલ્લુપ્રસાદ તરીકે ઓળખતા; પણ જેકોર ડોસીને તો એ પાખંડી પુરાણીપર અડગ વિશ્વાસ હતો.

એવા અડગ વિશ્વાસે જેકોર ડોસીએ પુરાણી ગલ્લુપ્રસાદ આગળ પોતાના ઘરમાં વિધવા મેનાને રહેલા હમેલની અને કનુના પરાક્રમની બધી વાત કહી. હવે એ કપાળે ચોંટતી કાળી ટીલીથી બચી જવા, કુળની લાજ સાચવવા શું કરવું તે બાબતમાં સલાહ માગી.

એ સિવાય દેવોને લાંચ રૂશ્વતથી પ્રસન્ન કરી શકાતા હોય ને તેમ કરી આબરૂ જળવાય તેમ હોય તો મ્હોં માગ્યું ખર્ચ કરવા પણ તે તૈયાર હતી.

ગલ્લુપ્રસાદ પુરાણીની નજર કેટલીક મુદત થયા ચંપકશેઠની નવી ચંપા શેઠાણી પર પડી હતી; અને તેથી ઘરમાં કનુ તથા મેના, એના માર્ગમાં કાંટા પેઠે ખુંચતાં હતાં; આ કાંટો કાઢી નાખવાનો આ લાગ છે એમ જાણી ભારેખમ મ્હોડું રાખી પુરાણીબાવાએ જેકોર ડોસીને એક રામબાણ ઈલાજ બતાવ્યો. તે સાંભળીને ડોસીના મનમાં જરા ટાઢક વળી. પછો પુરાણી ચાલ્યો ગયો. તે જ વખતે નટવર ત્યાં આવી ચડયો.

ચંપક શેઠ પ્રત્યે જાણે અઢળક વ્હાલ ઉભરાઇ જતું હોય ને તે બિમાર શેઠને પોતે જોવા આવ્યો હોય એવું બ્હાનું કરી નટવર આવ્યો હતો. તે બિમારની પથારી પાસે થોડીવાર બેઠો. દવાદારૂના ઉપચારો સંબંધી થોડી વાતો કરી અને પછી ઉઠયો. ડોસી બારણા સુધી એની પછવાડે ગયાં. નટવર સમય વિચારી જરા વાર બારણા પાસે ઉભો. ડોસીએ પૂછ્યું:

'કંઈ ભૂલી ગયા ?'

'ના, માજી, પણ નિરાંતે બેસો તો બે પેટની વાત કહું:'

'આટલામાં કોઈ નથી. શું છે કહો ?' ડોસીએ ઇન્તેજારી બતાવી.

જાણે પોતે મહા દુઃખી થયો હોય ને મેનાની હકીકત પોતે જાણે છે તેવો ડોળ કરી દીલસોજી દર્શાવતો હોય તેવા ભાવે નટવરે કહ્યું: 'માજી, મેનાએ બહુ જ ખરાબ કર્યું.'

નટવર જાણતો હતો કે જો જેકોર ડોસી આગળ કનુનું વગોણું કરીશ તો ડોસીનો મિજાજ હાથ નહિ રહે: તેથી તેણે મેનાનું નામ લઇ વાત છેડી.

'મોઇ રાંડ, ભગવાનેય કોણ જાણે શું કરવા બેઠો છે ?'

'ભગવાનને તો આખી દુનિયાની ચિંતા રહી; એટલે એ ઘડીવાર નવરો નહિ બેસતો હોય. પણ માજી, લોકમાં બહુ નિંદા થાય છે.'

‘ લોકો શું કહે છે ?’ ડોસી જાણવા આતુર બની.

‘ જગતની જીભે કંઈ તાળાં ઠોકાય છે ? જુદી જુદી ખોપરીનાં માણસો ઘણીય જુદી જુદી વાતો કરે તેમાંથી આપણે કંઇક ઠીક લાગે તે ઉપર વિચાર કરવાનો રહ્યો.’

‘ તમને ઠીક લાગી હોય તેવી એકાદ વાત કરો જોઇએ.’ ડોસી બોલ્યાં.

‘ ગાય જીવે ને રતન હાથ લાગે એવો એક ઇલાજ લોકને મ્હોડે મેં સાંભળ્યો છે અને તે મને તો ઠીક લાગ્યો છે.’

‘ ત્યારે કહી નાખોને ભાઇ; મારે તો એ જ જોઈએ છે.’

‘ મેનાને કનુ સાથે પરણાવી દીધી હોય તો કુળની આબરૂ પણ જળવાય.’

‘ એ ફટકેલી રાંડને મારા કનુ સાથે પરણાવું ? તમે તે બોલો છો કે બકો છો ? એ તો પુનરલગન કહેવાય; એવી વાત કરનારા પિટયા છે કોણ ?’ ડોસી ઉખડયાં.

‘ લોકોમાં વાતો થતી સાંભળી તેમાં મને જે ઠીક લાગી તે તમને કહી. તમે પુનર્લગ્નથી શા માટે ભડકો છો ? પુનર્લગ્ન એટલે ફરીથી પરણવું તે. એમ તો આપણા શેઠસાહેબે નવી શેઠાણી નથી આણી ?’

‘ અરે, આજે તમે ભાંગબાંગ પીધી છે કે શું ? શી વાત કરો છો ? નવી ને મેના બેઉ સરખાં ?’

‘ પણ કનૈયાલાલ ને મેના જો બેઉ સરખાં હોય તો એમનું લગ્ન થાય એમાં ખોટું શું ?’

‘ પણ એ શંખણીએ તો અમારી એકોતેર પેઢી બોળી નાખી. એનો ટાંટિયો મારા ઘરમાં મને ન જ જોઇએ.’

‘ એ એકોતેર પેઢી ન બોળાય ને આબરૂ જળવાય તે માટેનો રસ્તો મેં કહ્યો એજ છે.’

‘ નકામું પિંજણ છોડોને ભાઈ, અમારા વૈષ્ણવ કુટુમ્બમાં એવું અધર્મનું લગન થાય જ નહિ. મારો કનુ તો એ વંઠેલ મેનાપર થૂંકેય નહિ.’

'તો તો સારી વાત છે માજી, મારી આ વાત તમને નથી રૂચતી તો બીજો શો ઈલાજ બતાવું?'

'એ તો જે શાસ્ત્રી હોય તે જ શાસ્ત્રના ઇલાજ બતાવે. તમારૂં એમાં ગજું નહિ. હમણાં જ પુરાણી આવી ગયા. એમને બધી વાત મેં માંડીને કહી હતી ને તેમણે કહ્યું છે કે હાલ તો બન્નેને જાત્રાએ મોકલી દેવાં. શાસ્તરનું વચન સંભળાવીને તેમણે કહ્યું હતું કેઃ 'અન્ન ખેતરમાં પાપ કર્યાં હોય તે તીરથમાં ધોવાઇ જાય.'

નટવરને શ્લોક યાદ આવ્યો ને ડોસીને કહ્યું:

'ગામનો કચરો જેમ ગામને છેડે નંખાય ને વરસાદનાં પાણી પડે ત્યારે ધોવાઈ જાય છે એમ ને? માજી, તે આ શ્લોક હતો? —'અન્ય ક્ષેત્રે કૃતં પાપં, તીર્થક્ષેત્રે વિનશ્યતિ.'

'એ જ એ જ. તમને ભલું યાદ રહ્યું છે!'

'હું ભણેલો છું. પણ પુરાણીએ તે પછીનો શ્લોક તમને નથી સંભળાવ્યો લાગતો:—'

'તીર્થક્ષેત્રે કૃતં પાપં વજ્રલેપો ભવિષ્યતિ' એટલે તીર્થક્ષેત્રમાં જઇને પાપ કરે તે વજ્રની પેઠે જીવતરમાં ચોંટી રહે.'

જેકાર ડોસીને નટવરનું બોલવું ન ગમ્યું. તે ઉલટાં લેતાં પડયાં: 'અલ્યા! બ્રાહ્મણીઆ પાઠ આપણાથી ભણાય જ કેમ?'

નટવરે જોયું કે હવે ઝાઝી માથાકૂટ કરવામાં સાર નથી. રખે ડોસીના મ્હોંડામાંથી ફૂલડાં ઝરે! તેથી તે ત્યાંથી ચાલી નીકળ્યો.

## ૨૭

## સ્વામીજીનો 'ઇન્ટરવ્યુ' :

જેકોર ડોસી આગળ નટવર જે ધારણાથી ગયો હતો તેમાં તે સફળ ન થયો. કનુ જો મેના સાથે પુનર્લગ્ન કરે તો મેનાને માથે ઝઝુમતાં આફતનાં વાદળાં વિખેરાઈ જાય એમ હતું: નટવર એ હકીકત જેકોર ડોસીને સમજાવવા ગયો હતો ને ત્યાંથી વીલે મ્હોંડે પાછો ફર્યો હતો.

પુરાણીની સલાહ પ્રમાણે કનુ ને મેના યાત્રા કરવા નીકળશે એ વાત નટવરદ્વારા સાંભળીને સ્નેહલક્ષ્મીની આંખે ભાવિનાં કંઇકંઇ અનિષ્ટ દેખાવા લાગ્યાં.

સાંજ પડી ગઈ હતી. રાત્રિનો અંધકાર ધીમે ધીમે વધતો જતો હતો. સ્નેહલક્ષ્મી આજ ઉદાસ બની બેઠી હતી. ઓફિસમાંથી છૂટીને હજુ સ્નેહવદન ઘેર નહોતો આવ્યો. નટવર તપાસ કરી આવ્યો. માલમ પડયું કે શિવાનન્દ સ્વામીનો 'ઇન્ટરવ્યુ' લેવા તે એને ઉતારે શિવાલયમાં ગયો છે. નટવર મારફતે સ્નેહલક્ષ્મીએ એ પણ જાણ્યું કે શુદ્ધિ–સંગઠ્ઠન અને વિધવા પુનર્લગ્નપરના સ્વામીજીના છેલ્લા ભાષણથી સનાતનીઓમાં ભારે ખળભળાટ મચી રહ્યો હતો અને સ્વામીજીને

મારપીટ કરવાનો તાગડો પણ રચાયો હતો. ભાડુતી મવાલીઓ રાખી તે સભામાં સ્વામીજીપર પથરા ફેંકાવવા સુધીની બદમાશી કરવામાં આવી હતી. સ્વામીને જરા વાગ્યું હતું. પણ તેથી સમાજસુધારણાની પ્રવૃત્તિમાં તેમને બેવડું બળ મળ્યું હતું.

સૂરબાલા રતનપુરમાં હતી તે કરતાં હવે તેના અમદાવાદ ગયા પછી સ્નેહલક્ષ્મીને વારંવાર યાદ આવતી અને જાણે તેના વિયોગથી તેને દુઃખ થતું.

સ્નેહલક્ષ્મીને વિચાર થતો હતો કેઃ પોતે હજુ અપરિણીતા છે; સ્નેહવદન પણ એકાકી જીવન નિર્ગમન કરે છે; બન્ને એકબીજાને પૂર્ણ પ્રેમથી ચ્હાય છે; છતાં હૃદય ખોલવા માટે એમાંથી કોઈની જીભ ઉપડી શકતી નથી.

વળી તેને મેના સાંભરી. હિંદુસંસારમાં મેના કરતાં ય પારાવાર દુઃખોથી કચડાતી રિબાતી ને રહેંસાતી વિધવાઓના નજરે નિહાળેલા બનાવો સાંભર્યા.

'વેદ જેટલો સનાતન ને સૃષ્ટિ જેટલો જૂનો હિન્દુસમાજ એકવાર સમસ્ત વિશ્વની સંસ્કૃતિનો પ્રેરક ને પોષક હતો તેની આજ શી સ્થિતિ થવા બેઠી છે? શાસ્ત્રોને નામે પ્રવર્તતાં ઘોર પાખંડ તેની બુદ્ધિથી સમજાતાં નથી! રૂઢ રૂઢિયોની ભઠ્ઠીમાં હોમાઈ જતી કુસુમ-કળીઓ ઉપર તેને દયા નથી–પરવા નથીઃ સંન્યાસીઓપર પત્થર પડે છે! શા માટે? લાચાર વિધવાઓનાં કકળતાં અંતર હિન્દુસમાજના વિનાશની સુરંગો ખોદે છે, તેનાથી સમાજને ચેતાવવા અને બચાવવાનો ઉપદેશ દેવા માટે!!'

'પાટલો નાખું?' નોકરે આવીને વાળુ કરવાના થએલા વખતનું સ્નેહલક્ષ્મીને ભાન કરાવ્યું. તેની વિચારમાળા તૂટી.

'અત્યારે રૂચિ નથી. દૂધ જ પી લઈશ.' કહી તે ઉઠી, સ્વસ્થ થઈ, તેણે કહેલું અચ્છેરેક દૂધ પીધું. ગાડી તૈયાર કરાવી અને

બીજા કોઈપણ વિચારને સ્થાન આપ્યા સિવાય શિવાનંદ સ્વામીને ઉતારે જવા નીકળી.

નાગડાઓની જમાત સામેના યુદ્ધ વખતે જેમનાપર મૂર્તિ ફેંકાઈ હતી, એ જ શિવાનન્દ સ્વામી પોતાને સાચા ભાવથી ચાહે છે તે સ્નેહવદન જાણતો હતો. તે પછીથી સ્વામીજી તરફ તે સદૈવ આકર્ષાયેલો રહેતો હતો. એના અંતરના ઉંડાણમાં, જીવનના સન્માર્ગદર્શક કોઈ સદ્‌ગુરૂની પરિશોધનાં મન્થન ચાલુ જ હતાં અને સ્વામીના છેલ્લા મેળાપ પછી એની એ વૃત્તિ વિશેષ સતેજ બની હતી. આજ 'કર્મયુગ' પત્રમાં છાપવા માટે સ્વામીજીનો 'ઈન્ટરવ્યુ' લેવા તે ગયો હતો.

સ્વામીજીના પ્રથમ મેળાપે જ તેના સ્વભાવમાં અજબ પરિવર્તન થયું હતું. એની પ્રકૃતિ હવે સામાજિક સુધારણા માટે જેટલી કઠોર એટલી જ મક્કમ બની હતી. પોતાના જીવન માટે નિડર એટલો જ ન્યાયશીલ બન્યો હતો અને એના નવીન ચેનચાળાથી કોઈ કોઈવાર સ્નેહલક્ષ્મીને પણ તે ભેદી માણસ જેવો લાગતો.

ઓફિસમાંથી છૂટીને તે શિવાલયમાં ગયો તે પહેલાં તો 'જાહેર જીવન'ના કેટલાક રસિયાઓ સ્વામીજી પાસે ક્યારના ય જઈ પહોંચ્યા હતા. આ જાહેરજીવનવાળાઓ પોતે પોતાને સમાજસુધારાના પોલાદી થાંભલા માનતા. એમાંના ઘણાક તો વાણીવિલાસના માત્ર ઇજારદાર હતાઃ કેટલાક હતા લજામણીના છોડ સરખી લાગણીના ખાલી ઉભરા ઠાલવનાર ઠેકેદારો અને કેટલાક હતા વાક્‌પટુતાના ગુણવડે જીભને કેળવીને વ્યાસપીઠો ધ્રુજાવી તાળીઓ પડાવનારા!

શબ્દજાળવડે 'જાહેર જીવન'માં ઝંપલાઇને માનપાન પામેલાઓએ સ્વામીજીને સનાતનીઓએ કરેલી ઇજા પ્રત્યે તિરસ્કાર બતાવીને વિદાય લીધી. તે જ વખતે સ્નેહવદન ત્યાં આવ્યો. તેણે સ્વામીજીને નમન કર્યું.

'સૌના વેરાયા પછી તું છેલ્લો કેમ આવ્યો?' સ્વામીએ પૂછ્યું.

'છેલ્લા આપના ભાષણમાં સનાતનીઓએ મચાવેલા ખળભળાટની

અસર આપના ઉપર કેવી થઈ છે ? તે જાણવા આપનો 'ઇન્ટરવ્યુ' લેવા હું આવ્યો છું, કહી સ્નેહવદને 'કર્મયુગ' પત્રના પ્રતિનિધિ તરીકેનું કાર્ડ બતાવ્યું.

'ઇન્ટરવ્યુ જોઈએ છે ?' સ્વામીએ પૂછ્યું.

'જી.' સ્નેહવદને ગજવામાંથી સીસાપેન ને ડાયરી કાઢી.

'યુવાન ! મારો 'ઇન્ટરવ્યુ' લાંબો નથી. ડાયરી ને સીસાપેન તારા ગજવામાં જ ભલે રહી: તને મારે વધારે કહેવાનું નથી. ધ્યાનપૂર્વક સાંભળી લે: આપણા સામાજિક દોષો પાણીથી, આંખનાં લાગણીભર્યાં આંસુથી કે મ્હોંડાનાં શબ્દમાત્રથી નથી ધોવાવાના; પણ સાચા સેવાભાવી જનોના અમૂલ્ય પરસેવાથી જ તે ધોવાશે અને તેમ નહિ બને તો પછી લોહીથી ધોવા પડશે. સમાજને સીધા રસ્તા પર ચડાવવા જતાં વર્ષોનાં ટેવાયલાં રૂઢિપુજક બેરાંઓને મન હું ભૂંડો હઉં ને તેઓ મને સતાવે કે સંતાપે, તો તેમના તરફ દયા દર્શાવવી કે મારા તરફની લાગણીથી લેવાઇ જઇને દુ:ખની 'આહ' નાખવી એથી સાચો સંસારસુધારો થવાનો નથી.'

'આપનો અમદાવાદનો અનુભવ કહી શકશો ?'

'અમદાવાદનો અનુભવ સાંભળ કે દરેક સ્થળે સડતા હિન્દુ-સમાજનો અનુભવ સાંભળ: યુવક, એમાં ઝાઝો તફાવત નથી. જોઈ રહ્યો છું કે હિન્દુસમાજમાં સામાજિક સુધારા માટેની ઇમારતો બંધાય છે ને ગબડી પડે છે: અમદાવાદના કિલ્લા વિષેની એક લોકકથની છે કે: રાજનગરનો એ ભવ્ય કોટ, આખા દિવસે જે કાંઇ ચણાઇને તૈયાર થતો, તે માણેકનાથ બાવાના મંત્રબળથી રાતના ભોંય ભેગો ભળી જતો. સમાજસુધારાનું પણ એમ જ છે. કારણ સ્પષ્ટ છે. તે સફળ અમલ માગે છે. હિન્દુજનતાના પવિત્ર ને સ્વતંત્ર બંધારણરૂપ કિલ્લાના ચણતરમાં યુવકોના શોણિતરૂપ સિમેન્ટની જરૂર છે તે સિવાય રાક્ષસી રૂઢિઓવડે ખદબદી રહેલા પાયા

ઇચ્છીએ છીએ તેવા નક્કર કદી નથી બનવાના. જુવાન, આવા વિપરીત કાળે શાની જરૂર છે ?'

'મહર્ષિ દયાનન્દની.'

'માત્ર સ્વામી દયાનન્દજ !' સ્વામીનાં ચક્ષુમાં તેજ પ્રકાશ્યું. 'દયાનન્દ વાંચ્છતા હતા એવા એમના અનુયાયીઓ શા માટે નહિ ?' એ પ્રશ્ન સ્નેહવદનના હૃદયમાં આરપાર ઉતરી ગયો.

'વર્તમાનપત્રના ધંધા ઉપરાંત તારી બીજી શી પ્રવૃત્તિઓ છે ?'

'બીજું હું કંઈ નથી કરતો. નિવૃત જીવન ગુજારૂં છું.'

સ્નેહવદનનો આવો ઉત્તર સાંભળીને સ્વામીજી હસ્યા.

'નિવૃત જીવન જીવનારાઓ માટે જગતભરમાં કયાંય સ્થાન નથી.'

'સ્થાન હોય કે ન હોય: મારે જીવવું છે એ નક્કી: આપ પ્રેરણા પાઓ, પ્રવૃત્તિમાં પલોટો: આપ જે આજ્ઞા કરશો તે પ્રમાણે કરવા હું તૈયાર છું.'

સ્નેહવદનનો દૃઢ ઉત્તર સાંભળી સ્વામીજી ખુશી થયા. તેમણે ફરી પૂછયું.

'તમે કેટલે સુધી અભ્યાસ કર્યો છે ?'

'કેળવણીને શું કરૂં ? આત્મપરિતોષાર્થે આજની કેળવણી કશા કામની નથી. સરકાર સંસ્થાપિત જ્ઞાનસત્રો તે નર્યાં જાણે અજ્ઞાનના જ અખાડા. એથી સ્વદેશભક્તિની જ્યોત અંતરમાં જાગ્રત નથી થતી. વીરપૂજાનું અમારા ભણતરમાં નામોનિશાન જ નથી હોતું ત્યાં મનોવાંચ્છિત સંસ્કાર કયાંથી પડે ? કેળવણી માટે આપ શું પૂછો છો ? સ્વામીન્, આપ નથી જાણતા કે આજની કોલેજોના કારખાનામાંથી તો કેળવાયલા ગુલામો તૈયાર થાય છે ! એમાંનો આ સેવક પણ એક ગુલામ છે.'

'નહિ, વત્સ: તારી આંખ કહે છે કે તને સ્વતંત્રતાની પાંખ ઉગવા માંડી છે: તારૂં હૃદય બોલે છે કે તારામાં સમાજહિતની ધગશ ઉછળવા લાગી છે. ગૂજરાતમાં સ્વયં પોતાને માટેય સ્વતંત્ર વિચાર કરતાં બહુ થોડાને આવડે છે. એ દૃષ્ટિએ તારૂં સ્થાન ઊંચું છે.'

'હૃદય, દૃષ્ટિ અને ઉચ્ચ કક્ષાની વાતોની ફિલ્સુફી મને શુષ્ક લાગે છે! અરેરે, સૃષ્ટિનાં સામ્રાજ્યો ક્યાં ને આજનું હતભાગી હિન્દ ક્યાં? એ પુરાતન શરાતનમાં ને સંસ્કૃતિમાં કેટલો બધો ફેરફાર! અમારા જ્ઞાતિ રૂપ વાડાઓના મહાજનો માટે કંઇ કહેતાં તો મને આંખે અંધારાં આવે છે.'

'આર્ય સંસ્કૃતિપર ફરી વળેલા ગાઢ આવરણનાં એ અંધારાં છે, ભાઇ, આપણો આમવર્ગ છે ભોળો ને અજ્ઞાનઃ એની કંગાલિયતનો ગેરલાભ લઇને, કહેવાતો શિક્ષિતવર્ગ પશ્ચિમનું અનુકરણ કરવા લાગ્યો છે. પરદેશી સામ્રાજ્યને પોતાની પ્રજાની રંચમાત્ર પરવા નથીઃ પશ્ચિમના 'સંસ્કૃતિયુક્ત (!) સમાજના ચેપે આપણા સમાજમાં પ્રાણ પૂરવાને બદલે જડવાદ જમાવ્યો છે! આથી આજે દુઃખી ભારતમૈયાને નીચું જોવું પડે છે. હિન્દનો ઉદ્ધાર યુવાન વર્ગપર નિર્ભર છે; મને પાકાં પાન પ્રત્યે કે રીઢા બુદ્ધિમાનો, જે તર્કવાદથી જીભને જોરે જશ ખાટે છે ને જીવનને ઝગમગતું રાખે છે એમનામાં મુદ્દલ આસ્થા નથી. આજની વાત જ કહું!

'તારા આવતા પહેલાં થોડાક જણ મને મળી ગયા. તેઓ સાવ વાતોડિયા હતા. તેઓ બધા ગયા અને તેથી મને એ અસર થઈ કે હિન્દુકોમને પોતાની જાત અને મિલ્કતનું રખોપું કરીને કેવળ શોખ પૂરતી સ્વદેશની કે સમાજની સેવા કરવી વધારે માફક આવે છે. પૂછીશું તો તેઓ કબુલ કરશે ખરા કે હિન્દુઓના હજારો કોમી વિભાગોએ હિન્દુજાતિના સુખવૈભવનો જે નાશ કર્યો છે તેટલો બીજી પ્રજાઓનાં આક્રમણોએ નહિ કર્યો હોયઃ પણ શોકની કથા એ છે કે આમ માનવા છતાંય પરિસ્થિતિ સુધારવાનું સામર્થ્ય તેઓનામાં નથી. જાણે તેમને ગમ જ નથી પડતી કે એક સમર્થ વિરોધી વર્ગ, હિન્દુ-જનતાની આડે આવીને કેમ ખડો રહ્યો છે! તે હિન્દુજનતાનો મૃત્યુઘંટ વગાડી રહ્યો છેઃ તે પડકાર કરીને કાનના પડદા તૂટી જાય એવા પ્રચંડ અવાજે સુણાવે છે કે પુરૂષાર્થ, સહિષ્ણુતા અને દીર્ઘદૃષ્ટિવિહીન હિન્દુજનતા

માટે જગતની સપાટીપરના કોઇ પણ ભાગમાં સ્થાન નથી. અર્જુન જેવા આત્મતત્વોને તું વરીશ ત્યારે જ્ઞાનચક્ષુએ નિરખી શકીશ કે સમાજની આજ શી દશા છે ! હડધુત થતી વિધવાઓ સામું જોઃ અબળાજીવનનાં આંસુ જોઃ અંત્યજ ભાંડુઓ તરફનો આભડછેટીઓ તિરસ્કાર જોઃ કામદાર સામેનો મૂડીદારોનો દોરદમામ જોઃ દિવસ ઉગ્યે હિન્દુ ધર્મથી વંચિત થઈ વટલાઈ જનારાઓની સંખ્યા વિચારીજોઃ કૂટ્ટણખાનાં ને વેશ્યાઓનાં જીવન ક્યાંથી ઘડાય છે તે તપાસી જોઃ આજનાં તારાં તીર્થસ્થાનો અને ધર્માચાર્યોનાં ધતિંગ જોઃ નાતોની નાદિરશાહી જોઃ હિન્દુસંસારના વરઝોળા જોઃ એ બધી અપૂર્વ શક્તિઓ કોને વાંકે વંડી કે વેડફાઈ જાય છે એનો કાંઈ તને વિચાર થાય છે ? '

'સ્વામીન્ ! પ્રસંગોપાત આ બધા વિચારો તો થાય છે.'

'પણ જે માત્ર વિચારો જ કર્યા કરે છે, તે કામ નથી કરી શકતો અને કામના આરંભ માટે મુહૂર્તની વાટ નથી જોવાતી. તારી સમક્ષ લખલખી રહેલી કુદરત સામે દૃષ્ટિપાત કર, તે ઘડીકવાર થંભી જાય તો પરિણામ શું આવે ?'

'સ્વામીન્, કામ માટે મુહૂર્તની રાહ નહિ જોવાની હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું.'

'ત્યારે હું પણ સેવાકાર્યમાં સદૈવ સ્નેહવદનની સાથે જ રહીશ.' અત્યારસુધી શિવાલયની પરસાળ આગળ ઉભી રહીને આ બધો વાર્તાલાપ સાંભળી રહેલી સ્નેહલક્ષ્મીનો જીવ હવે ઝાલ્યો ન રહ્યો. તે અંદર આવીને સ્નેહવદનની ડાબી બાજુએ બેસી ગઈ. સ્વામી અને સ્નેહવદન તેને જોઇને અજબ થયા. સ્નેહલક્ષ્મીએ ટુંકામાં હકીકત સમજાવી. પોતે પણ સ્વામી પાસે સેવાવ્રતની દીક્ષા લેવાની આશાએ અત્યારે ઘેરથી નીકળી હતી એ વાત જાણીને સ્નેહવદનને હૃદયરસઐક્યનો હર્ષજનિત અનુભવ થયો. બન્નેએ સ્વામીને શિર ઝુકાવ્યું. સ્વામીનું દિલ આ યુવાન યુગલ માટે જરા શંકિત બન્યુંઃ

'સ્નેહવદન, દારૂ ને દેવતા એકઠાં થાય તો શું બને ?'

'પ્રભુ! સોનું ને સુગન્ધ સાથે મળે તો શું બને? આપ આશીર્વાદ આપો કે અમે એવાં બનીએ.' સ્નેહવદને કહ્યું.

'અંતરાત્મા સાક્ષી પૂરે છે કે અમે દારૂ ને દેવતા જેવાં જલદ નથી પણ......'

'ઉભય સોનું ને સુગન્ધસ્વરૂપ હો:' કહી સ્વામીએ આશીર્વાદ દીધો. 'સોનું ને સુગન્ધની ઉપમાને પાત્ર થાઓ અને મારા આ ગંગોદકના પાત્રમાંથી પાન કરીને પ્રતિજ્ઞા લ્યો કે સમાજ ખાતર ભસ્મ થઇશું.'

'સમાજ ખાતર ભસ્મ થઇશું' કહી બન્નેએ ગંગાજળપાન કર્યું.

'ભસ્મનું રહસ્ય તમે સમજ્યાં? જુઓ, સોનું ભલે સુંદર હોય; પણ દરદીને મન એની કિંમત કોડીની પણ ન હોઈ શકે. એ તો અંગારથી ધિખતી ભઠ્ઠીમાં પીગળી એકરસ થઇ આખરે ભસ્મ બને, ત્યારે જ તે માત્રા રૂપે દરદીનાં દરદને દૂર કરવા કામ લાગે: સમાજ એવો દરદી છે'

સ્વામીજીના આશીર્વાદે, અપૂર્વ આત્મસંતોષ અનુભવી સ્નેહવદન ને સ્નેહલક્ષ્મીએ સ્વામીજીને વંદન કરી જવાની રજા લીધી.

## ૨૮

# 'આખલા ખૂન' મીલની હડતાલ!

શિવાનન્દ સ્વામીનો 'ઇન્ટરવ્યુ' લેવા જતાં સ્નેહવદનના દિલમાં ઘણી ઊંડી અસર થઇ. મહિનાઓથી એના આન્તર-પ્રદેશનાં કોઈ સદ્દગુરુના મિલન માટે ચાલી રહેલી ગડમથલનો આજ અંત આવ્યો ને એનું જીવન અભિલાષના નવીન રંગોથી રંગાયું.

સ્નેહવદન અને સ્નેહલક્ષ્મી સ્વામીજીને ઉતારેથી ઘેર આવ્યાં. અસ્પૃશ્યોને અને પરધર્મમાં વટલી જનારા પછાતવર્ગને પાછા શુદ્ધ કરવા માટે 'શુદ્ધિ સંગઠન સમિતિ'નું પાટિયું, સ્નેહલક્ષ્મીના બંગલાના પહેલા માળપર શોભી રહ્યું હતું. એ પાટિયું વાચીને રસાતળે પહોંચતા સનાતન ધર્મના પોલા થાંભલાને ટકાવનારા કેટલાક સ્થિતિચુસ્ત સનાતનીઓની આંખો ફાટી જતી હતી. સ્નેહલક્ષ્મીની વૈષ્ણવ નાતમાં એ 'વિચિત્ર છોકરી' ભયંકર ચર્ચાનો વિષય થઈ પડી હતીઃ સ્નેહ-લક્ષ્મીએ પોતાના કાનને ગીરો નહોતા મૂકયા. તે લોકનિંદા પેટ ભરીને સાંભળતી અને પૂંઠ પછવાડે થતી નગણી નિંદાવડે પોતાના ધોવાતા મેલ માટે તે પ્રસન્ન થતી.

સોમવારનો દિવસ હતો. સ્નેહવદન બારને ટકોરે 'કર્મયુગ' પત્રની ઓફિસ ગયો. ઓફિસમાં આવતાં જ મેનજરે પૂછ્યું:

'સ્વામીજીનો ઇન્ટરવ્યુ લાવ્યા ?'

'હા, પણ બહુ જ ટૂંકો છે.'

'ઠીક છે. એમના વિચાર, ભાવ અને આદર્શોને જાળવીને જરા વિગતથી લખી નાખો એટલે ટૂંકો ટૂંકો તોય બેએક કોલમ જેટલો થશે.'

તેના સ્વચ્છ અંતઃકરણમાં સ્વામીજીના જીવનનું વિશુદ્ધ પ્રતિબિમ્બ પડયું હતું અને ચન્દ્રિકાનાં અમૃત જેમ જળશય્યાપર ઝીલાતાં હોય તેમ તેમનાં વિચારઅમૃત તેણે ઝીલ્યાં હતાંઃ એટલે તેણે કર્મયુગના વાંચનારાઓ આકર્ષાય તેવો તલસ્પર્શી ઇન્ટરવ્યુ લખી નાંખ્યો.

ત્યારબાદ તે આવેલાં તાજાં છાપાંના પાનાં ઉથલાવવા માંડયો. દેશ વિદેશના ખબરો વાચતાં વાચતાં એની નજર અમદાવાદના એક રવિવારિયા પત્રમાં છપાયલા મોટા ટાઇપના મથાળા તળેની ચોંકાવનારી હકીકતપર પડી. તે વાંચતાં જ 'પ્રભુએ પાંખો દીધી હોત તો જલ્દી અમદાવાદ જઈ પહોંચત !' એવું વાક્ય તેના મુખમાંથી સરી પડયું.

તેની નજીક બેઠેલા 'એડિટોરિયલ સ્ટાફ'માંનો એક પારસી મિત્ર આ સાંભળી ગયો. 'કાંય બાવા, પાંખો જોઇએ છ ? લિરિક્સની દુનિયામાં ઉડવું ચ કે સું ?' કહી તેણે મઝાક કરી.

સ્નેહવદનનું ધ્યાન પેલી ખબરમાં જ ચોંટયું હતું. તેણે છપાયલી હકીકતનો શબ્દેશબ્દ ચીપીચીપીને વાંચવા માંડયો.

તે અમદાવાદની 'રાજનગર અફલાતૂન મીલ'ના કામદારોએ પાડેલી હડતાલનો અહેવાલ હતો. એનું નામ હતું 'રાજનગર અફલાતુન મીલ' પણ એકવાર એના મીલએજન્ટની મોટર વચ્ચે આખલો અડફટમાં આવી જતાં તે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયેલો, તે દિવસથી પ્રસ્તુત મીલ 'આખલાખૂન'ના નામથી ઓળખાતી.

હડતાલના કારણોની કેટલીક હકીકત સ્નેહવદનને વર્ત્તમાનપત્રોમાંથી જડી આવી. દરેક વણકર પાસેથી બબ્બેને બદલે ત્રણ ત્રણ સાળનું કામ લેવાતું; કામ વધ્યું અને તેમના પગારમાં પાછા વીસ ટકાની

ક્રાપકૂપ: ઉપરાંત નવી ઢબ મુજબ કામ લેવાથી કામદારોની સંખ્યામાં ઘટાડો: બરતરફ થતા કામદારોની બેકાર હાલત: અને વર મરો કે કન્યા પણ ગોરનું તરભાણું ભરવાની લાનતથી એજન્ટને પોતાના કમિશનપર થોડો કાપ મૂકવાનું કહેવા જતાં તેના કાળજાંપર મૂકાઈ જતો કાપ. એજન્ટ તો કંપનીના નફાપર નહિ પણ કાપડના ઉત્પન્ન થતા માલપર જ સીધું કમીશન ચઢાવ્યે જતો. ડાયરેકટર્સ અને બહોળી લાગવગવાળા અને મોટી રકમો રોકનારા તડ ને ફડ કહી નાખનાર કેટલાક શેરહોલ્ડરોને મધલાળ ચખાડી પોતાની મદદમાં રાખેલા, એટલે બીજાઓના બડબડાટનું ઝાઝું વજન પડતું નહિ; અશાંતિ ઉત્પન્ન કરાવનારાં આવાં અનેક કારણોમાંનુ તાજું કારણ, એ જ મીલના એક કામદારને થએલા સખ્ત અન્યાયનું હતું. ચાલતા યન્ત્ર વચ્ચે તેનો હાથ આવી જવાથી એક મહિનો ઇસ્પીતાલમાં રહ્યો. એક હાથ ખોયો ને પાછો સાજો થઇને મીલમાં ગયો. ત્યારે તેને કામ માટે નાલાયક ઠરાવી રજા આપવામાં આવી અને તેથી એ કામદારનું વસ્તારી કુટુમ્બ ભૂખે મરવા લાગ્યું. આ જોઈ કામદારો ઉશ્કેરાયા. આજ એક કામદાર 'નાલાયક' ઠરીને બેકાર બન્યો તો કાલે બીજાનો વારો; માટે મીલએજન્ટને ચમત્કાર બતાવવો જ જોઇએ: એવા નિશ્ચયપર કામદારો આવ્યા. બીજે દહાડે કોઇપણ કામદારે 'બે બાપના' બનવા પશ્ચિમ પ્રદેશમાંથી આવેલા એ લોહીચૂસ કારખાનામાં પગ ન મૂકયો. હડતાળ પાડી. મીલોની બારીઓના કાચ તૂટયા: કામદારોનું સરઘસ નીકળ્યું. એ સરઘસની આગેવાની સ્નેહવદનની સાળી મિસ લીલાએ લીધી હતી.

અમદાવાદમાં મજુર સંઘ અને સેવાસમિતિઓની સ્થાપના કર્યા પછી શિવાનન્દ સ્વામી રતનપુરમાં આવ્યા હતા. લીલાના જીવનમાં સેવાભાવનું અમૃત તેજ સ્વામીના ઉપદેશે સિંચાયું હતું. આજીવન નૈષ્ટિક બ્રહ્મચારિણી રહેવાનો એનો દઢ સંકલ્પ જાણ્યા પછી સ્વામીજીએ એ ઉન્નત જીવનમાં સેવાભાવ પ્રકટાવ્યો હતો. લીલા એકલી લીલા ન હતી, પણ મિસ

લીલા હતી અને પશ્ચિમની સંસ્કૃતિના વાએલા વાયરાવાળા વર્તમાન યુગે મિસિસ કરતાં મિસને ચાહનાર વર્ગ મોટો હોય છે. લીલાએ પણ સુધરેલ વિચારના તેના પિતાના સ્વતંત્ર વાતાવરણમાં ઉછરીને અંગ્રેજી શિક્ષણ લીધું હતું એટલે સ્ત્રીઓને સ્ત્રીઓનો જ સાથ જોઇએ અથવા તે પરપુરૂષ સાથે હરીફરી શકે નહિ, એ જાતની સંકૂચિત ભાવના એનામાં નહોતી. જાહેર જીવનમાં તેણે ઝંપલાવ્યા પછી કહેવાતા નેતાઓનો ગાહ તે મેળવી શકી હતી. જાહેર મંડળોમાં, સંસ્થાઓના સમારંભોમાં, દરેક જાહેર હિલચાલોમાં કે જાહેરહિતના હરકોઇ પ્રશ્નમાં લીલાનું નામ આગળને આગળ ન હોય તો ચળવળીઆઓને ચેન પડતું નહિ. મિસ લીલા જાહેર કાર્યોમાંથી પરવારતી જ નહિ. એને આંગણે આઠે પહોર સેવાપરાયણ સજ્જનોની ભરતી રહેતી.

મીલના હડતાલીઆઓ તોફાની ન બને તે માટે, તેમની વ્યાજબી લડતમાં મક્કમ રાખવા માટે, તેમજ હડતાલ દરમ્યાન તેમને મદદનું આશ્વાસન દેવા નદીની રેતમાં આજે જંગી જાહેરસભા મળી હતી. અને એના પ્રમુખ થવાનું માન મિસ લીલાને મળ્યું હતું. વક્તાઓએ ગરમાગરમ ભાષણો કરી હડતાલીઆઓનાં મનને મજબુત બનાવ્યાં. મિસ લીલાએ પ્રમુખસ્થાનેથી ટૂંકો ઉપસંહાર કર્યો. તેનાથી સૌને વધુ જોર મળ્યું.

તે ઉપરાંત હડતાલીઆઓ પાછા કામપર ન ચડે ત્યાં સુધી તેમના નિર્વાહ ખર્ચને પહોંચી વળવા વાસ્તે એક ફંડ તેજ સભામાં શરૂ કરવામાં આવ્યું. મિસ લીલાએ ફંડને આગળ ધપાવવા મોટી રકમ ભરી અને ત્યારપછી ત્યાંને ત્યાં સારી રકમો ફંડમાં ભરાઈ ગઈ. 'કામદાર હિતસાધક મંડળ'ની સ્થાપના થઈ ને તેની ઑફિસ મિસ લીલાને ત્યાં રાખવામાં આવી.

મીલ એજન્ટ એમ માનતો હતો કે હડતાલનું છમકલું એકાદ બે દિવસમાં શમી જશે. પણ એ ધારણા તેની ખોટી પડી. દશ દહાડા પસાર થઈ ગયા છતાં કામદારોમાંથી એક પણ મજુર ફૂટયો નહિ. મજુરોનું સંઘબળ મજબુત થએલું જોઇને મીલએજન્ટની ધીરજ

હવે ખૂટવા લાગી. સમાધાન કરવા તે ઇચ્છતો પણ તરત જ ‘ સત્તા ’ને ‘ પ્રેસ્ટિજ ’ રૂપ શયતાનો એને અટકાવતા. મામલો ભારે અમતે ચડયો અને મીલ એજન્ટના દુરાગ્રહે ‘ સત્તા ’ અને ‘પ્રેસ્ટિજ’ જાળવવા બીજા હલકા રસ્તાઓ લેવાની દુર્બુદ્ધિ સુઝાડી.

મીલએજન્ટે કોથળીનું મ્હોં છૂટું મૂકયું અને જેમને નાણાંની લાલચથી પીગળાવી શકાય તેમ નહોતું તેમને માટે લાગવગીઆ ઘોડા દોડાવ્યા.

‘ **મીલઓનર્સ એસોસિએશન** ’નો **મંત્રી એજન્ટનો** ખાસ મળતીઓ હતો. મીલએજન્ટે તેને મદદમાં લીધો. આ ‘આખલાખૂન’ મીલના શેરહોલ્ડરોની યાદીમાં **મિસ લીલા**નું નામ પણ હતું. તે તેણે એજન્ટને જણાવ્યું અને તેથી **મિસ લીલા**ને મજુરોની આગેવાની ન લેવા માટે એસોસિએશનનો મંત્રી તેને સમજાવવા ગયો.

આ મુલાકાત ખાનગી હતી. મંત્રીને આવેલો જોઈ **મિસ લીલાએ** તેને આવકાર આપ્યો. તેના આગમનનું કારણ **લીલા** સમજી ગઇ હતી છતાં મુલાકાતમાં બને ત્યાં સુધી માન અને મર્યાદા જળવાય તે રીતે વર્તવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

‘ **મિસ લીલા**, ’ **મંત્રીએ** શરૂઆત કરી. ‘ આ **મીલ**નાં તમે પણ એક શેરહોલ્ડર છો; તમે કામદારોને સાથ દઈ ઉશ્કેરવામાં ભાગ લેશો એવું અમે ધાર્યું નહોતું. ’

‘ જુઓ ભાઈ, નીતિથી થતા નફાની મીલમાં હું ભાગીદાર છું પણ મજુરોનાં ગળાં રહેંસીને મળતો નફો હું મેળવવા નથી ઇચ્છતી; તમે પોતે પણ જો વિચાર કરશો તો મારી આ વાતને ટેકો આપશો.’

‘ એ તો ઠીક પણ આવી રીતે મીલ બંધ રહે તેથી શેરોના ભાવ કેવા ગગડી જાય, તેનો વિચાર કરવા હું તમને વિનંતિ કરૂં છું ’

‘ આવી રીતે મીલને બંધ રાખવા માટે તેનો એજન્ટ જવાબદાર છે અને તેથી મારી માન્યતા મુજબ જો શેરહોલ્ડરો ધારે તો ન્યાયની અદાલતમાં જઇ તેની પાસેથી નુકસાની મેળવી શકે. ’ **લીલાએ** સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો.

'શહેરનું વાતાવરણુ બહુ ગરમ થઇ ગયું છે' મંત્રીએ બીજી દલીલ કરી. 'એમ ન માનતાં કે સૌ કોઈ હડતાલીઆઓના પક્ષમાં છે. જરા બીજી બાજુ પણ તમારે સાંભળવી જોઇએ.'

'ભાઇ, હું તો આમાં મૂડીવાદનો મૃત્યુઘંટ સાંભળી રહી છું!'

'મને લાગે છે કે કામદારોને ખરા સ્વરૂપમાં તમે ઓળખી શકયાં નથી અને એમને ઓળખ્યા સિવાય જ તમે તેમની મદદે દોડી રહ્યાં છો.'

'જ્યારે મને એમ લાગશે ત્યારે તમે કહેશો તેવું પ્રાયશ્ચિત કરવા હું તૈયાર થઇશ: હું જોઈ રહી છું કે મીલએજન્ટના ફાંટાથી જ એવું વાતાવરણુ પેદા થયું છે અને એવાજ કારણોએ આજે મજુરોની અપૂર્વ જીવનશક્તિનો નાશ થઇ રહ્યો છે.'

'લીલા બ્હેન મજુરો જંગલી છે: વાનર જેવા છે: વાનરને નિસરણી આપીને શહેરમાં ખૂનામરકીભર્યો સૂરજ ઉગાડવાનું જોખમ તમે ન વ્હોરો તો સારૂં.' મંત્રીએ છેલ્લા શબ્દોપર ભાર મૂક્યો.

'કામદારો વાનર જેવા? કામદારો વાનર જેવા હોય તો તેમના શેઠ રામ જેવા છે એમ તમે કહો છો?' લીલા હસી પડી. એનું હાસ્ય મંત્રીને ભયંકર લાગ્યું.

'લીલા બ્હેન! તમને કોઇએ ખોટું ભૂત ભરાવ્યું લાગે છે; ખીલતા મીલઉદ્યોગને કચડી ન નાખવા માટે, કૃષ્ણ ભગવાનના સોગન ખાઈને કહું છું કે કામદારોને કનડવાનો શેઠનો હેતુ હતો નહિ ને છે પણ નહિ; આ તો રજમાંથી ગજ વેતરાઇ ગયું છે.' મંત્રીએ હેતુ સમજાવ્યો.

'ભાઇ, સોગન ખાઇને હેતુ સમજાવવો પડે એ અવિશ્વાસ ઉત્પન્ન કરવાની નિશાની છે. મૂડીદારોનાં મંદિરોમાં કૃષ્ણને સ્થાને અત્યારે કલદારની ભક્તિ થઈ રહી છે. ત્યાં સોગનનો અર્થ શો?'

'આ એક ભયંકર આક્ષેપ છે. લીલા બ્હેન, શું મૂડીદારોને તમે સાવ હૃદયહીણા સમજો છો? તમે 'અફલાતૂન' મીલની જ વાત કરો છો કે સામાન્ય રીતે બધી મિલોની? જે કામદારને નોકરીપરથી

છૂટો કરવામાં આવ્યો છે તેનું એક માસનું દવાખાનાનું બીલ કોણે ભર્યું છે તે તમે જાણો છો ?'

'કેમ ન જાણું? એ બીલ મીલની તિજોરીમાંથી મળ્યું છે; પણ તેથી મીલના એજન્ટ સાહેબને મગરૂર થવાનું કંઇ નથી.'

'એમાં મગરૂરીનો સવાલ નથી; મીલમાલિકોને મન મજુરોનો કંઇ વિચાર જ નથી એવા તમારા ગર્ભિત આક્ષેપના જવાબમાં જ મેં આ દાખલો કહ્યો.'

'તે ઠીક છે, પણ મંત્રીજી, મૂડીદારો પોતાના મનના સાચા માલિક જ ન હોય, ત્યાં એવા દાખલાઓને શું ઘોઈ પીવાના?' લીલાની આંખોમાં રતાશમાં આવી.

'મીલમાલિકો માટે તમારો આટલે દરજ્જે એકપક્ષી મત કેમ બંધાઇ ગયો? તે હું સમજી શકતો નથી.' મંત્રી બોલ્યો.

'મુડીદારો સત્તાના ગુલામો છે, એમ હું માનું છું.' લીલાએ હવે સાફ સાફ કહી દીધું. 'એમની સામે મારે અંગત શું વેર હતું? મેં તો જોયું ને જાણ્યું તે તમને કહું છું. 'મીલમાલિકો ફાંકો ધરાવે છે કે અમે કામદારોને સગવડો આપીએ છીએ ને જીવાડી દઇએ છીએ. કામદારોને જોઈએ છે સંપૂર્ણ આરોગ્ય જળવાય તેવી ચાલીઓ: તેમનાં સંતાનો માટે શાળાઓ: તેમનાં માંદાં કુટુમ્બો માટે દવાખાનાં અને માલિકોને જોઇએ છે ગગનચુમ્બિત મહેલાતો: છેલ્લામાં છેલ્લી બનાવટની મોટરો: પેરિસની 'ફેશનો' ને દરબારી વૈભવ વિલાસ અને તે કંગાલ બાપડા કામદારોના જીવનને મીલોના રાક્ષસી સંચાઓના ચક્કર તળે ચગદીને–પીસીને–રહેંસી નાખીને! અને છતાંય તમે એક મીલમાલિકના પ્રતિનિધિ થઇને મારી પાસે એમના વિચાર દર્શાવવા આવ્યા છો! હું તમને પૂછું છું કે મૂડીવાદીઓએ પોતાની જાત સિવાય કદી બીજાંના હિતનો વિચાર કર્યો છે?'

'વિચાર ન કરતા હોત તો તમારી પાસે શું કામ આવત?'

'હું તો એમ માનું છું કે તમે કામદારોના હિતનો વિચાર કરવા માટે નહિ, પણ એજન્ટ સાહેબની વકીલાત કરવા આવ્યા છો. મારી સમજફેર થતી હશે તો હું સુધારીશ. કહો ત્યારે, તમે સમાધાનનો કયો રસ્તો સુચવો છો ? બેકાર બનેલા પેલા કામદાર વિષે તમે શું કહો છો ? કુટુમ્બના નિર્વાહ પૂરતી રોજી ન મળે તેથી તેણે 'ઓવરટાઇમ' ભર્યો; સવારના ૭ વાગ્યાથી તે સાંજના ૭ સુધી યંત્ર સાથે જડ બની ગએલા એ કામદારને મોડી રાતે જરા ઝોકું આવ્યું અને તે એક હાથવિનાનો થયો. આ જ તેનો ગુન્હો ને ?'

'તમે મેળવેલી હકીકત બરાબર નથી; એની જ સાથે કામ કરતા એક કામદારની જુબાની હું લેતો આવ્યો છું. લ્યો વાંચો.' કહી મંત્રીએ બીજા મજુરનું સ્ટેટમેન્ટ કાઢયું.

'મને ખબર મળી છે કે ઘરનાં પાંચ માણસોને નિભાવવા માટે તમારો સાક્ષી મીલની નોકરી છોડી શકે તેમ નહોતો; તેથી કોરે પાને તેણે મતું મારી આપ્યું હતું:' આ સાંભળીને મંત્રીએ કૃત્રિમ અજાયબી બતાવવાનો ડોળ કર્યો.

'આ સાક્ષીની જુબાની તમે વિશ્વાસપાત્ર ન માનતાં હો તો મારે તમને કંઇ વધુ કહેવાનું નથી.'

તમે સાચી માનો છો એ જ મને નવાઈ લાગે છે. ભલા માણસ જીવને જોખમે બેદરકાર બનતું હોય એવું માણસ તો શું પણ કોઈ મૂંગું પ્રાણીએ નહિ હોય !'

'તે હશે: ઘણીવાર કલ્પી પણ ન શકાય એવું સાચે સાચ નથી બનતું ? તમે તો માત્ર કામદારની આંખોથી જ વિચાર કરી રહ્યાં છો.' મંત્રીએ મોહાસ્ત્ર ફેંકયું.

'હા, કારણ કે અજ્ઞાન બાપડા કામદારો, શેઠીઆઓના સુધરેલા પાખંડોથી, દલીલો ને પુરાવાના પ્રપંચોથી પૂરા અજ્ઞાન હોય છે.' લીલાએ સચોટ ઉત્તર વાળ્યો.

'એટલે મૂડીદારો જો કામદારોને ખાતર તેમના જેવા ભિખારી બની જાય તો એ તમને સારો લાગે એમને ?' મંત્રીએ આવેશથી પૂછયું.

'એ 'ભિખારી ' ને ' તાલેવાન 'પણાનો ભેદ જ આજે દેશને પાયમાલ કરી રહ્યો છે; મંત્રીજી, મૂડીદારોને ભિખારી બનવાનું હું કહેતી નથી ને ઇચ્છતીય નથી. તેઓ કેવળ કૃપણ અને સ્વાર્થપટુ ન થાય એટલુંજ ઇચ્છું છું. સામી વ્યક્તિને ભિખારી બનાવીને પોતે પૈસાદાર થવું એ સમાજવાદનો સાચો સિદ્ધાન્ત જ ન હોઇ શકે. ભોળા બાપડા કામદારો ! તેઓ ખેડૂતો મટીને મજુરો થયા. ગામડાં તૂટીને નગરો વસ્યાં: પછી કારખાનાની લોહીચૂસ દિવાલો વચ્ચે વિનાશકારી વૈતરાંનો યુગ બેઠો અને એ બધી મ્હોંકાણના શ્રીગણેશ મંડાયા. અઢારમા સૈકાની આખરે પશ્ચિમ પ્રદેશના જડવાદમાંથી ઉત્પન્ન થએલાં યંત્રોએ મૂડીદારોના કાનમાં કોણ જાણે કેવાય મંત્રો ફૂંકયાં કે તેઓ મજુરોના સાટામાં જીવન જેવાં જીવનની અપૂર્વ શક્તિની કિંમત કોડીની આંકતા થઈ ગયા. મંત્રીજી ! મૂડીદારોને ભિખારી બનવાનું હું નથી કહેતી, પણ તેઓ એટલું જ વિચારે કે તેમના કામદારો પણ જીવતા જીવો છે. તેઓના જીવનની જરૂરીઆતો પણ થોડી નથી. તેમને દમડી સાટેના મજુર ગણવાને બદલે પોતપોતાના ઉદ્યોગના ઓછામાં ઓછા ભાગીદારો ગણે એવા શ્રીમંતોનાં હું પગલાં પૂજું: એવા મૂડીદાર ઈશ્વરનો આશીર્વાદ મેળવે: એવા માલએજન્ટો આજથી ઉત્પન્ન થાય તો સમાજમાંથી ચોર, લૂંટારા ને નિરાધારોની સંખ્યા આવતી કાલથી જ ઓછી થઇ જાય. એમને અપનાવી લેવાય તો બેકારી અને ગુન્હાનું પ્રમાણ પણ ઘટી જાય: તમે હવે સમજી શકયા હશો કે હડતાલની લડત પેલા એક જ કામદાર માટેની નહિ, પણ હવે તો તમામ કામદારોની બની ગઈ છે. મેં કહી એ ભાવનાને તમે સમજો તો સમાધાનનો રસ્તો સરળ થતાં વાર નહિ લાગે; સિવાય તો સર્વ વ્યર્થ કાળક્ષેપ કરવા જેવું છે.'

'એ તો જે બને તે ખરૂં; હઠે ભરાયલા કામદારો થાકશે એટલે એની મેળે ઠેકાણે આવશે. તમે આગેવાનો એમનું કયાં સુધી પૂરૂં કરશો તે જોઇએ છીએ.' મંત્રીએ દાબ દીધો.

'એમનો નિર્વાહ ચલાવનાર નથી તમે કે નથી અમે. એવો ફાંકો રાખવો એ મિથ્યાભિમાન ગણાય. પૂરૂં તો સૌનું પરમાત્મા કરી રહ્યો છે. જન્મ પણ નહોતો થયો, તે પહેલાં જીવનની જરૂરીઆતો તે જ પુરી પાડે છે ને?'

'**લીલા** બ્હેન, કામદારો ખાતર તમે જાણી જોઇને ઉપાધિમાં પડો છો. ફરી એકવાર કહું છું કે એમની પાછળ તમારાં જેવાંએ હેરાન ન થવું જોઇએ. કહેતાં હો તો એજન્ટની મુલાકાત કરાવું અને તે વચલો રસ્તો કાઢે તે રીતે કામદારોને સમજાવીને એજન્ટની કાયમની મીઠી નજર મેળવી લ્યો. તમારે ત્યાં કામદારોનું મંડળ જરા ય નથી શોભતું.' મંત્રીએ છેલ્લો પાસો ફેંક્યો.

'શોભાનો વિચાર મારે કરવો છે.તમે તમારી હવેલીઓને જડપદાર્થનું સંગ્રહસ્થાન બનાવવામાં ગૌરવ માનજો: મારૂં ઝુંપડું દીન દુઃખીઆનું વિશ્રામસ્થાન બને તે જ મને સારૂં લાગે છે. 'મીઠી નજર (?)' જેવાં પ્રલોભનોથી વટલાઇ જનારી હું નથી. મારો આ અભિપ્રાય તમારા એજન્ટ સાહેબને જરૂર કહેજો કે **લીલા** પોતાની આસપાસ જે હજારો કામદારોની આંતરડી કકળી રહેલી જુએ છે, તેમના સુખ માટે પોતાનો પામર દેહ શૂળીએ ચડે તોય સ્વર્ગ મળ્યું માનશે. મને લાગે છે કે તમે સમાધાનની વાત કરવા નથી આવ્યા; પણ એકતરફી વિષ્ટિ દ્વારા કામદારોની વિશ્વાસઘાતિની મને બનાવવા આવ્યા છો. અમે અમારૂં ફોડી લઇશું. મહેરબાની કરી હવે તમે વધારે તકલીફ ન લ્યો તો સારૂં.' **લીલા**એ હવે મુલાકાતને ટૂંકાવી.

'દિલગીર છું કે આપણી વચ્ચેનો મતભેદ મટી શક્યો નહિ.'

'સમય મતભેદને મિટાવશે.'

'પાન–સોપારી'થી **લીલા**ને ફોડવા આવેલો **મીલ** ઓનર્સ એસોસિએશનનો મંત્રી નાસીપાસ થઇ ત્યાંથી પાછો ફર્યો.

## ૨૯

## સત્તાનો મદ :

મીલ ઓનર્સ એસોસિએશનનો મંત્રી લીલા બ્હેનની મુલાકાત લઇને ગયા પછી તેમની સાથેની વાતચિતથી લીલા બ્હેનને જણાયું કે: સમાધાનીને બ્હાને આવેલા મંત્રીએ સમાધાનીની તો એક પણ શરત સંભળાવી નહોતી અને સમાધાનીનું તો માત્ર એક બ્હાનું હતું. એ તો મીલ એજન્ટ સુખલાલ શેઠ તરફથી વકીલાત કરવાને આવ્યો હતો.

મંત્રી સીધો લીલા બ્હેનને ત્યાંથી નીકળી મીલએજન્ટ સુખલાલ શેઠને જઇ મળ્યો. સુખલાલ શેઠ કાગને ડોળે મંત્રીના આવવાની રાહ જોઈ રહ્યા હતા. તેને આવતાં જ તેણે પૂછ્યું:

'શું કરી આવ્યા ? લીલા કાંઇ પીગળી ?'

'ના, પત્થર પીગળે તો જ લીલા પીગળે; અત્યારે તો એમ જણાય છે:' કહી મંત્રીએ ખુરશીપર બેઠક લીધી.

'મને લાગે છે કે એની મનોદશા ખરાબ થઇ ગઇ છે. એના ચસ્કેલ ભેજાંને ઠેકાણે આણવા માટે મેં એક નવી યુક્તિ શોધી કાઢી છે.'

સુખલાલ તેમની ધોળી મુચ્છોને વળ દેતો બોલ્યો. મંત્રી તરફથી તેનો કશો પ્રત્યુત્તર ન મળ્યો. ત્યારે ફરી શેઠે પૂછ્યું.

'તમે કેમ બોલતા નથી?'

'શેઠ, લીલા બ્હેનની કેટલીક વાતો ફેંકી દેવા જેવી મને નથી લાગતી. શરતો નરમ હોય તો કામદારો કામપર ચડે તેમ છે.'.

આ સાંભળી સુખલાલનો મિજાજ ગયો. 'તમે કહેવા શું માગો છો? તમને આટલા માટે મેં લીલા પાસે મોકલ્યા હતા? શરત! સમાધાન! અને તે કોની સાથે? કામદારો સાથે? એ મગતરાં અમારી સામે કેટલી ઘડી ટકવાનાં હતાં? દારૂગોળાને એક જ ધડાકે એ જંગલી પ્રાણીઓને પોલિસ ઠેકાણે આણી દેશે.'

શેઠનાં આવાં અભિમાની વચનો સાંભળીને મંત્રી ઠંડોગાર થઇ ગયો. પણ તે કરતાં ય વિશેષ અજાયબી તો બહારના ખંડમાં બેઠેલા સ્નેહવદનને ઉપજી હતી. કામદારોના ચકડોળે ચડેલા મામલા સંબંધી તે સુખલાલ શેઠનો 'ઇન્ટરવ્યુ' લેવા રતનપુરથી આવ્યો હતો; પણ અંદરના ખંડમાં મંત્રી સાથે ખાનગી મસલતો ચાલતી હોવાથી એને સિપાએ અંદર જતાં અટકાવ્યો હતો. તેથી તે ઑફિસ બહાર બાંકડાપર બેઠો હતો. પણ એના સરવા કાન અંદરના ખંડમાં ચાલતી બધી વાતચિત સાંભળતા હતા. સુખલાલ શેઠનાં છેલ્લાં વચનો સાંભળીને સ્નેહવદનને વિચાર આવ્યો કે સુખલાલ શેઠનું હૃદય પત્થર કરતાં પણ વધારે કઠણ છે.

સુખલાલ શેઠ ગભશ્રીમંત નહોતા. એ મેટ્રિકથી આગળ ભણ્યા નહોતા; છતાં પૂર્વસંચિત કોઇ રહ્યા સહ્યા પુણ્યપ્રભાવે એમને યારી આપી અને 'ઑડિટર'ની જગાએથી તેઓ રૂના-દલાલ તરીકે નામાંકિત થયા. રૂની દલાલીમાં તેમણે 'વૈદ્ય ગાંધીનો મજિયારો' હિસ્સો મેળવવા માંડયો હતો. આજે તેઓ સ્વતંત્ર મીલએજન્ટ તરીકે મશહુર બન્યા. લોકો તેમને ધર્મપરાયણ માનતા. એમના દિલમાં દયાનો છાંટો સરખો નહોતો છતાં તેનું નિરીક્ષણ કરવાની કોઈને દરકાર ન હતી. તેમના ધર્મમાં દયાને સ્થાન છે કે

નહિ, તે એકલો ' બ્રહ્મ સંબંધ 'ની દીક્ષા દેનાર તેમનો ગુરૂ જ જાણતો હતો; છતાં મીલના નફાપર જે અમુક આનીનો ધર્માદા હિસ્સો એમણે કાઢેલો તે જ ધર્માદા ખાતામાંથી કોઈ કોઇ ફંડમાં રકમો ભરી વાહ-વાહ કહેવરાવતો. તે ઉપરાંત ત્રણેક મોટાં ધર્માદા ખાતાંનો વહિવટ પણ એઓ શ્રીમાન કરતા હતા. જેથી કરીને નાણાંનું ઝરણું તેમને ત્યાંથી કદી સુકાતું નાહ.

એવા ધર્માવતારી (!) સુખલાલ શેઠે મંત્રી સમક્ષ એક મઢીદારને છાજતી સત્તાનો પ્રભાવ બતાવવા માંડયો. તેમણે ચોખ્ખું સંભળાવી દીધું કે:–' કામદારોની ખાતર અમે ભિખારી થનાર નથી. તે લોકો તોફાનને વંટોળે ચડશે તો તેમની સામે અમારા રક્ષણ માટે હથિયારબંધ પોલિસ તૈયાર રહેશે. પૈસો બધુંય કામ કરી શકશે. અમારી પાસે પૈસો ને સત્તા બન્ને છે. પછી અમારે કોના બાપની સાડાબાર છે ? '

' મિસ લીલા સાથેની વાટાઘાટપરથી લાગે છે કે એ લોકો સત્તા સામે ઝૂઝવા સારૂ નવું સંઘબળ જમાવશે. તેઓ સિદ્ધાન્તની ખાતર સ્વાર્પણ કરી છૂટશે. આપની એક મીલનો ચેપી રોગ બીજી મીલોને લાગશે અને અંતે અમદાવાદ શહેરની બધી મીલોના કામદારો હડ-તાળ પાડશે. કદાચ તેનું પરિણામ ભયંકર આવશે. એ બધાંનું ઉત્પત્તિ કારણ આપ ઠરશો. શેઠ, બધી બાજુનો ગંભીરપણે વિચાર કરીને પગલું ભરાય તો સારૂં. ' મંત્રીએ પોતાનો અભિપ્રાય જણાવી દીધો.

' હવે ઠીક છે એ તો. જુઓ મિસ્ટર, તમને યુનિવર્સિટીએ ગ્રેજ્યુએટ બનાવ્યા છેઃ મારા કરતાં ભણ્યા છો ઘણું પણ ગણ્યા નથી. તમે જે ભાવિ ભય સંભળાવ્યા તે તમામને નિર્મૂળ કરવા સારૂ મૂળને જ ઉખેડી નાંખ્યું હોય તો ડાળી–ડાંખળાં રૂપ કામદારો બિચારા શું કરવાના છે ? કામદારોની સરદારી લેનાર લીલા જ હતી ન હતી થઇ જાય તો પછી ચિન્તા શું રહેશે ? '

શેઠના આ શબ્દો સાંભળીને બહાર બેઠેલો સ્નેહવદન ભડકયો. મંત્રીને પણ એ પગલું અતિ ભયંકર લાગ્યું. તેણે શેઠનાં આ કારસ્તાન તરફ નાપસંદગી દેખાડતાં કહ્યું.

'મને તમારી એ યોજના તમારા નામને નામોશી લગાડનારી લાગે છે. શેઠજી, લીલા રીતસરનું સમાધાન કરવા તૈયાર છે એમ મને લાગ્યું છે. મારૂં માનતા હો તો એ સોનેરી તક અપનાવી લ્યો. આ સમય જવા દેશો તો પસ્તાવાનો વખત આવશે.'

'સમજ્યો:' સુખલાલ શેઠે ક્રોધભરી દૃષ્ટિ ફેંકતાં કહ્યું: 'તમે મારા નહિ પણ મિસ લીલાના પક્ષકાર તરીકે વાત કરી રહ્યા છો. તમે બેવફા નીવડશો એવો ખ્યાલ હત તો......'

'બેવફા?' મંત્રીએ ખુરસીપરથી એકદમ ઉભા થઇ જઇ કહ્યું: 'મિસ લીલા સાથેની વાતચિત વખતે શબ્દે શબ્દે શેઠનું જ હિત ઇચ્છનારને તમે 'બેવફા'નો બિલ્લો આપો છો? સલામ્ સાહેબ, ભગવાન આપને જેવી બુદ્ધિ સુઝાડે તે પ્રમાણે વર્તવા આપ મુખત્યાર છો. રજા લઉં છું.' કહીને મંત્રી ઓફિસ છોડી ગયો. તેની પછવાડે સુખલાલ શેઠ પણ બહાર નીકળ્યા. તેને જોઇ સ્નેહવદન બાંકપરથી ઉઠ્યો. શેઠને સલામ કરી.

'કોણ છો? ક્યાંથી આવો છો? શું કામ છે?' શેઠના દિલમાં પ્રવેશેલા ક્રોધરૂપ ચંડાળે એક સામટા ત્રણ પ્રશ્નો પૂછ્યા. સ્નેહવદને 'કર્મયુગ' પત્રના પ્રતિનિધિ તરીકેનું કાર્ડ બતાવ્યું અને સવિનય કહ્યું:

'કામદારોની હડતાલનું ખરૂં કારણ જાણવા 'કર્મયુગ' પત્રની ઓફિસમાંથી તમારો 'ઇન્ટરવ્યુ' લેવા મને મોકલાવ્યો છે.'

'ઇન્ટરવ્યુ'માં મારે ખાસ કંઇ જ કહેવાનું નથી. ચળવળીઆ નેતાઓની ચડામણીથી જ કામદારોએ માણસાઈ ખોઈ જંગલીપણું બતાવવા માંડ્યું છે.'

'બીજું કંઇ.'

'અત્યારે બીજાં મહત્વનાં કામોમાં હું રોકાયલો છું.' કહીને ટેલિફોનની ઘંટડી તરફ તેમનું ધ્યાન રોકાયું. સ્નેહવદનને પેલા મંત્રીને મળવાની લગની લાગી હતી. એટલે અહીં વધુ સમય ન રોકાતાં તે મંત્રીની પાછળ ગયો

30

## મંત્રીની મુલાકાત:

મીલએજન્ટ સુખલાલ શેઠને ત્યાંથી પાછા ફરીને સ્નેહવદને મીલઑનર્સ એસોસિએશનના મંત્રીની પૂંઠ પકડી અને થોડાંક ડગલાં આગળ ચાલતાં રસ્તામાં બન્ને સાથે થઈ ગયા.

સ્નેહવદન મંત્રીને મળ્યો અને કહ્યું:

'મારે જરા આપની સાથે વાત કરવાની છે. આપનો ઝાઝો વખત નહિ લઉં.'

'ઘણી ખુશીથી કહો. શું કહેવું છે?'

'હું આપની પાસેથી મીલહડતાલ વિષે સાચી સ્થિતિ જાણવા માગું છું.'

'એ તો જેને જે સમજાય તે ખરૂં: તમને શું લાગે છે?' મંત્રી અભિપ્રાય આપતાં સંકોચાયો.

'હું બહારગામનો માણસ છું. કામદારોની હડતાળના પૂરા અભ્યાસ વગર એકદમ મારાથી મત ન બાંધી શકાય; અને આપ તો એમાં જ રચ્યાપચ્યા રહેલા છો.'

'આપે કેમ જાણ્યું કે હું એમાં જ......'

'કેમ આપ તો સુખલાલ શેઠને ત્યાંથી આવો છો ને?'

શેઠનું નામ સાંભળતાં જ મંત્રીના દિલમાં એ શેઠે સંભળાવેલા શબ્દો કાંટાની પેઠે ખટકવા લાગ્યા. તે બોલ્યો:

'હા: જો ખરૂં પૂછાવો તો કામદારોની વતી મિસ લીલાની માગણી મને તો ન્યાયપુર:સરની લાગે છે.'

'ત્યારે એ વાજબી લડતનું પરિણામ પણ........'

'એ વિષે કાંઇ કહેવાય નહિ.'

'કેમ વારૂ? ઇશ્વરનું લક્ષ હમેશાં ન્યાયપક્ષભણી જ હોય ને?'

'તે ખરૂં. પણ ન્યાયની જીત થતા પહેલાં ઘણી વિકટ કસોટીઓમાંથી પસાર થવું પડશે. કામદારોને ખાતર કદાચ મિસ લીલાનો કાંટોજ નિર્મૂળ થવાની મને બીક છે.'

'શેઠીઆઓ કોઈ એવું કારસ્તાન રચી રહ્યા છે કે શું?'

'મૂડીવાળાઓ નહિ કરે એટલું ઓછું.'

'મિસ લીલાને તો આ વાતની કદાચ ખબર પણ નહિ હોય!' સ્નેહવદને કહ્યું.

'એમ જ લાગે છે. લીલા પણ બહુ વિચિત્ર પ્રકૃતિની છે. ખાસ કરીને એના પિતા ગુજરી ગયા પછીથી...... હમણાં હમણાં તો તે સાવ નિરંકુશ બની ગઇ લાગે છે.'

'લીલાના પિતા ગુજરી ગયા? ક્યારે?' સ્નેહવદનને આ સાંભળી આશ્ચર્ય થયું.

'પણ તમે તેથી આટલા બધા અજબ કેમ થાઓ છો? લીલા તમારી શી થાય? તમેય એના હાથના ઉમેદવાર હો ને તેના પિતાના અવસાનથી તે ઉમેદવારીપર પાણી ફરી વળ્યું હોય એમ તો બન્યું નથી ને?' કહેતાં મંત્રીનું મુખડું મલકી રહ્યું. સ્નેહવદન ગમગીન જણાયો. એનું મગજ ચક્કર ચક્કર ભમવા લાગ્યું, તેની આ સ્થિતિની મંત્રીને કંઇ સમજણ ન પડી.

'પણ લીલાને જીતવા કંઇ ખાવાના ખેલ નથી. મિસ્ટર,

આજકાલ એ ગુલાબની કળીની આસપાસ કેટકેટલા ‘ લોકસેવકો ’ ભમતા ફરે છે ! આ સેવકને પણ એના મુલાયમ હાથના નમ્ર ઉમેદવાર થવાની ઇચ્છા છે. ખાસ કરીને ‘ આખલાખૂન મીલ ’ના શેઠે જ્યારથી મારાજેવા એક નિર્દોષપર બેવફાનો આરોપ મૂક્યો ત્યારથી મિસ લીલાના આ સ્તુત્ય કાર્યમાં સાથ દેવા મેં નિશ્ચય કર્યો છે: ’ મંત્રીની આંખો મસ્તી ભરી બની.

‘ સમજ્યો સાહેબ, આપનું નામ મને કહેશો ? ’ સ્નેહવદને કહ્યું.

‘ નામ જાણીને તમે શું કરશો ? તમે તમારી તો ઓળખાણ આપો ?’

મંત્રીનો ચ્હેરો ગંભીર થયો:

‘ રતનપુરના ‘ કર્મયુગ ’ પત્રનો હું પ્રતિનિધિ છું: મીલકામદારોના હડતાલના મામલા વિષેની તપાસ કરવા અહીં આવ્યો છું—’

‘ તમે મને પ્રથમથી એ હકીકત કેમ ન જણાવી ? ’

‘ આપને એથી અવિવેક થયો હોય તો દિલગીર છું. આપનું નામ કહેશો ? ’

‘ હવે મૂકોની પંચાત ! નામને શું કોડવું છે ? જુઓ મિસ્ટર, એક વાત કહી દઉં કે તમારી સાથે જે કાંઇ વાતચિત થઇ તે ખાનગી ને અંગત સમજવી. છાપામાં તેને છાપવાની નથી. ’

‘ મીલઓનર્સ એસોસિએશનના એક મંત્રીનો કામદારોની હડતાલ વિષે અંગત મત શો છે: એ જાહેરને જણાવવામાં કાંઈ વાંધો હોય તેમ મને નથી લાગતું. ’

‘ એ વાંધા તમે ન સમજો. ’

સ્નેહવદન મંત્રીનું નામ મેળવી શક્યો નહિ. મંત્રી લટક સલામ કરી ત્યાંથી છૂટો પડ્યો. સ્નેહવદન એના ચેનચાળાથી ચકિત થતો, લીલાના ભાવિથી ભડકતો સીધો આજની મળનારી સભામાં પહોંચ્યો. તે વખતે નદીની રેતનું વિશાળ મેદાન અસંતોષની આગવડે ઉકળી ઉઠેલા કામદારોના પૂરથી છલકાઈ રહ્યું હતું અને લીલાના ભાષણનાં અંતિમ વાક્યોની હાકલ સર્વત્ર ગાજી રહી હતી. સ્નેહવદને જોયું કે

લીલા—એની સાળી—અગાઉની લીલા હવે રહી ન હતી. એની આંખમાં પ્રેમની ખુમારીને બદલે કર્તવ્યધર્મની કોઇ અજબ ધગશ લાગેલી દેખાતી હતી. એ મોહક મૂર્તિની ટીકી ટીકીને ઝાંખી કરવા સારૂ અનેક પુરુષોની આંખો એની તરફ ખેંચાઈ રહી હતી. લીલાના વ્યાખ્યાનના છેલ્લા ઉદ્દગારો આ હતા:

'યાદ રાખજો, કામદારો ! તમારા પરસેવાથી મૂડીદારો માલદાર બની બેઠા છે અને એ જ પૈસાનો ઉપયોગ, હવે તેઓ તમારી સામે લડત લડવા, તમને દબાવી નાખવા ખાતર કરે છે. સમાધાનીની આશા ભાંગી પડી છે; માટે ઠેઠ સુધી મક્કમ રહીને તેમની સામે તમારે ટકી રહેવાનું છે. જો પીગળ્યા તો પડયા સમજજો. હડતાલ પાડીને તમે ગંભીર જવાબદારી વહોરી છે; પણ ન્યાય તમારી બાજુએ છે. જવાબદારીને જીરવીને જીત મેળવશો તો કાયમનું હિત સાધી શકશો. હારશો તો હંમેશ માટે હારેલા રહેશો. સંયમ, શાંતિ ને સહનશીલતાથી આ કટોકટીના સમયને તમારે સંભાળી લેવાનો છે. આટલું કરશો તો તમારી સાથમાં રહેનાર—અમોને સોળેસોળ આના વિશ્વાસ છે કે મૂડીદારોને નમતું આપ્યા સિવાય છૂટકો નથી જ થવાનો.'

ત્યારપછી વન્દેમાતરમના પોકારો સાથે એ જંગી સભા બરખાસ્ત થઇ. સભાની મેદનીમાંથી નીકળી લીલા પોતાની મોટરમાં બેસવા જતી હતી, ત્યાં સ્નેહવદન સામે આવીને ઉભો રહ્યો. તેને અણચિંતવ્યો આવેલ જોઇ લીલાને આશ્ચર્ય થયું.

'આ પંખેરૂં અહીં ક્યાંથી ?' કહી લીલા હસી: 'ચાલો, બેસી જાઓ મોટરમાં.'

સ્નેહવદન મોટરમાં બેઠો અને લીલા સાથે તેને ઘેર ગયો.

## ૩૧

# ભરમાયલું દીલ!

લીલા સ્નેહવદનને સભામાંથી પોતાને ત્યાં લાવી હતી. શાંતિથી બેઠા પછી થોડીવારે લીલા જૂના પ્રસંગોને યાદ કરાવવા લાગી.

'સ્નેહવદન! એક ઘોર અન્ધારી રાતે, તમારી પથારી આગળ હું આવી હતી તે પ્રસંગ યાદ છે?'

'જીવનભરમાં એ કેમ ભૂલી જવાય?'

'આપણે બન્નેએ આજીવન બ્રહ્મચારી રહેવાનાં વ્રત લીધેલાં.

'ખરૂં.'

'મારા વ્હાલા બાપુની લાડકવાઇ દીકરી તે હું લીલા. મારે કાજે છેલ્લા શ્વાસ સુધી એમણે હ્રદયને વલોવી નાંખે એવો વલોપાત કર્યો હતો! એ હું સંભારૂં છું ને મારૂં કાળજું કંપી ઉઠે છે. બાપુ મને પરણેલી જોવા તલસતા. આ ચિંતામાં કોઇ વાર એમનો જીવ મુંઝાતો. આખરે એ મને છોડી ગયા. બાપુની તીવ્ર ઇચ્છાને ય તમારા એક વચનની ખાતર મેં ઠોકરે મારી. હું કુંવારી રહી......' લીલાએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો: તે થોડી વાર મૌન રહી. તેણે આડી નજરે સ્નેહવદન સામે જોયું. સ્નેહવદન નીચું જોઇ સાંભળી રહ્યો હતો. લીલાએ દીલનો વધુ ઉભરો કાઢયો.

'મારી મોટી બ્હેન ગુજરી ગયા પછી, લોકોએ વાત ઉડા-ડેલી કે લીલાનું લગ્ન સ્નેહવદન સાથે થશે. હું ફરવા જતી, અના-યાસે તમને કોઈ કોઇ વાર જોતી ને મારૂં દિલ ધડકી ઉઠતું. એમ થઈ જતું કે હું મ્હોટી બ્હેનની જગા ક્યારે સાચવીશ ને શોભાવતી થઇશ! ત્યારે નસીબ આડું પાંદડું પડેલું, તેથી વિધિના વિધાનની ખબર ન પડી. તમે મામીને જોવા આવ્યા. આપણે એકલાં મળ્યાં. મળ્યાં ને જીવન કેમ જીવવું એનાં નિરાકરણ પણ થઇ ગયાં. પછી તમે રતનપુર ગયા.'

લીલાએ ચોરદષ્ટિએ સ્નેહવદન સામું જોયું. સ્નેહવદન અવાક્ ને અસ્વસ્થ જણાયો. લીલાએ બોલવું ચાલુ રાખ્યું:

'એક દહાડો તો સંભારવી'તી–કાગળ લખીને એકાદવાર તો ખબર કઢાવવી હતી કે લીલા જીવતી છે કે મરી ગઇ છે! ખોટું ન લાગે? સ્નેહવદન, તમે જ કહોઃ મારા બાપુના અવસાન માટે આશ્વાસનપત્ર લખવા જેટલો વ્યવહાર—એટલું ય સગપણ તમે......'

'લીલા, લીલા!' સ્નેહવદનથી હવે ન રહેવાયું. 'કાગળ ન લખાયો એ મારો વાંક; પણ તેનો આટલો બધો ઉંધો અર્થ! હું રતનપુરમાં રહું તે પણ ગુન્હો? માણસને અનુકૂળ સ્થળે જઈ રહેવા જેટલો વ્યક્તિગત હક્ક પણ મને નહિ? તું એમ માને છે કે તારા પ્રત્યે હું તદન લાગણીશૂન્ય બની બેઠો છું?'

'એ તો તમારૂં વર્તન કહે છે.' લીલાનો અવાજ ઉગ્ર થયોઃ 'અમદાવાદ આવો અને લીલાને ત્યાં ઉતરો પણ નહિ! કેટલી બધી લાગણી!'

અરેરે, લીલા! લોકનું કથન સાવ સાચું છે કે જેનાપર શંકાની દષ્ટિથી જોવાયું તેને દૂષિત કારણો જ જડે. સુરબાલાને ત્યાં ઉતરવાનું કારણ તો એટલું જ કે હડતાલીઆઓ સંબંધી ખરી સ્થિતિ સમજવાને હું અહીં આવ્યો છું. તું રહી કામદારપક્ષની, તારે

ત્યાં જ સીધો ઉતરૂં તો શેઠીઆઓ શો અર્થ કરે ? તેથી જ સુર-બાલાને ત્યાં ઉતર્યો. પણ મને લાગે છે કે અત્યારે તને બધી બાબતમાં મારો વાંક જ દેખાશે ને મારો ખુલાસો તને સંતોષકારક નહિ લાગે, સ્નેહવદન દીલગીર થયો.

'વાત તો ખરી; શેઠીઆઓની કાળજી તમારે પહેલી રાખવી પડે ! મને ખોટું લાગે તેનું કાંઇ નહિ ! પણ હું અમથી તમને મુંઝવણમાં નાંખું છું. તમે હવે રતનપુરવાસી થયા અને સ્નેહલક્ષ્મી જેવી શ્રીમંત બાઇના સહચારી પણ થયા !'

'એટલે ?'

'એટલે કાંઈ નહિ; લીલાને ભૂલી જવાય. લીલાને બ્રહ્મચારિણી રખાય ને પોતે ભમરા પેઠે જ્યાં ફાવ્યું ત્યાં......'

'મને અન્યાય થાય છે. લીલા ! ખોટી કલ્પના કરીને પાપમાં ન પડે તો સારૂં: તને કોણે કહ્યું કે સ્નેહલક્ષ્મી સાથે મારે સંબંધ છે ?'

'કાળા ચોરે કહ્યું. તમે એમ કહી શકો છો કે સ્નેહલક્ષ્મી સાથે તમારે કશો જ સંબંધ નથી ? રતનપુરમાં અર્થદાસ કરીને કોણ છે વારૂ ?'

'એ બદમાશે જ તને ભમાવી લાગે છે ! અર્થદાસનો કાગળ છે ?' સ્નેહવદનનાં ભવાં ઉંચાં થયાં.

'ઉતાવળા ન થાઓ. એને 'બદમાશ' કહીને પાપમાં ન પડો તો સારૂં. હવે બીજી વાત; તમારી આંગળીપરની વીંટી મારી મોટી બ્હેનના લગ્ન વખતે તમને આપેલી તે ક્યાં છે ?'

સ્નેહવદને દાંત કચકચાવ્યાં. તેણે હતાશ હૈયે લમણે હાથ મૂક્યો. લીલાનાં ભ્રમમૂલક અનુમાનોએ તેને સાવ મૂંગો બનાવ્યો. લીલાએ એનો ઊંધો અર્થ કર્યો.

'કોઇ અનારકલિ કે ગુલાબજાનને ત્યાં એ વીંટી કેમ વટલાઇ ગઇ તેનો ખુલાસો આપી શકશો ?'

'તારી શંકાઓ સહન થતી નથી. તને કોઇ ભામટાએ ભર-માવી લાગે છે.'

'તમે મને કેવી મારી'તી તે ભૂલી ગયા? કામ પ્રસંગે મારે ત્યાં મોટેરાઓ આવે-જાય; હું સેવાપરાયણ સજ્જનોના સંસર્ગમાં આવું; તમારાથી તે ન ખમાયું ને મને એ બધા ભાઇઓથી સાવ-ચેત રહેવાની ટકોર કરી: જાણે હું છેક અણસમજુ બાળકી ન હોઉં! સ્નેહવદન, આખા દહાડાના કામકાજથી થાકીપાકી કોઇ કોઇ વાર જરા વિનોદ કરીને મનને પ્રફુલ્લ બનાવતી હોઉં, તોય તમે પુરૂષો અબળાજાતપર શંકાની નજરે જોવાના! ગુલાબજાનોને ત્યાં રખડનાર પુરૂષો તો જાણે એક પત્નીવ્રતધારક સાચા રામના અવતાર ને સ્ત્રીઓ માત્ર શંખણીઓ!'

'તારા ડપકાભર્યા શબ્દો મને ભાલાની પેઠે ભોંકાય છે. ખરી હકીકત સમજ્યા વગર તું વધારે પડતું બોલી રહી છે. લીલા, વીંટી ચોરનાર તો રામુ કરીને મારો નોકર હતો. તેણે ન આપવાની જગાએ જઇને તે વેચી નાખી હોય......'

'એ બધું હું સમજી, મારે ખરાનું ખરૂં કરાવવું હોય ત્યારે ને! તમને સ્નેહલક્ષ્મીને ત્યાં જ પડ્યા પાથર્યા રહેતા સાંભળ્યા, ત્યારથી હું તો જોઈ રહી છું કે મારો સ્નેહવદન હવે પહેલાંનો સ્નેહવદન નથી રહ્યો.'

લીલાનું હૈયું ભરાઇ આવ્યું. સૂક્ષ્મ રીતે વિચારતાં સ્નેહવદનને લાગ્યું કે લીલાનો રોષ પોતા પ્રત્યેની પવિત્ર લાગણી જ વ્યક્ત કરે છે. તેણે એ પણ જોયું કે લીલાના મગજમાં મિથ્યા ભ્રમનું ખોટું ભૂત નફટ અર્થદાસે ભરાવેલું છે. પણ એ સઘળાનો સ્પષ્ટ ખુલાસો કરી લીલાનાં મનનો વ્હેમ ટાળવા જેટલો વખત હાલ ન હતો. તે કંઇક બોલવા જતો હતો તે જ વખતે સુખલાલ શેઠનો શોફર ચિઠ્ઠી લઇને અંદર આવ્યો. લીલાએ તે વાંચી:—

'સલામ સાથે સુખલાલ શેઠ પૂરા વિનયપૂર્વક લખાવે છે કે:

લીલાબ્હેનની મરજીમાં આવે તેવી સમાધાનની શરતો રૂબરૂ મળીને સમજાવે. તેમને પૂરેપૂરો સંતોષ મળે તેવું સમાધાન થએલું જોવા શેઠ સાહેબ અતિ આતુર છે. હમણાં જ મળી જશો. મોટર મોકલી છે.' આ ચિઠ્ઠી નીચે 'અફલાતુન મીલ' ના સેક્રેટરીની સહી હતી.

'આપણે પછી મળશું. બનશે તો સીધી સૂરબાલાને ત્યાં જ હું આવીશ. વાંચ્યું ને? મારે જવું જ જોઇએ. કામદારોનો દિવસ કંઇક ચડતો લાગે છે.'

સ્નેહવદને નિસાસો નાખ્યો.

'કામદારોનો દિવસ ચડતો થાય છે કે લીલાનો દિવસ પડતો આવે છે.' એ ભયના ભણકાર સાંભળતો સ્નેહવદન ત્યાંથી ઉઠ્યો. તે હતાશ હૈયે, સ્વપ્ને ય ન ધારેલી વાતો સાંભળીને સૂરબાલાને ત્યાં ગયો. લીલા સુખલાલ શેઠની મોટરમાં બેઠી. ગળાને ગુંગળાવી મારતો પેટ્રોલનો ધુમાડો છોડતી અને કારમી કીકીઆરી જેવી 'વ્હિસલ' વગાડતી મોટર લીલાને લઇને ઉપડી. પણ તે ક્યાં જાય છે તેની ખબર કોઇને નહોતી.

સ્નેહવદનને પેલા મંત્રીએ કાનમાં મારેલી ફુંક સાંભરી આવી: 'લીલા સહીસલામત સુખલાલ શેઠને ત્યાં પહોંચે તો સારૂં.' એવા વિચારમાં હોઠ ફફડાવતા ને દૃષ્ટિથી દૂર થતી મોટરપર શંકાની નજરે જોતા સ્નેહવદને લીલાનું મકાન છોડયું.

## ૩૨

## સમાજ સેવા મંદિર:

સૂરબાળા ને લલિતનું ગૃહમન્દિર શુદ્ધ સેવામન્દિર થઇ પડયું હતું. લલિત સંગીત શિક્ષક હતો અને સૂરબાળા સાચી સમાજસેવિકા હતી. એણે ઘણા વ્યસની મજુરોનાં વ્યસનો છોડાવ્યાં. આસપાસનાં પાડોશીઓ, બપોરનાં જમી પરવાર્યા પછી સૂરબાળાને ત્યાં આવી કોઈ અક્ષરજ્ઞાન, કોઈ રેંટીઓ તો કોઇ સંગીત નવરાશના વખતે શીખતાં. સમી સાંજે નિયમિત વાંચન થતું. ગૃહિણીઓ કાજે ગૃહ અને સંસાર શોભનકલાનો બોધ અપાતો. પાક-શાસ્ત્ર, સગર્ભાવસ્થામાં આચાર વિચાર, બાળ–ઉછેર, કન્યા, ગૃહિણી ને માતાનાં આદર્શ ચિત્રો; ગૃહ સંસારની સુધારણા અને સમાજના સડાનું નિકંદન કેમ થાય, ઈત્યાદિ રોજના ઉપયોગી વિષયો વંચાતા, ચર્ચાતા અને એ રીતે સૂરબાળાનું ઘર એક શાળા જેવું બની રહેતું.

સૂરબાળાની આવી યોજનાને પ્રભાવે અનેક નવરી અને મધ્યમ સ્થિતિની સ્ત્રીઓનો આશીર્વાદ તે પામતી અને લોક કહેતા કે એ આશીર્વાદ ફળવાથી જ લલિત સંગીતશિક્ષક તરીકે બસો–અઢીસો રૂપિયાનો પગાર મેળવતો થયો છે.

જીવનમાં ધન્ય પળો કોઈવાર જ આવે છે અને તે આવે છે ત્યારે એને અપનાવી લેવાય તો અણુચિંતવ્યાં સુંદર કાર્યો થઈ જાય છે. સુરબાલાના જીવનની ધન્ય પળે એને આજ નવો જ વિચાર ઉપજ્યો હતો. તેણે વિચાર્યું કે આટઆટલી સ્ત્રીઓ મારે ત્યાં શીખવા માટે આવે છે. તેમની આગળ કોઇ નવી વાત છેડાય ને તેને તેઓ ઉપાડી લે તો ઓછી મહેનતે સંસાર સુધારાનું સંગીન કામ થાય. સંસાર સુધારા પરિષદોમાં ને એવા જ જાહેર સંમેલનોમાં રૂદન–કૂટણુ, મરણુ–પરણુ પછવાડેનાં ખર્ચ, સીમંતની નાતો સામે પ્રતિબન્ધ, બાળ અને વૃદ્ધ લગ્નોના વરઘોડા ઇત્યાદિ વિષયો જે વિશેષ અંશે સ્ત્રીઓના ગણાય, તે જો તેઓ જ હાથમાં લે તો જલદી સુધારા થઇ જાય. એક દિવસ વખત વિચારીને તેણે એ હકીકત ઘરઆંગણે મળેલી મહિલાઓ સમક્ષ ચર્ચવા માંડી. ત્યારે એક બાઇએ પૂછ્યું.

'તમે કહો છો એ બધું ખરૂં, પણ બ્હેન, ઘરનાં વડીલ–મોટેરાં સામે મર્યાદા લોપીને રૂઢિ વિરૂદ્ધ કેમ વર્તાય? એમ કરીએ તો તો બળવો કર્યો કહેવાય!'

'બ્હેન, બળવો એટલે એક પ્રકારનું પરિવર્તનઃ સમાજમાં હમેશાં ફેરફારો થયા જ કરવાનાઃ ફેર એટલો જ કે જે વ્યક્તિગત ફેરફાર હોય તે આપણું એકદમ ધ્યાન ન ખેંચે પરંતુ સામુદાયિક સુધારા થાય તો એની અસર તરત માલમ પડે. આપણે સામુદાયિક સુધારા માટે હવે તૈયાર થતું જોઇએ. હા, એટલું ખરૂં કે સંસાર સુધારાના આપણે જે વિચારો જણાવીએ તેને છેવટ સુધી વળગી રહેવું જોઇએ. ગમે તેવાં માનાપમાનને નહિ ગણકારતાં આપણા નિશ્ચયોને વળગી રહેવા સાથે શાંતિ ને સંયમ જાળવવાં જોઇએ. જો આટલું થાય તો તમે જોશો કે જે ફેરફારો છેલ્લાં પચાસ વર્ષ થયા નથી થયા, જે સુધારા સંસાર સુધારા પરિષદોએ ઠરાવો કરીને ઘેર ઘેર દાખલ નથી કરાવ્યા, તે આપણે સહજમાં કરી શકશું. અને ભાવિ પ્રજા સુખી થઈ આપણને આશિષ દેશે.' સુરબાલાનાં ચક્ષુમાં નવીન તેજ ચમકવા લાગ્યું. મળેલી

મહિલાઓમાંથી કોઇને કોઇ રૂઢિ દેવીનાં પોલાદી બન્ધનમાં જકડાયલી હતી અને તેનાં પરિણામ સહન કરતી રહી હતી; તેથી સૂરબાલાના બોલ તેઓને ગમ્યા. તેમાંની એક રમણગૌરીએ પોતાના વિચારો દર્શાવ્યા.

'આપણે એક મંડળ ઉભું કરી ને પ્રતિજ્ઞાઓ લેવરાવીએ તો ઠીક થઇ પડે.'

'ને જે પ્રતિજ્ઞા ન પાળે તેને માટે કંઈક સજા ઠરાવીએ.' સૂરબાલાએ હસતાં હસતાં ગોળમાં વીંટાળીને કડવી ગોળી ગળાવવા માંડી.

'સૂરબાલા બ્હેન ઠરાવે તે સજા અમારે કબૂલ.'

'બધી બ્હેનોને કબૂલ?'

'હા, અમને સૌને કબુલ છે.'

આ વખતે કોઈ ભિખારણ જેવી જણાતી, ચિંથરેહાલ બાઇને 'ગાંડી–ગાંડી' કરીને ખીજવતા ને સતાવતા છોકરાઓનો કોલાહલ સંભળાયો. સૂરબાલા આંગણા બહાર આવી. એની સાથે બીજી સ્ત્રીઓ પણ ઉઠી. તેણીએ ભિખારણને સતાવતા છોકરાને ધમકાવીને પાછા કાઢયા. ભિખારણને જોઈ તેનું દિલ દયાથી ઉભરાઈ ગયું. તેને જોતાં જણાયું કે એ જન્મની ભિખારણ ન હોય.

ભૂખથી ભિખારણનું પેટ ઊંડું ઉતરી ગયું હતું; એનું અર્ધખુલ્લું અંગ વસ્ત્ર માગતું હતું; એની ઉંડી ઉતરી ગએલી છતાં એમાંની ચળકતી નજરદાર કીકી દયા માગતી હતી. ભિખારણની ભૂખનું દુઃખ જોઇને સૂરબાલાએ કહ્યું:

'બ્હેન, ખાવાનું લઉં છું બેસ; પણ તું શી નાતની છે? અને શી રીતે તારી આ દશા થઇ?'

'દુખીઆરાનાં વીતક સાંભળીને શું કરશો બા!'

સૂરબાલાએ એને ખાવાનું લાવી આપ્યું. ભિખારણે ઘણે દહાડે આજ પેટ ભરીને ખાધું. બધી સ્ત્રીઓ એની સામે જોવા લાગી. સૂરબાલાએ એને પૂછયું:

'સાચું બોલ બ્હેન, તારા આવા હાલ કેમ થયા? તું ભિખારણ જેવી મને નથી લાગતી.'

'પરભવના પાપે'સ્તો.' ત્યાં બેઠેલી એક સ્ત્રીએ કહ્યું.

'પરભવનાંય ખરાં ને આ ભવનાંય ખરાં બ્હેન!' ભિખારણે નિઃશ્વાસ નાખતાં કહેવા માંડયું:

'કુળવાન કુટુમ્બમાં મારો જન્મ. વિધિનાં કોઈ ક્રૂર નખરાંએ, વીસ વર્ષની વયે સૌભાગ્યકંકણ નન્દાયું. મેં કાળી ચુન્દડી ઓઢી—હું વિધવા થઈ.'

આ જ વખતે સ્નેહવદન લીલાને ત્યાંથી નીકળીને સૂરબાલાને ત્યાં આવી પહોંચ્યો. રંગમાં ભંગ ન પડે, મળેલી મહિલાઓમાંથી કોઇપણ એને ન જોઇ શકે તેમ તે ઊભો રહીને ભિખારણની કર્મકથની સાંભળવા લાગ્યો.

'ત્રણ ત્રણ વર્ષનાં વ્હાણાં વાયાં ત્યાં સુધી હું વિશુદ્ધ વિધવાનું જીવન જીવી. પછી એક જુવાનીઆએ મારા નિર્દોષ વૈધવ્યમાં વિકાર ભર્યો. હું ફસાઈ પડી.'

આ સાંભળીને કેટલીક સ્ત્રીઓનાં મ્હોં ચડી ગયાં. કેટલીકને તેનાપર તિરસ્કાર છૂટયો. ભિખારણે તે જોયું છતાં આગળ ચલાવ્યું:

'હજુ તો કરમકથાનું પગરણ મંડાય છે બ્હેનો, તમે ચમકો છો કેમ?'

'શાંતિથી કહે. તું ગભરાતી નહિ. મારે તારી પૂરી કથા સાંભળવી છે.' સૂરબાલા બોલી. ભિખારણે કહેવા માંડયું.

'પછી પુનર્લગ્નનું નવું ધરચોળું પહેરી મેં નવો સંસાર માંડયો. નવા નાથના હાથમાં મારા રહ્યા સહ્યા ચારસો રૂપિયાની કિમ્મતના દાગીના પધરાવ્યા ને અમારો નવો સંસાર એમ સુખરૂપ ચાલવા માંડયો. પણ અક્કરમીના પડિયા કાણા! એ પુનર્લગ્નીઓ પતિ જુગારને નાદે ચડયો. એક દહાડો મારૂં સર્વસ્વ છીનવી લઇ, જુગાર ખેલવા ગયો ને હતું તે બધું ગુમાવીને દારૂના નશામાં લથડીઆં ખાતો ઘેર

આવ્યો. ત્યારથી મેં માન્યું કે મારૂં નસીબ જ ફૂટેલું છે. ભરવું ભાડું ભરવાનાય પૈસા ન રહ્યા. એક ગામ છોડીને બીજે ગામ ભાગી જવા સારૂ ગાડીવાળાઓ ટીકિટ માગે. ટીકિટના પૈસા ક્યાંથી લાવવા? છેવટ બધી હિંમતને એકઠી કરી મારા વરને લઇ, અમે વગર ટીકિટે ગાડીમાં ચડી બેઠાં ને અમદાવાદ આવ્યાં. ધરમશાળામાં ત્રણેક દિવસ રહ્યાં હોઇશું, ત્યાં દંડુકો ખખડાવતો જમદૂત જેવો એક પોલિસ આવ્યો. મારા પતિને પકડવાનું એના હાથમાં વોરંટ હતું. તેનાપર ચોરીનો ગંભીર આરોપ હતો. કોર્ટમાં કેસ ચાલ્યો અને એને સખ્ત કેદની સજા ઠોકાઈ! પછી હું નિરાધાર થઇ પડી. હું બેજીવથી છું. એકલી શું કરૂં? ક્યાં જાઉં? શું ખાઉં? એક તમે જ માન્યું કે હું ખરેખર ભિખારણ નહિ હોઉં; હિન્દુ સમાજની આંખે તો પડળ આવ્યાં છે. જ્યાં જાઉં ત્યાં હડધુત થાઉં. ભીખમાં જે કંઇ મળે તેથી પેટનો ખાડો પૂરૂં ને ન મળે ત્યારે આ આભની છાંયા નીચે ધરતી ઉપર સૂઇ જાઉં. બ્હેન, આ મારી કરમ કથા છે.'

ભિખારણે જરા શ્વાસ લઈને કહેવા માંડયું. 'મને કોઇ એમ નથી પૂછતું કે તને કઈ કામ ધન્ધો આવડે છે? મને ભરતાં ને શીવતાં આવડે છે ને તોરણ–ચક ગુંથતાં તો મારે પિયરથી જ હું શીખી હતી. થોડીક પુંજી હોય તો ભાડાનું ભરત–ગુંથણ થાય ને બે પૈસા કમાવાય; પણ ચૌટામાં કયો વેપારી આ દુ:ખી ગરીબ બ્હેનને ભરવા ગુંથવાનો સામાન આપે?' કહેતાં કહેતાં ભિખારણે કપાળ કૂટયું. ભગ્નાશ ભિખારણને એનું જીવન સાવ અકારૂં થઇ પડયું લાગ્યું. સુરબાલાએ દિલાસો દીધો. તેની દુ:ખી દશા જોઈને બીજી સ્ત્રીઓનું દિલ પણ પીગળ્યું. બાલા બ્હેન શું કહે છે તે સાંભળવા સૌ ઉત્સુક થઇ રહ્યાં.

'વિધવાશ્રમની આજે અનિવાર્ય જરૂર છે: એમ બાઇ, તેં આજ અમને ઠસાવ્યું છે. તું જરાય મુંઝાતી કે અકળાતી નહિ. તું ચળી અને પડી: પાપનું પ્રાયશ્ચિત તો જાણ્યે અજાણ્યે થઇ જ ગયું છે, આ ખોળિયામાં જીવ હશે, ત્યાં સુધી હવે તને અધોગતિની ગર્તામાં ગબ-

ડેલી હું નથી રાખવાની.' બ્હેનો, સુરબાલાએ પડોશણો સામે ફરીને કહ્યું: 'આ એક બાઇ વિષે જ નહિ, પણ હિન્દુ સંસારમાં એવી અનેક હડધુત થતી વિધવાઓ વિષે પણ આપણે વિચાર કરવો પડશે.'

'અમે તમને સાથ દેવા તૈયાર જ છીએ:'

'પ્રથમ તો આ બાઈ માટે કાંઇક વ્યવસ્થા કરવાની જરૂર છે.'

'તમે વિધવાશ્રમ સ્થાપવાનો નિર્ણય કરો. એ બાઇ માટે હમણાં જ હું પ્રબન્ધ કરૂં છું.'

સ્નેહવદન એક બાજુપર રહીને આ સઘળી હકીકત સાંભળી રહ્યો હતો, તેણે બ્હેનોની વચમાં આવીને કહ્યું. એના આશાભર્યા બોલ ને વખતસરની મદદથી સૌ બ્હેનો પ્રસન્ન થઇ.

'આ બાઇને માટે તમે શી ગોઠવણ કરશો?' સુરબાલાએ પૂછ્યું.

'સ્નેહલક્ષ્મીપર ચિઠ્ઠી લખું છું. એને રતનપુર સુધીના ભાડાના પૈસા આપું છું. ત્યાં પ્રથમ એની શુદ્ધિ કરવામાં આવશે.'

'પછી?' એ ચાર સ્ત્રીઓ સાથે બોલી ઉઠી.

'પછી મારો વિચાર એવો છે કે એને નર્સિંગ ખાતાનું શિક્ષણ આપી તૈયાર કરવી.'

'વાહ, કેવો ઉત્તમ વિચાર!'

'ઇશ્વર તમારૂં કલ્યાણ કરો, ભાઇ! મારે મન તો સાચા પ્રભુ તમે. તમે જ મારો એળે જતો અવતાર સુધાર્યો ગણીશ.'

ભિખારણે સાચા દિલની આશિષ દીધી. તેને માટે સ્નેહવદને બધો પ્રબંધ કરી આપ્યો.

આ એક અણધાર્યા પ્રસંગે સુરબાલાને ત્યાં આવતા મહિલા મંડળના મનમાં નિઃસ્વાર્થ સેવાનો અજબ અંકુર ફૂટયો અને બીજા દિવસથી આ પ્રકારની વાતોમાં એ મહિલા મંડળ અધિક રસ લેતું થયું.

બીજે દિવસે મીલ હડતાલ વિષે, પોતે જોએલી ને સાંભળેલી હકીકતોપરથી સ્નેહવદને 'કર્મયુગ' પત્ર માટે રિપોર્ટ લખીને

રતનપુર મોકલી આપ્યો અને પછી સુરબાલાને લાગ્યું કે સ્નેહવદનને હવે નવરાશ છે, એટલે તેણે ગઈ કાલની વાત ઉપાડી:

'તમે જાણો છો, સ્નેહવદન! કે જે અપરાધ માટે મુખ્યત્વે પુરૂષો જ જવાબદાર હોય છે અથવા જે અપરાધ સેંકડે નવ્વાણું ટકા પુરૂષો જ કરે છે, છતાં તે બદલ સ્ત્રીઓને ગુન્હેગાર ગણવામાં આવે છે અને સમાજ તેમને જ સખ્તમાં સખ્ત સજા કરવા હમેશાં તૈયાર રહે છે!'

'જાણું છું બ્હેન! પોતાના વિકારનો ચેપ નિર્દોષ સ્ત્રીઓને લગાડી પોતાની અધમ લોલુપતાથી પરિતૃપ્ત થઇ પુરૂષ તેમાંથી આબાદ છટકી જાય છે.'

'ત્યારે એનો કોઇ ઇલાજ?' સુરબાળાએ વાતને વિસ્તારી.

'ઇલાજ બજારમાં વેચાતા નથી મળતા. ધારીએ તો તે આપણા જ હાથમાં છે. જુઓ, બાલાબ્હેન, નાત રિવાજ એ કાંઈ ઈશ્વરકૃત કાયદા નથી—મનુષ્યકૃત છે; અને માણસ તેને યોગ્ય કાળે બદલી પણ શકે. નાતોએ ઉગામેલા વિધવાઓપરના શસ્ત્રની ધાર બુઠ્ઠી કરવાનો આપણે ઈલાજ લઈ શકીએ.'

'આ જીવનમાં સ્ત્રીજીવનની એ રીતે થોડી ઘણી સેવા થાય તો હું મારૂં ધન્યભાગ્ય સમજીશ.' તેણે કહ્યું.

'તો સમાજ સામે બંડ જગાડવું પડશે—ક્રાન્તિને પન્થે ચડવું પડશે.' સ્નેહવદને સ્થિતિ સમજાવી.

'ક્રાન્તિ?' તેણીનો સ્વર જરા થરડાયો.

'હા, ક્રાન્તિ; તે સિવાય શાન્તિ નથી: પણ ક્રાન્તિ શબ્દ માત્રથી ભડકી જવું ન જોઈએ.'

'હું તો બધુંયે સમજું છું ભાઇ, પણ મારે ત્યાં આવતાં આ મહિલા મંડળને એ વાત ઠસાવવાની જરૂર છે. ક્રાન્તિરૂપ યજ્ઞમાં અનિષ્ટ રૂઢિયોની આહૂતિ દેનાર તો કોઈ જોઈએ ને?'

'જરૂર. જો ત્યારેઃ તારે એમને બરાબર સમજાવવાનું કે અનિષ્ટ પદાર્થોને બાળી નાંખવામાં આવે અને એનો જે અગ્નિ થાય તે પવિત્ર કહેવાય. અનિષ્ટ રૂઢીઓને નષ્ટ કરવા જતાં, થોડોક ખળભળાટ તો અવશ્ય થાયઃ કોઇ પણ નવીન સુધારો દાખલ કરતી વખતે તેમ બનવાનું જ. ભાંગફોડ પણ થાયઃ અવ્યવસ્થા પણ જણાય. અભરાઈ-પર ખડકાયલાં વાસણોને ફરીથી અજવાળી–માંજીને ગોઠવવાં હોય તો પ્રથમ તો નીચે ઉતારીને તેનો ઢગલો જ કરવો પડે છે.'

વાત ચાલતી હતી, તેવામાં ટપાલીએ આવીને સ્નેહવદનના હાથમાં 'કર્મયુગ' પત્રનો તાજો બહાર પડેલો અંક મૂકયો. સ્નેહવદનનું ધ્યાન એ સાપ્તાહિકનાં પાનાં ફેરવી જોવામાં રોકાયું. ઉપરનું રેપર ફોડીને પાનાં ફેરવતાં જ નીચેના મથાળાવાળી ખબર તેની નજરે પડી.

'વેશ્યા બનેલી એક વૈષ્ણવ વિધવા !'

'રતનપુરના મશહુર ચોકસી કુટુમ્બપર અણધારી આફત !'

ત્યાર પછી તે વિષે થોડુંક વર્ણન હતું; પરંતુ વેશ્યા થનારનું નામ ખુલ્લી રીતે દેવામાં નહોતું આવ્યું. વાંચીને સ્નેહવદન ગંભીર વિચારમાં પડી ગયો. તેણે સૂરબાલા સામે જોયું.

'મને લાગે છે કે પેલા કનુની ભોજાઇ–મેના વિષેની આ ખબર હશે.'

'એમ પણ હોય; એ બાપડી વિધવા થયા પછી ક્યારે જંપીને બેઠી'તી ? સમાજમાં વિધવાઓ–શું મેના કે શું બીજી; હરકોઈ નિરાધાર વિધવાઓ કયાંથી આશ્વાસન મેળવી શકે ? બધી જ વિધવાઓ કાંઈ બદચાલની નથી હોતી; છતાં ચોગરદમ સળગતા દવમાં જીવનને ઝંપલાવી દેનારી એ નિર્દોષ બાઇઓની વેદનાઓ નિષ્ઠુર સમાજને સ્પર્શી જ શકતી નથી ! વિધવાઓ ઠેસે ચડી ઠોકરો ખાતી જ હોય છે. કેટલીયે વિધવાઓ પુરૂષોને પાપે પોતાનાં કુમળી કળી જેવાં બાળકોનાં ગળાં પણ રહેંસી નાંખે છે !'

'બાલા બ્હેન, આજના યુગમાં 'વિધવા આશ્રમો'ના જેટલી જ 'તજાએલાનાં ઉદ્યોગાશ્રમ' સ્થાપવાની જરૂર છે.'

'તજાયલાંઓ માટે ઉદ્યોગાશ્રમ ?' સુરબાલા ચમકી: 'સ્નેહવદન! એથી તો લોકની ભારે ખફગી વહોરવી પડે! સાથે એવોય અપવાદ આવે કે એથી તો નવાં નવાં તજાતાં જાય અને તેને આપણે એવા અવળે માર્ગે ચડાવવામાં ઉત્તેજન દેનારાં ગણાઈએ!'

'એ એક કલ્પના જ છે, કદાચ તમે ધારો છો એવું દોષારોપણ થાય તો પણ તેનું પરિણામ તો સુંદર જ આવશે. જતે દહાડે તજાયલાં કે તરછોડાયલાંની સંખ્યા ઓછી થશે; તેઓનાં જીવન આપોઆપ સુધરશે. આશ્રમનું પવિત્ર વાતાવરણ તેમનામાં બળ પૂરશે અને લોકાપવાદ! એ સારા કામને ઉતારી પાડનારા રાજા હરિશ્ચન્દ્રના કે ભગવાન રામના અવતાર હોય છે કે? ક્રાઇસ્ટની કથામાં એક રૂપક છે. કહે છે કે એક દુરાચરણી બાઇને લોક સતાવતા હતા. ક્રાઇસ્ટે લોકને એમ કરતાં વાર્યા. લોક સામા થયા, તેમણે દલીલ કરી કે એવી અધમ બાઇને તો મેથીપાક જ ખપે. ત્યારે ક્રાઇસ્ટે જે કહ્યું તે સાંભળીને એક પણ માણસ ત્યાં ઊભો રહેવા પામ્યો નહોતો. તેમણે કહ્યું હતું કે: 'જીવનભરમાં જેણે એક વાર પણ મનસા વાચા કર્મણા પાપ ન કીધું હોય તેને જ એ બાઇને મારવાનો અધિકાર છે. જે એવા હોય તે ઊભા રહો, આનું રહસ્ય તમે સમજ્યાં?'

'સમજાયું: ભાઇ, એવા આશ્રમની પહેલી સેવિકા હું થઇશ.'

'ને લલિત?'

'લલિત! મારો મોખરાનો સાથી.'

બન્ને હસી પડયાં.

## ૩૩

## મેનાનું ખૂન !

‘કુર્મયુગ’ પત્રમાં મેના સંબંધી છપાયલી ખબર ખરી નહોતી. પુરાણીની સલાહને આધારે યાત્રાને બ્હાને કનુ મેનાને લઈને નીકળ્યો. બે ચાર તીર્થસ્થાનોને અભડાવી આવ્યા પછી એ બન્ને વડોદરામાં ઘર ભાડે લઈ રહ્યાં હતાં. તે એવા નિશ્ચયપર આવ્યો હતો કે મેના સુવાવડમાંથી ન્હાઈને ઉઠે ને તેને રીતસર ઠેકાણે પાડી દેવાય તો નિરાંત થાય; અને તેમ ન બને તો શું કરવું તેની મુઝવણમાં તે હતો. કોઈવાર તેને એવોય વિચાર આવતો કે કોઈ હલાહલ એનો ગર્ભ પાડી દે તો મેનાને સોનાની સળી બનાવી ક્યાંય વેચી નાખવી અને પછી રતનપુર પાછા જવું. અને ત્યાં જઈને ગંગા–જમનામાં સ્નાન કરવા જતાં મેના ડૂબી ગયાની વાત ફેલાવવી. પોતે પરમેશ્વરના ઘરના માણસ તરીકે સાચો હતો તેવો ફાંકડેશાવ બનીને હરશે ફરશે એવી કલ્પનામાં તે રમતો હતો.

પણ દુનિયા કોઈ અજબ ચીજ છે. એને રજનું ગજ કરતાં વાર લાગતી નથી. મેનાને મહિના રહ્યાની વાત તો રતનપુરમાં ચવાઈ ચવાઈને કુચો બની ગઈ હતી અને ‘ચંપકશેઠનો કનુ એને લઈને ક્યાંક ઉપડી ગયો છે ને યાત્રાનું તો નાહકનું બ્હાનું જ છે.’ એમ છડેચોક

વાતો થતી હતી. કનૈયાલાલને રતનપુરમાં કોણ નહોતું ઓળખતું? ‘મેનાને વેશ્યાને ત્યાં વેચી નાખી ને તે હવે વેશ્યા બની છે’ એવી અફવાઓ પણ ગામમાં જોસભેર ઉડી રહી હતી. આ અફવાઓને વર્તમાનપત્રોએ પોતાના પત્રોમાં ચોંકાવનારાં મથાળાં મૂકી પ્રગટ કરી.

આ વાત ગુલાબજાનને કાને આવી પહોંચી. એને ત્યાં હમેશાં જલસો જામતો. એના અંગ મરોડના અભિનય જોવા અનેક રસિયાઓ એનું બારણું તોડી પાડતા! આજેય ત્યાં નાચ મુજરાનો રંગ જામવાનો હતો. આજે તો અનારકલિના નૃત્ય સંગીતનો જલસો હતો. અનારકલિ વેશ્યા ન હતી, પણ નાયકા હતીઃ અને નાચ તથા સંગીત એ જ એનો વિષય હતો. એનો માત્ર એક જ આશક હતો. તેને પોતાનો પ્રિયતમ માનતી અને એનો પ્રિયતમ પણ સ્વર્ગનું સુખ કેવળ અનારકલિમાં જોતો.

ગુલાબજાનની મનોવૃત્તિ અત્યારે જુદી દિશાએ કામ કરી રહી હતી. જલસો જોવા આવનારાઓ મારફતે તેણે મેનાની અને કનુની વાત સાંભળી, ત્યારથી તેના પેટમાં તેલ રેડાયું હતું. કેમકે કનુ જેવો ઘરાક મેનાની મોહિનીમાં પડી પોતાના હાથમાંથી છટકી જાય તે તેને પાલવે જ નહિ. કનુને મેનાનું ભૂત વળગાડનાર લલ્લુભટ્ટ જ હતો એવી એને ખાતરી થઈ હતી; તેથી કોઇ પણ ઉપાયે મેનાનું કામ કાઢી નાંખવાનો તેણે નિર્ણય કર્યો હતો. તેમ કરવાથી લલ્લુભટ્ટનોય મેના તરફનો મોહ મરી જાય અને કનુ પાછો પોતાનો જ બની રહે; એ માટે કોઇ નવીન કારસ્તાન રચવામાં તે ગુંથાઈ હતી.

મેનાને જે હમેલ રહ્યા હતા, તે કોનાથી રહ્યા હશે એ વિષે કનુને ય વારંવાર શંકાઓ થયા કરતી. પોતામાં એટલી શક્તિ નથી એવી એની માન્યતા હતી. ગુલાબજાન માનતી કે એ પરાક્રમ લલ્લુભટ્ટનું હોવું જોઈએ. લલ્લુભટ્ટની એ ટેવ ભુલાવી દેવા માટે અને કનુ જેવા માલદાર શિકારને પાછો સ્વાધીન કરવા સારૂ ગુલાબ-જાન ગમે તેવાં જોખમ ખેડવા તૈયાર થઈ

આજ ત્રણ દિવસ થયા લલ્લુભટ્ટ રતનપુરમાં જોવામાં આવ્યો નહોતોઃ ગુલાબજાને રામપ્રસાદને પોતાની મદદમાં લીધો. એ 'નોકર' જાતને પોતાનો કરી લેવામાં ગુલાબજાન જેવી અઢાર મહિનાની પેદાશ વાળીને કાંઇ વાર લાગે તેમ નહોતું. ગુલાબે ગામમાં ઉડતી અફવાપરથી ખાનગી તપાસ કરવા તેને વડોદરે મોકલ્યો અને વડોદરેથી કનુ અને મેનાની બાતમી લઇ તે પાછો આવ્યો. ગુલાબને લલ્લુભટ્ટની પરવા નહોતીઃ તેને તો માત્ર કનુ સાથે કામ હતું.

ગુલાબ તેના સાગ્રીતોને તેડી વડોદરે ઉપડી; અને જે લતામાં કનુએ મકાન રાખ્યું હતું તેની તેણે બધી માહિતી મેળવી લીધી. કનુએ વિશ્વામિત્રી નદીની બાજુમાં, પૂલની પેલી પાર શિવાલય પાસે એક મકાન ભાડે રાખ્યું હતું.

લલ્લુભટ્ટ કનુનો હરીફ હતો. કનુ મેનાના જીવનની ખાનાખરાબી કરી નાંખે એ તેને જરાય ગમતું નહોતું. કનુના હાથમાંથી મનોહર મેનાને છીનવી લેવા માટે, હવે તે આસ્માન જમીન એક કરી નાંખવા તૈયાર થયો હતો. મેના પાછળ પોતાનું સર્વસ્વ ખોઈ નાંખવા એણે નિશ્ચય કર્યો હતો. લલ્લુભટ્ટનું મન હવે વીસી અને વેશ્યાના સહવાસથી કંટાળી ગયું હતું. જો મેના જેવી મેના મળી જાય, તો તેની જ સાથે ઘર માંડી, બાકીનું જીવન શાંતિપૂર્વક વીતાડવાના તેના દિલમાં નવીન કોડ જાગ્યા હતા.

વરસાદ વરસતો હતો. વારંવાર વીજળીના ચમકારા થતા હતા. જ્યાં જુઓ ત્યાં–ઘોર અંધકાર ! રાત અત્યારે ભયંકર સ્વરૂપ ધારણ કરી રહી હતી. વસ્તીની આવ જા બીલકુલ બંધ થઇ ગઇ હતી. કનુનું મકાન પણ બંધ હતું, માત્ર પહેલે માળે ન્હાનકડી એક બારી ખુલ્લી હતી. એ બારીપર કનુની વાટ જોતી મેના બેઠી હતી. રાતના અગિયારેક થયા હશે; ત્યાં સુધી કનુ હજી ઘરમાં ન આવ્યો તેથી મેનાને બહુ ચિંતા થતી હતી.

ઘોર અંધારી રાતે, વરસાદની પડતી ઝડીઓને ગણકાર્યા સિવાય એક સ્ત્રી એ મકાન પાસે આવી પહોંચી. તે શિવાલયમાં પેઠી. શિવા-

સર્વને ફરતો કમર સુધી ઉંચો કમ્પાઉન્ડ હતો. તેના ઉપર ચડીને કનુના મકાનના રવેશમાં પહોંચી જવાય એમ હતું. આવનાર સ્ત્રી અત્યારે અબળા ઓરત ન હતી. હજારો હૈયાંફુટાઓને કબેણીમાં નચાવનારી તે વેશ્યા ગુલાબજાન હતી: પોતાના સ્વાર્થની ખાતર આવનાર એક નિર્દોષ સ્ત્રીનો જીવ લેવાને ઇરાદે તે આવી હતી. મરણને એણે મુઠીમાં રાખ્યું હતું. તે વેશ્યા બેધડકપણે માળપર ચડી. તેના ચડવાનો પગરવ મેનાને અંદર સંભળાયો.

'કનુભાઈ આવતા લાગે છે.' મેના બોલી.

ગુલાબજાન ચેતી ગઇ. એની અગમ બુદ્ધિએ એને તક આપી. તેણે જાણી લીધું: 'અંદર પણ મેના જ છે. કનુ નથી. બીજો કોઈ હોવો જોઈએ.' કનુની રાહ જોતી મેનાએ કોઈ બીજા સાથે વાત કરી. તે તેણે સાંભળી.

ગુલાબજાને વરસાદના પાણીથી ભિંજાતો માથાપરનો છેડો ખૂબ આગળ ખેંચ્યો. કાળાં વસ્ત્રથી પોતાનાં સર્વાંગને બરાબર ઢાંકી દીધું. અને જાણે દયા માગતી હોય તે રીતે યાચના કરી.

'બા, મને ઉપર આવવા દેશો ?'

'કોણ છે અત્યારે ?' કનુને બદલે કોઇ અપરિચિત અવાજ સાંભળીને અંદરનો માણસ ધુરકયો.

'કોઈ વરસાદથી દુ:ખી થતું લાગે છે. આવવા દોને.'

મેનાને ભિંજાતી સ્ત્રીની દયા આવી. મેનાનો પડતો બોલ ઝીલવાને હમેશાં ખડે પગે તૈયાર રહેલા આદમીએ દરવાજો ઉઘાડયો. ગુલાબ ઉપર ગઈ. ગુલાબનું મ્હોં હજુ સાળુના છેડાથી ઢંકાયલું જ હતું.

'કોણ છો બાઈ, તારે શું જોઇએ છે ?' મેનાએ પૂછ્યું.

'રાતની રાત મને અહીં રહેવા દેશો ? હું અજાણી છું. છેલ્લા મેલમાંથી ઉતરી ને અત્યારે કયાં જાઉં ? મારો સંગાથી હતો તે વિખુટો પડી ગયો. વ્હાણામાં વ્હેલું મારે રાવપુરે જવું છે. આબરૂદારની

છોકરી છું; મને બીક લાગે છે, ભગવાન્ તમારૂં......' કહીને ગુલાબે આંસુ લુછવાનો ઢોંગ કર્યો.

એ આબરૂદાર (!) ની દીકરીના કૃત્રિમ ઢોંગથી રાંકડી મેનાનું દિલ ભોળવાયું. તેણે સાથેના આદમીને કહ્યું.

'અત્યારે અહીં છો એ પડી રહે. આપણું શું જાય છે. ગરીબ બિચારી! જુઓ ઠંડીથી કેવી થરથરે છે?'

'તારી મરજી. પણ હજુ કનુ કેમ નહિ આવ્યો હોય?' પેલા આદમીએ કહ્યું.

'આવતા હશે. એમને જેમ રાત જાય છે તેમ જાણે સૂરજ જ ઉગતો હોય છે. હંમેશનું લાગ્યું શું કરીએ? પેલી મારી સાડી લાવોની.'

મેનાના હુકમને જી—લબ્બે કરતો અને મેના પછવાડે લટ્ટુ બનેલો આદમી અંદરના ખંડમાં કોરી સાડી લેવા ગયો અને જેની રગે રગે મેના માટે અદેખાઇનું ઝેર વ્યાપેલું હતું, તે વેશ્યાના દિલમાં ઉપકાર કરનારપર દયાનો સંચાર ન જ થયો. હવે તક છે એમ સમજીને વેશ્યા ગુલાબજાને કમરમાંથી પિસ્તોલ બહાર કાઢી. તેણે માથા પરનો છેડો ખસેડી નાંખ્યો. એ વિકરાળ મુખાકૃતિ, રાતી ચોળ આંખો અને હાથમાં પિસ્તોલ જોઇને ગરીબડી મેના ધ્રૂજી ઉઠી. તેણે કારમી ચીસ પાડી. તે ચીસ સાંભળીને પેલો આદમી દોડો આવે તે પહેલાં તો ગુલાબજાનની પિસ્તોલમાંની ગોળી છૂટી. એક જ અવાજે મેનાનો આત્મા પરલોક પ્રયાણ કરી ગયો.

'લેતી જા રાંડ! કનુને હવે નરકમાં જાઇને ભોગવજે.'

મેનાનું ખૂન કરીને ગુલાબજાન પાછા પગે દાદર ઉતરવા જતી હતી તેવામાં પેલો આદમી દોડી આવ્યો ને તેને ગળચીમાંથી પકડી પાડી. બન્નેની આંખ મળી. બન્નેએ એક બીજાંને ઓળખ્યાં.

'ગુલાબ! તું અહીં? આ શું કર્યું તેં?'

'નીચ લલ્લુભટ્ટ બદમાશ ! તું ય લેતો જા.' કહેતી'કને વેશ્યાએ બીજી ગોળી લલ્લુભટ્ટપર છોડી; કે તરત જ લલ્લુભટ્ટ લોહીથી ખરડાતો 'ઓ બાપ' કરતો દાદરપરથી નીચે ગબડી પડયો. ખૂની ગુલાબજાન કયાં જાય છે તેનું તેને પોતાને ભાન ન હતું. એને એ પણ ભાન ન હતું કે તેને કબજે કરવા એની જ પછવાડે મન્દિરનો પૂજારી ઉભો રહ્યો હતો. હતું એટલું જોર અને હિંમત એકઠી કરીને પૂજારીએ એને મજબુત રીતે પકડી. તેની પાસેની પિસ્તોલ છીનવી લીધી. બૂમ સાંભળીને પોલિસ દોડી આવ્યો. અને એ ખૂની રંડીને ગિરફ્તાર કરી.

૩૪

# પુરાણીજીનાં પાખંડ !

યાત્રાને બ્હાને નીકળેલા કનુના કાગળો પહેલાંની પેઠે નિયમિત હમણાં આવતા નહોતા. છેલ્લાં બે અઠવાડિયાંથી તો એનો એકે પત્ર ન હોવાથી ચંપકશેઠને બહુ ચિંતા થતી હતી. બુઢ્ઢી જેકોર ડોસી વળી જુદી જ ધાલમેલમાં ગુંથાઇ હતીઃ તેથી હાલ કનુ વિષે એને ઝાઝો ઉચાટ થતો નહોતો.

જેકોર ડોસીના વિશ્વાસુ પુરાણીએ, ધીમે ધીમે ચંપકશેઠની 'નવી' માટે જાળ બિછાવવી શરૂ કરી હતી. નવીને સીમંત આવવાની મધલાળ જ્યારથી જેકોર ડોસીને તેણે ચખાડી, ત્યારથી પુરાણી ઉપર એ વૈષ્ણવ ડોસી ફીદા ફીદા થઈ હતી. પુરાણીની સેવાચાકરી ઉઠાવતા રહેવાની ખાસ સૂચના ડોસી તરફથી નવીને મળી ચુકી હતી. નવી શેઠાણી પણ 'હવે વાંઝિયા મ્હેણું ટળતું હોય તો ભલે ભક્તિપરાયણ થવાય' એમ મનને મનાવી, પુરાણીની કથામાં રોજ જવાને ધીરેધીરે ટેવાઈ ગઈ હતી. પુરાણી પ્રત્યે કોઈ જાતનો ભેદભાવ ન રાખવાનો ડોસી હંમેશ તેને ઉપદેશ દેતીઃ પુરાણીને ત્યાં ભજન મંડળી ભેગી થાય, કૃષ્ણલીલા ખેલાય, રાસલીલાના રસ રેલાય; તેમાં નવી શેઠાણી સૌથી અગ્ર ભાગ લેતી. એમાં જેકોર ડોસીની સદર પરવાનગી હતી.

પુરાણીએ જોયું કે જેકોર ડોસી હવે એની હથેલીમાં નાચતું

શ્રદ્ધાળુ પૂતળું બની ગઇ છે, એટલે તેણે મહિનાઓ થયા ગોઠવી રાખેલી જાળ બિછાવવાની શરૂઆત કરી. પુરાણીનું મકાન 'મોહન મંદિર'ના નામે જાણીતું હતું. તન મનના તાપ સમાવનારાઓનું તે ગુપ્ત સંકેતસ્થાન હતું. ત્યાં પ્રત્યેક એકાદસીએ મહોત્સવ થતો અને મહોત્સવ પત્યા પછી મનની ઇચ્છા, તૃષ્ણા ને અભિરૂચિને સંતોષવાનાં જે રસિયાં હોય તેઓ પુરાણીના મોહનમન્દિરમાંના ખાસ ખંડમાં રોકાઇ જતાં.

આજે ઉત્તમ વ્રત એકાદસી હતી. પુરાણીને ત્યાં હરિજનોની ઠઠ્ઠ જામી હતી. સૌથી ઊંચા આસનપર પુરાણીજી બિરાજ્યા પછી તેનું પૂર્જન અર્ચન થયું. આમાં જેકોર ડોસી ને નવી શેઠાણી પહેલાં હતાં. એકાદશી મહાત્મ્યની કથા વંચાય. પુરાણીજી અનેરા અભિનય સાથે તેનાપર વિવેચન કરે ને તેની આંખો નવી શેઠાણીપર ઠરે.

પુરાણીના નેત્રકટાક્ષથી આખરે ચંપકશેઠની નવી વિંધાઈ અને તેણે ગૌલોકના સુખ અનુભવ્યાં.

'હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું!'

માની મનમાં નવી મલકાઇ:

કાચી બુદ્ધિ, જુવાનીનો થનગનાટ, વૃત્તિઓને ઉશ્કેરનારી રસિક કથાઓ, પાશવવૃત્તિને પોષવા હંમેશાં નવી નવી જાળ પાથરનાર પુરાણીમાં પરવશ બનેલી બીજી ભાવભીની ગોપીઓના સહવાસને પરિણામે નવી શેઠાણી પુરાણીના અખાડામાં આખરે ફસી પડી.

જેકોર ડોસીને પુરાણીએ સોળેસોળ આની ઠસાવ્યું હતું કે: 'સંતાનસિદ્ધિ માટે દશરથ રાજાને જેમ મહાયજ્ઞ કરવો પડયો હતો તેમ કળિકાળમાં તેવો તો નહિ, પણ જરા જુદી રીતનો યજ્ઞ કરવો પડશે.' જેકોર ડોસીને તો નવીને છોકરૂં થાય ને કુળનું નામ રહે તે સાથે જ કામ હતું. યજ્ઞ થાય કે નવીનું પુરાણી સાથે ગાન્ધર્વ લગ્ન થાય એની એને ઝાઝી દરકાર નહોતી. એ યજ્ઞનો દિવસ આજ એકાદસીના તહેવારે નક્કી થયો હતો.

એ 'યજ્ઞ'–મહોત્સવ ચકલુંય ન ફરકી શકે તેવા ગુપ્ત સ્થાને થવાનો હતો. ઠરાવેલા વખતે નવીને તેડીને જેકોર ડોસી એને

યજ્ઞ–ફળપ્રાપ્તિ માટે પુરાણીના ' મોહન મન્દિર 'માં તેડી ગઈ. તે વખતે પુરાણી અને તેના સાથીદારો પોતપોતાનો પાઠ ભજવવામાં રોકાઇ રહેલા હતા. અંદર એક બાજઠ હતો, અને બાજઠપર ચોખાના સાથિયા પુરેલા હતા. તેની વચ્ચે પીતળના પ્યાલા જેવા પાત્રમાં અખંડ ' જ્યોત ' પ્રગટાવેલી હતી. તેની બન્ને બાજુ પુરાણીના સાથીઓ અગભક્તિ કરતા બેઠા હતા. બાજઠની નજીક વચમાં આસન ઉપર પુરાણીજી બેઠા હતા. આ વિધિ યજ્ઞ–પૂજાને નામે ઓળખાતો. યજ્ઞ–પૂજાને પડખે રાતા કપડાંનો પડદો બંધાયલો હતો. તેની અંદરનું સ્થાન એ મનોકામનાની સિદ્ધિનું ' ધરમધામ ' ગણાતું. એ સ્થાનની ચોકી માટે ચાર મજબુત માણસોને રોકવામાં આવ્યા હતા. તે કોટવાળને નામે ઓળખાતા. પોતાના અનુયાયીઓ સિવાય આ ' મોહન મંદિર 'ની ક્રિયા કોઇ પરાયો પુરૂષ જાણી ન જાય તે માટે આવો ખાસ પ્રબન્ધ કરવામાં આવ્યો હતો.

' હરનામ 'નો પોકાર થયો અને તરત જ પુરાણીના અણસારાને ઝીલી લેતી જેકોર ડોસી, નવીને તેડીને અંદર દાખલ થઈ. ત્યાં કેટલાંક બીજાં સ્ત્રી પુરૂષો બેઠાં હતાં અને જમીનપર જાજમ બિછાવેલી હતી. નવીએ અને ડોસીએ અંદરની ક્રિયા આંખો ફાડીને જોવા માંડી. મનોવાંચ્છનાની સિદ્ધિ માટેનાં ઉમેદવારો હાથમાં ચપટી ચપટી ચોખા અને એક એક પૈસો લઇ પેલી ' અખંડ જ્યોત 'ની હરનામના ઉચ્ચાર કરતાં ' પ્રદક્ષિણા ' કરવા લાગ્યાં. પછી પેલા પુરાણીએ મંત્રેલું પાણી એ ઉમેદવારોનાં ટોળાંપર છાંટવા માંડયું. જેનાપર છાંટા પડયા તે સ્ત્રી–પુરૂષો રાતા કપડાંથી બંધાયલા પડદાના અંદરના ભાગમાં–' ધરમધામ 'માં પેઠાં અને અણદીઠ શક્તિનું ' વરદાન ' મેળવી જ્યારે તેઓ બહાર નીકળ્યાં ત્યારે બીજાનો વારો આવ્યો.

' ધરમધામ 'થી પરવારેલાંઓ મન્દિર બહાર નીકળ્યાં કે તરત જ પ્રચંડકાય શિવાનન્દ સ્વામી સામા મળ્યા. આવા એકાન્ત સ્થળે એકલી સ્ત્રીઓને–સુંદરીઓને જોઇ તેઓને આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું:

'ક્યાંથી આવો છો ?'

'પુરાણીજી પાસેથી. આપ કહો તો આપની સેવામાંય તૈયાર થઇએ.' નેત્રકટાક્ષ ફેંકતી એક લલનાએ સ્વામીજીને કહ્યું. તે સાંભળીને સાથેની સુંદરીઓ ખડખડાટ હસી પડી.

સ્વામીજી વ્હેમાયા. કંઈ બોલ્યા નહિ. તેથી હસતી હસતી તે સ્ત્રીઓ ત્યાંથી વિદાય થઈ. સ્વામી ત્યાં ઉભા રહ્યા. એમને લાગ્યું કે ધર્મને નામે ઘોર પાપાચાર પ્રગટાવતું કોઇ સંકેતસ્થાન અહીં હોવું જોઇએ. આજકાલ ધર્મ અને સેવાના સોથા હેઠળ ભયંકર જાળ પાથરીને ભોળી ભામિનીઓને નીતિનાશના પન્થે ઉતારી તેમના શિયળનું સત્યાનાશ વાળનારા વિષયલંપટો અનેક ઢોંગ આદરી રહ્યા છે. એથી સ્વામીજી અજાણ્યુ નહોતા. આવું કંઇક અધમાચાર કરવાનું સ્થાન અહીં હોવાનો સ્વામીજીને શક ગયો અને તે ધીરેધીરે મોહનમંદિરના દ્વાર પાસે આવી ઉભા. એટલામાં થતી ધમાધમીથી તેઓ સમજી ગયા અને મોહનમંદિરમાં દાખલ થવા પ્રયાસ કર્યો.

કોટવાળ દરવાજે ઉભો હતો. તે મોહનમન્દિરના ભામટાઓથી જુદી જ જાતના સાધુને જોઇ વિચારમાં પડયો. તેણે સ્વામીજીને અંદર જતાં રોકયા:

'ખડે રહો, કિધર જાતે હો.'

'દર્શન કરવા.' સ્વામીજીએ જવાબ દીધો.

'ભગવાં કપડાંને વળી સંસારમંદિરમાં દર્શન શાં ?' કોટવાલ સ્વામીજીની મનોવૃત્તિ સમજી ગયો. તેણે સ્વામીજીને ટાણો માર્યો: 'હિમાલય તરફ સિધાવી જાઓ, ત્યાં તપ માંડો ને શરીરને ગાળી નાંખો. મહારાજ, આપના જેવા માટે તો આત્મદર્શનનો એ જ એક માર્ગ છે.'

'હિમાલયમાં શા માટે જાઉં ? સમાજની સળગતી ભઠ્ઠીમાં બળીને જ શરીરને શું કામ ન શેકી નાંખું ? સાચું આત્મદર્શન તો એ રીતે જ થાય.' કહીને સ્વામી અંદર જવા લાગ્યા. કોટવાલ તેમના તરફ ધસ્યો. સ્વામીજીએ તેની કશી દરકાર ન કરતાં અંદર જવા

માંડયું ત્યાં તો કડીઆળી ડાંગ સાથે સાતેક લઠ્ઠ જેવા કોટવાળોએ આવી સ્વામીજીને ઘેરી લીધા.

'તમે કોણ છો? ખબરદાર, એક ડગલું આગળ વધ્યા તો...'

'તો શું?' સ્વામીજીએ અડગતાથી પ્રશ્ન કર્યો.

'તો આજ તમારૂં મોત છે.' એક પહેલવાન જેવો બોલ્યો.

સ્વામીજીએ જીવને જોખમે છલંગ મારી પેલો રાતો પડદો તોડી પાડયો. અંદર ચંપક શેઠની નવી હતી. પડદો તૂટી પડતાં અંદર ભરાયલો પાપી પુરાણી અને નવી અસ્તવ્યસ્ત હાલતમાં ઉઘાડાં પડી ગયાં. સ્વામીજીને જોઈ પાપીને ક્રોધ ચડયો. વાંદરા પેઠે તેણે કૂદકો માર્યો ને આંખના અણસારાથી પોતાના બીજા સાથીઓને ચેતાવ્યા. ધરમધામના મુમુક્ષુઓ આ ધાંધલ દેખતાં જ નાસવા માંડયાં. જેકોર ડોસી પણ પોતાનો જીવ બચાવવા નવીને મૂકી પલાયન થઈ ગઈ.

પાપી પુરાણી કમરમાંથી ખંજર કાઢી સ્વામીજીને મારવાનો મનસુબો કરતો હતો. સ્વામીજીએ તે જોયું અને સમયસુચકતા વાપરી એટલા જોરથી કાંડું પકડયું કે ખંજર તેના હાથમાંથી હેઠે પડી ગયું. સ્વામીજીએ તે કબજે કરી લીધું ને કહ્યું કેઃ 'બદમાશ! જા તને માફ કરૂં છું.'

સ્વામીજી પૂરૂં બોલી રહે તે પહેલાં તો કોટવાળોએ તેમનાપર લાઠીનો મારો શરૂ કર્યો. તેથી જરા પણ નહિ ગભરાતાં સ્વામીજીએ લાગ જોઈ એક જણના હાથમાંથી ડાંગ છીનવી લીધી અને પછી સૌની સામે એકલા પોતે ઝુઝવા લાગ્યા. એક જણે જઈને મન્દિરના દ્વારને અંદરથી તાળું લગાવી દીધું. સ્વામીએ બીજો જ રસ્તો લીધો. આ 'મોહન મન્દિર'નાં ભોપાળાં ખોલીને તેનો નાશ કરવાનો સ્વામીએ નિશ્ચય કર્યો. તેઓ એક જ છલંગે મન્દિરની દિવાલ કૂદી લાઠીઓનો માર ખાતા સહીસલામત બહાર નીકળી ગયા. એ પ્રમાણે શિવોહમનું રટણ કરતા સ્વામીજી આ વ્યભિચાર મન્દિરને છોડી રસ્તે પડયા.

## ૩૫

# ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ !

સ્નેહલક્ષ્મીના ભવ્ય મકાનમાં આજ કેટલાક શેખભાઇઓની તથા સુરબાલાને ત્યાંથી સ્નેહવદનનો પત્ર લઇને આવેલી પેલી ભિખારણ બાઈની શુદ્ધિ થનાર હતી. એના વિધિ માટેની સર્વ તૈયારીઓ થઈ રહી હતી; અમદાવાદથી હજુ સ્નેહવદન આવ્યો નહિ તેથી તેની રાહ જોવાતી હતી. છેલ્લા બે દિવસ થયા તેમના તરફથી કશો કાગળ પત્ર નહોતો તેથી નટવરને 'કર્મયુગ' ઓફિસમાં તેના ખબર કઢાવવા મોકલ્યો. આ શુદ્ધિ સંગઠનની પવિત્ર પ્રવૃત્તિ સ્નેહલક્ષ્મીએ હાથ ધરવાથી કેટલાક ધર્મચુસ્ત થાંભલાઓ તેના માટે ખોટી સાચી વાતો ઉડાડી તેને સમાજમાં હલકી પાડવાના પ્રયાસો કરી રહ્યા હતા. સ્નેહલક્ષ્મીને તે માટે કશી દરકાર નહોતી.

થોડીવાર પછી ભૈયે આવી ખબર આપી કે બે ત્રણ ભાઇઓ આપને મળવા ઇચ્છે છે.

'શા માટે મળવા આવ્યા હશે?' તેનું કારણ તે સમજી ન શકી છતાં ભૈયાને કહ્યું: 'ભલે આવવા દો.' આવનાર ત્રણે આદમી-

ઓએ હિન્દુનો પોશાક પહેર્યો હતો. સ્નેહલક્ષ્મીએ તેઓના આગમનનું કારણ પૂછતાં તેમાંનો એક બોલ્યો:

' બાઇ, અમે મુસાફર છીએ. ગામ બહારની ધર્મશાળામાં ઉતર્યા છીએ. કામ પ્રસંગે શહેરમાં ફરવા નીકળ્યા હતા. વાતવાતમાંથી માલમ પડ્યું કે તમ જેવા ભલાં-ભોળાં બાઇ, શુદ્ધિનું જે કાર્ય ચલાવી રહ્યાં છો તેથી ગામમાં ભારે હોહા થઈ રહી છે. ને ચોક્કસ વર્ગ તેથી ખુબ ચીડાયો છે. કદાચ ધર્મઝનુની માણસો ઉશ્કેરાઈ જઈ તમારો જીવ જોખમમાં નાંખે. વળી સાંભળ્યું છે કે આ કામમાં કોઇ પાદરીનો પણ હાથ છે. '

' મારા તરફ લાગણી દર્શાવ્યા બદલ હું તમારો ઉપકાર માનું છું. ' કહી સ્નેહલક્ષ્મીએ ત્રણે જણ તરફ બારીક નિરીક્ષણ કર્યું ને વળી બોલી: ' ઠીક છે. એ પાદરી સાહેબ મળે તો મારા વતી કહેજો કે, એના ઇસુ ભગવાનને પણ ફાંસીએ લટકવું પડ્યું'તુંને ? છેલ્લાં પચાસેક વર્ષથી પડોશીનો ધર્મ બજાવવા, આ દેશમાં ઉતરી આવેલા એ પાદરી સાહેબોને હવે ધરતીકંપ થવાની ધાસ્તી કેમ લાગે છે ? ભાઇઓ ! તમે તમારૂં કામ કરો અને મારે માટે તે બાબતમાં કાંઇ ચિંતા રાખવાનું કારણ નથી.'

' એ પાદરી આપની મુલાકાત લેવા ઇચ્છે છે. '

' મુલાકાત આપવાની મારી ના નથી પણ એમને કહેજો કે: એમનાં દેવળો, ખોજાખાના ને ઇસ્લામ બિરાદરોની મસજીદો આઘે ઉભીને-દૂરદૂરથી જે નાત જાતને લલચાવી રહ્યા છે; તે લાલચને વશ થઇ પરધર્મમાં વટલાતા દેશભાંડુઓનો મારે પ્રથમ પ્રગતિ પંથ શોધવો છે !' સ્નેહલક્ષ્મીએ શુદ્ધ ભાવે કહ્યું:

' ઇસ્લામનું પાક નામ તમે શું કામ લો છો ? ' આવનાર ત્રણમાંથી એક જણ ઉશ્કેરાઇ જઈ બોલ્યો.

' ભાઇ, ઇસ્લામ પ્રત્યે તમારી લાગણીનો ઝરો વહેતો જોઈ તમે ઇસ્લામી ભાઈ હો એમ લાગે છે. તમે જાણી શકશો કે ઇસ્લામને હું

વગોવતી નથી પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે કેટલાક ઇસ્લામી ભાઇઓ પાક કુરાનની આજ્ઞા આજકાલ તોડી રહ્યા છે.'

'એ તો ઠીક છે. પણ ધર્મઝનુન બહુ ખરાબ છે. વાવાઝોડું વાય છે ત્યારે ઘાસ નમી જાય છે તોજ તે બચી જાય છે. વાવાઝોડું પસાર થયા પછી પાછું તે ટટાર થાય છે. તમે એ રીતે કામ લ્યો તેમાં તમારૂં ભલું છે.'

'તેની તમારે ફીકર કરવાની નથી. ઘાસ એવી પ્રકૃતિવાળું હોવાથી જ સિંહ તેની અવગણના કરે છે.'

'અમે તો તમને ચેતાવવા આવ્યા છીએ ! એક જણે તો કહ્યું'તું કે શુદ્ધિવાળી બાઇનાં નાક ને કાન કાપી નાંખીશ.' ત્રણમાંના એક ગુંડાએ આ રીતે ગર્ભિત ધમકી આપી.

'તમે અહીં સુધી આવ્યા તે માંટે ફરીથી ઉપકાર માનું છું. અને ભૈયાજી !' સ્નેહલક્ષ્મીએ વખત વિચારીને ભૈયાને બોલાવ્યો: 'આ દયાળુ ગૃહસ્થોને કમ્પાઉન્ડના દરવાજા બહાર મૂકી આવ.'

ત્રણે જણ ભોંઠા પડી ગયા. તેઓ કોઈ વિધર્મીઓના તરફથી ભાટાઇ ભજવવા આવ્યા હતા. સ્નેહલક્ષ્મી સીધી રીતે ન માની જાય તો તેનો ખુરદો કરી નાખવાના વિચારથી જ આવ્યા હતા; પરંતુ તે કાર્યમાં તેઓ ફાવ્યા નહિ. ભૈયો ને નટવર બન્નેની હાજરી હતી. તેઓ આવ્યા હતા તેમ ઉડયા ને પલાયન થઈ ગયા.

'કોણ હતા એ ?' નટવરે તેઓ ગયા પછી પૂછયું.

'આપણા જ દેશની માટીમાંથી ઉત્પન્ન થએલા એ ગુંડાઓ હતા.' સ્નેહલક્ષ્મીએ કહ્યું.

'જો એ ગુંડાઓ હતા તો તેને અહીં જ સાચો ધર્મ બતાવવો હતો.'

'ભૂલે છે; એ લોકની તો દયા ખાવી જોઇએ. ખરા બદમાશ તો એ ગુંડાઓને હોળીનું નાળિયેર બનાવનારા છે. જગત્‌ભરમાં ઘુમી વળો: ધર્મ નામના માત્ર મોહક રમકડાની ખાતર જીવ સાટે જીવ લેવા તૈયાર થનાર, એવાં ધર્મઝનુની આજ્ઞાંકિત પ્રાણીઓ ઘણાંય છે.'

'કર્મયુગ' કાર્યાલયમાંથી નટવર, સ્નેહવદન સંબંધી શા સમાચાર લાવ્યો તે વાત તો ભૂલાઈ ગઇ. શુદ્ધિક્રિયાનો સમારમ્ભ થવાની તૈયારી હતી. સ્નેહલક્ષ્મીની હાજરીની જ રાહ જોવાઈ રહી હતી. તેડવા આવેલા માણસ સાથે નટવર અને સ્નેહલક્ષ્મી ઉઠયાં અને શુદ્ધિવાળા ખંડમાં પહોંચ્યાં.

આખોય ખંડ આશોપાલવનાં તોરણો ને કદલી સ્તંભોથી શણુગારવામાં આવ્યો હતો. ઋત્વિજો અને યજમાનો વેદીની આસપાસ ગોઠવાઈ ગયા હતા. પુરોહિતો, અતિથિઓ તથા આમંત્રેલા સંભાવિત સજ્જનોની સમક્ષ શુદ્ધિની ક્રિયા શરૂ થઇ. વેદમંત્રો વડે ગગન ગાજી રહ્યું અને હવનમાં હોમાતાં પવિત્ર દ્રવ્યો વડે વાતાવરણ પવિત્ર બની રહ્યું હતું. હિન્દુમાંથી વટલી શેખ બનેલાં પચાસેક કુટુમ્બોએ તથા પેલી ભિખારણ બાઇએ ઇશ્વર સાક્ષીએ વેદ ભગવાનના ભગવા ધ્વજને વંદન કરી હિન્દુ ધર્મનો સ્વીકાર કર્યો. આ વિધિ લગભગ બે કલાક ચાલ્યો. પછી પ્રસાદ વ્હેંચાયો. પંચામૃત પીવાયાં અને શુદ્ધ થયેલાંઓના હૃદયમાં નવીન પ્રકાશ પ્રગટયો હોય તેમ તેમના પ્રફુલ્લ બનેલાં વદનોપરથી દેખાઇ આવતું હતું. આ આનંદમાં નોબત ને શરણાઈનો મંગલ સૂર વધારો કરી રહ્યાં હતાં. આ પવિત્ર ધર્મકાર્યથી પરવાર્યા પછી સ્નેહલક્ષ્મીએ નટવરને કહ્યું: 'આ વખતે સ્નેહવદન હાજર હોત તો તેને કેટલો આનંદ થાત ? એ તો ઠીક પણ ભાઇ, તું 'કર્મયુગ' પત્રની ઓફિસમાં જઇ શી ખબર લાવ્યો ?'

'' બ્હેન, ઘણા જ ખેદજનક ખબર મળ્યા છે કે અમદાવાદમાં એની સાળી લીલાને ગુંડાના હાથમાંથી બચાવવા જતાં પોતે પોલિસને હવાલે થયો અને એમને માથે ખૂનનો આરોપ આવ્યો છે.'

આ સાંભળી સ્નેહલક્ષ્મીપર જાણે વીજળી તૂટી પડી હોય એવું લાગ્યું. તેના હૃદયને ભારે આઘાત થયો ને હવે શું કરવું ? તેના વિચારમાં તે પડી ગઇ. સ્નેહવદનને બને તે રીતે સહાય કરવા તુરતજ અમદાવાદ જવાનો તેણે નિશ્ચય કરી લીધો.

## ૩૬

# લીલાનું અપહરણ !

સુખલાલ શેઠ 'આખલા ખૂન' મીલનો એજન્ટ હતો. મીલના એક મજુરનો હાથ કપાતાં તેને નોકરીપરથી રજા આપવાને કારણે સદરહુ મીલના મજુરોએ હડતાળ પાડી હતી. આ હડતાળને સમાવવા મીલ ઓનર્સ એસોસિએશનના મંત્રીને સુખલાલ શેઠે મજુરોની આગેવાન મિસ **લીલા**ની મુલાકાતે મોકલ્યો હતો. મિસ **લીલા**ની સાથે થયેલ વાટાઘાટનો રિપોર્ટ આપવા મંત્રી તુરત જ સુખલાલ શેઠની ઓફિસે આવ્યો. ઓફિસમાં મીલ એજન્ટ તથા મંત્રી વચ્ચેની આ સંબંધે મસલત ચાલતી હતી તે દરમ્યાન **સ્નેહ**વદન પણ સુખલાલ શેઠનો મીલ હડતાળના સંબંધમાં ઇન્ટરવ્યુ લેવા આવ્યો હતો. અંદર મંત્રી હોવાથી ઓફિસ બહાર બાંકડા ઉપર તેને બેસી રહેવું પડયું હતું. મંત્રીજી તથા મીલએજન્ટ વચ્ચે થતી વાતચિત થોડી ઘણી તેના સાંભળવામાં આવી હતી. ત્યારપછી **સ્નેહ**વદને રસ્તામાં મંત્રીની મુલાકાત લીધી હતી અને તેમાંથી પણ મિસ **લીલા** ઉપર કાંઇક કારસ્તાન રચાય છે એટલું તે જાણી શકયો હતો. તે પછી નદીની રેતમાં મળેલી સભામાં મિસ **લીલા**ને **સ્નેહ**વદન મળે છે. મિસ **લીલા** તેને પોતાને ઘેર લઇ જાય છે, અને આગળનાં સ્મરણો તાજાં કરી લુચ્ચા **અર્થ**દાસના ભરમાવવાથી સ્ત્રીસુલભ સ્વભાવાનુસાર

સ્નેહવદનપર શંકાશીલ બની મીઠડો ઠપકો આપે છેઃ તેટલામાં સુખલાલ શેઠનો શોફર ચિઠ્ઠી લઇ આવે છે. લીલા સૂરબાળાને ત્યાં મળવાનું કહી સુખલાલ શેઠની આવેલી મોટરમાં રવાના થાય છે. આ બધી ઘટનાઓ વાંચકોને સુવિદિત છે.

સાંજ પડવા આવી છતાં મિસ લીલાએ આપેલા વચન પ્રમાણે તે સૂરબાળાને ત્યાં આવી નહિ. સ્નેહવદન તેની રાહ જોઇ રહ્યો હતો. લલિતને લીલાને ત્યાં તપાસ કરવા મોકલ્યો. લીલા મોટરમાં મીલ એજન્ટને મળવા ગઈ છે; ત્યાંથી હજી સુધી પાછી નહિ ફર્યાના સમાચાર લઈ લલિત પાછો આવ્યો. આ સાંભળી સ્નેહવદનની શંકા દૃઢ થઇ કે નક્કી કંઇક લીલા ઉપર કારસ્તાન રચાયું છે. હવે શું કરવું? કયાં જવું? અને શી રીતે આ ભેદ જાણવો તેના રસ્તા તે શોધવા લાગ્યો. મંત્રીનું નામ તે જાણતો નહોતો. તેમ એના ઘરની માહિતી લલિત અગર સૂરબાળાને હતી નહિ. કદાચ મંત્રી મળે તો પણ તે સાચી બાતમી આપે કે નહિ એ વિષે શંકા હતી. વિચારમાં ને વિચારમાં રાતના ૮ વાગ્યા. આ વખતે લલિતનો એક જાની મિત્ર આવતી કાલે સંગીતના જલસામાં આવવાનું નિમંત્રણ કરવા મણીપુરથી આવ્યો. લલિત તથા સૂરબાળાની સ્થિતિ લીલા ઉપર રચાયલા કારસ્તાનથી દુઃખદ બની હતી. લલિતના મિત્રે આ હકીકત જાણી અને કંઇક શંકાશીલ બની કહ્યું: 'આજે મણીપુરમાં એક મોટર આવી હતી. અને એક અવાવરૂ બંગલો ઊઘડયો છે. મોટરમાં માત્ર એક બાઇ હતી. તેની સાથે એક પઠાણ જેવો કોઈ બીજો હતો. મોટરમાંની બાઇ બેશુદ્ધ જેવી જણાતી હતી.'

આ સમાચાર મળતાં જ સ્નેહવદન બધું સમજી ગયો. તેને વધારે વિગતની જરૂર ન હતી. જીવનમાં કેટલીક એવી પળો આવે છે કે જ્યારે મનુષ્ય કોઈ અગમ્ય આત્મબળથી સારા જગત્ સામે ઝુઝવા તૈયાર થઈ જાય છે. એક સેકન્ડ પણ વિચારમાં ગુમાવ્યા સિવાય તે ઊઠયો. સૂરબાળાને કહી દીધું કે સાડા દસની લોકલમાં પોતે મણીપુર જવાનો છે.

મીલ એજન્ટ સુખલાલ શેઠે, લીલાને હતી ન હતી કરી નાંખવા એક ભયંકર કારસ્તાન રચ્યું હતું. લીલાને ક્લોરોફોર્મથી બેશુદ્ધ બનાવી, પોતાના એક વિશ્વાસુ પઠાણને તેનો ચોકી પહેરો કરવાની સુચના આપી તેની સાથે મણીપુર મોકલ્યો હતો. બંગલાને ઊઘાડી શૌફરની મદદથી બેભાન લીલાને ઉઠાવી અંદરના ખંડમાં કેદ કરી. બે ત્રણ કલાક વીત્યા પછી લીલાને ક્લોરોફોર્મનું ઘેન ઉતરવા માંડયું. તે થોડી થોડી શુદ્ધિમાં આવતી જતી હતી; અને પોતે કોઈ અજાણ્યા સ્થળે આવી પડી છે એવી તેને ખબર પડી. આ વખતે રાતના ૧૧ વાગ્યા હતા. આ સર્વાંગ સુંદર સોળ વર્ષની સુંદરીને જોઈ પેલા પઠાણની દાનત બગડી. કોઈ પણ ઉપાયે આવા શિકારને ન છોડવાનો તેણે નિશ્ચય કરી લીધો. વસ્તી વગરના મણીપુરમાં અત્યારે સાવ સૂનકાર વ્યાપી ગયો હતો. પઠાણના દીલમાં પૂરેપૂરો શયતાન પ્રવેશી ચુકયો હતો. કોઈ પણ ભોગે અત્યારે આ નવયૌવનાને પોતાની રૂપી ઇચ્છા પૂરી કર્યા સિવાય નહિ છોડવાનો દૃઢ સંકલ્પ કરી તેણે બંગલાના બહારના ભાગના દરવાજામાં તાળું માર્યું અને એ બેઠા ઘાટના બંગલાની અગાસી ઉપરથી ચડી અંદરના ખંડમાં, જ્યાં લીલાને સુવાડી હતી તે ખંડમાં આસ્તે આસ્તે દાખલ થયો.

આ તરફ સાડાદસની લોકલમાં સ્નેહવદન મણીપુર આવ્યો. એવે વખતે ઘણા ખરા બંગલાઓ બંધ હતા. સ્નેહવદન મુંઝાયો. બધે ફરી વળ્યા પછી નિરાશ થઈ છેવટના એક બંગલાનાં પગથીઆંપર ઉભા રહી આમ તેમ જોતો વિચારવા લાગ્યો. 'લીલાને કયા બંગલામાં રાખી હશે ?'

એવામાં તેજ બંગલાની અંદરથી કોઇની કારમી ચીસો આવતી તેણે સાંભળી. આ કરૂણ ચીસો તેના કાને પડતાં તેણે આસપાસ નજર કરી. બંગલાનો દરવાજો બંધ હતો છતાં ચીસો તો તેજ બંગલામાંથી આવે છે એવી ખાત્રી થતાં જેવી રીતે પઠાણ બંગલાની અગાસીપર ચઢીને અંદરના ખંડમાં ઉતર્યો હતો તે જ રીતે એક પણ પળ ગુમાવ્યા વગર

સ્નેહવદન તે બંગલાના અંદરના ખંડમાં પ્રવેશ્યો. તેણે લીલાને સતાવતા દુષ્ટ પઠાણને જોયો. વિષયી પઠાણનું લક્ષ લીલાને કબજે કરવામાં રોકાયું હતું. સ્નેહવદને છલંગ મારી અને એકાએક પઠાણપર તુટી પડયો. એક જ ઝપાટે એ હીચકારા પઠાણને ભોંય ભેગો કરી દીધો. નીચે પડતાં પઠાણની આંખો ફાટી! તેણે જોરથી ત્રાડ મારી: ' તુમ કોન હય. '

'નિમકહરામ બદમાશ ! હું કોણ છું તે તને હમણાં જ જણાશે !' સ્નેહવદને પણ તેટલા જ જોરથી જવાબ આપ્યો.

પઠાણે એનાથી છૂટવા અને પોતાના રસ્તા વચ્ચે આવનારને સીધો જહન્નમમાં પહોંચાડી દેવા ખુબ તરફડીઆં માર્યાં. એક જબરજસ્ત આંચકાથી સ્નેહવદનને ઉથલાવી પાડી પોતે ઉભો થઇ ગયો. સ્નેહવદન ફરીવાર તેને મહાત્ કરવા જાય તે પહેલાં તો પઠાણ તેની ગળચી પકડી તેના ઉપર ચડી બેઠો. ભાનમાં આવતી લીલા આ ધમાચકડી જોઇ ગભરાઈ ગઇ. એ અંધારા ખંડમાં તેણે સ્નેહવદનને ઓળખ્યો નહોતો; છતાં આવા અણીના વખતે પોતાના શિયળનું સંરક્ષણ કરવા આવનાર કોઈ ઇશ્વરના ફિરસ્તારૂપે તેને માનવા લાગી. તે એટલી બધી નબળી પડી ગઇ હતી કે પોતાના શિયળના સંરક્ષણ કરનારને શી રીતે આ જમ જેવા પાપી પઠાણથી બચાવી લેવા તેની તેને સુઝ પડતી નહોતી. આ ખરેખરો અણીનો પ્રસંગ હતો. તે ગભરાયલી ઉઠી ને હાંફળી ફાંફળી બની એ અણવપરાયલા બંગલામાં આમતેમ ઘુમી કોઇ હથિયાર શોધવા લાગી. પરન્તુ અંધારે કંઈ મળી શક્યું નહિ. સ્નેહવદન ને પઠાણ હાથોહાથ આવી ગયા હતા, પઠાણે ગડદા પાટુથી સ્નેહવદનને અધમુઓ કરી નાંખ્યો અને જો અત્યારે દાવ ચુકે તો સ્નેહવદન ઘડીવારમાં હતો ન હતો થઈ જાય તેમ હતું. પઠાણે કમરે ખોસેલું ખંજર કાઢયું. અંધારામાં કાઢેલાં ખંજરપર સ્નેહવદનની નજર પડી કે તરતજ હતું તેટલું જોર અજમાવી એક જ ઝપાટે તેણે પઠાણના હાથમાંથી ખંજર છીનવી લીધું. ને સપાટાબંધ પઠાણને નીચે પછાડી પોતે પાછો ઉભો થઇ ગયો.

પઠાણની ગળચી પકડી હેઠે પછાડયો ને કહ્યું: ' નીચ, બદમાશ ! આજે તારૂં જ ખંજર તારો જીવ લેવાનું છેઃ યાદ રાખ. ' નીચે પડેલા પઠાણથી આ સાંખી ન શકાયું. તેણે પછવાડેથી પોતાના પગની સ્નેહવદનની ડોકમાં ઝાપટ લગાવી ને નીચેથી નીકળી ગયો. પછી બન્ને સામસામા ઉભા થઇ ગયા. બન્ને જીવપર આવ્યા. જો સ્નેહવદનના હાથમાંથી ખંજર પઠાણ ખેંચી લે તો તે હતો ન હતો થઈ જાય તેમ હતું. પરસ્ત્રીનું શિયળ લૂંટવા બળાત્કાર કરનાર દુરાચરણી માટે કાયદો તેને ગમે તે સજા કરે તેની પરવા ન કરતાં સ્નેહવદને એક પળ પણ ગુમાવ્યા વગર તે ગુંડા–પઠાણના પેટમાં ખંજર ભોંકી દીધું. પઠાણ લોહીલુહાણ હાલતમાં પટકાઇ પડયો. ખૂન થયાની ખબર પડતાં તુરતજ પોલિસ ત્યાં આવી પહોંચી. પોલિસે મિસ લીલા તથા સ્નેહવદનને પકડયાં. મિસ લીલાને તુરતજ માનભરી રીતે કોઇને ખબર ન પડે તેમ પોલિસ સ્ટેશને લઈ જઇ લોક–અપમાં રાખવામાં આવી ને સ્નેહવદનને પોતાના હવાલામાં લીધો.

આ ખૂન થયાની વાત એકલા મણીપુરમાં જ નહિ પણ આખા અમદાવાદ શહેરમાં વાયુ વેગે પ્રસરી ગઇ. ' આખલા ખૂન ' મીલના એજન્ટ સુખલાલ શેઠે કંસાર રાંધવા જતાં થઇ ગએલી થૂલીથી આ અણધાર્યો ધડાકો સાંભળ્યો ને તેમના હોંશકોશ ઉડી ગયા. તેમની બધી ગોઠવેલી બાજી ધૂળ મળી ગઈ. તે જ દિવસે સવારની એમની મીલની વ્હિસલ વખતે ઓફિસના બોર્ડ ઉપર ' કામદારોની મરજી મુજબનું સમાધાન કરવા એજન્ટ રાજી છે. ' એવું લખાઇ ગયું હતું. પણ કામદારોને આજ નહોતી દરકાર સમાધાનની કે નહોતી ઇચ્છા કામે ચડવાની. પોતાની માનીતી આગેવાન મિસ લીલાના અપહરણથી કામદારોનો જીવ ઉડી ગયો હતો. હવે તો લીલા બ્હેનનું મ્હોં જોવાય ને તે રજા આપે ત્યારપછી જ કામે ચડવાનો તેઓએ નિરધાર કર્યો હતો.

મણીપુરમાં ગઇ રાતના થએલા ખૂન પછીથી પોલિસને હવાલે

થએલા સ્નેહવદનને સવારે ૬ વાગ્યાની લોકલમાં અમદાવાદ લાવવામાં આવ્યો. બે હાથમાં બેડીઓ અને બન્ને બાજુ પોલિસો તથા ઇન્સ્પેક્ટર વચ્ચે એ વીર યોદ્ધો અમદાવાદના સ્ટેશને ઉતરી ઉભો હતો. તેના મુખ ઉપર જરાય વિષાદની છાંયા સરખી નહોતી પણ વિજેતા ભડવીરને શોભે તેવું સંતોષજનક સ્મિત ફરકી રહ્યું હતું. પોલિસના કાયદાની નજરે તે ખૂની ઠર્યો હતો પણ ઇશ્વરી ન્યાયના થતા ખૂનના રક્ષણહાર તરીકે તે પોતાને કૃતાર્થ માનતો હતો. પોલિસ તેને સ્ટેશન બહાર લઇ ગઇ. મિસ લીલાના શિયળને બચાવવા પોતાનો જીવ જોખમમાં નાંખી, એ બદમાશ ગુંડાનું ખૂન કરનાર સાચના સિપાઇ સ્નેહવદનને નિરખવા અમદાવાદના સરિયામ રસ્તાપર લોકોનાં ટોળે-ટોળાં જામ્યાં હતાં. હજુ તો સૂર્યોદય પણ પૂરો થયો નહોતો. પોલિસની સાથે સ્નેહવદન સ્ટેશન બહાર નીકળ્યા પછી પાંચકૂવા વટાવી ચાર રસ્તે પહોંચ્યો. અમદાવાદની સન્નારીઓએ આભારની લાગણીથી જોઇને એમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી. સઘળા લોકો ધન્યવાદની, આભારની, માનની એમ વિધવિધ પ્રકારની દૃષ્ટિએ તેને જોઇ રહ્યા.

'વાહરે, મરદ બચ્ચા ! ધન્ય છે તને ને તારા માતપિતાને !' લોકોની જામેલી ઠઠ્ઠમાંથી એક જૈન વાણિયાએ હૃદયની લાગણી દર્શાવી.

'એ બિચારો રતનપુરથી પ્રગટ થતા 'કર્મયુગ' પત્રનો રિપોર્ટર છે અને અહીં આ મીલ હડતાલના મામલાની ખરી સ્થિતિ જાણવા આવ્યો હતો.' એક વેપારીએ પાસે ઉભેલા પોતાના એક ઓળખીતાને કહ્યું.

'હા, મેં પણ એવું સાંભળ્યું છે અને મણીપુર પણ એ તેજ કારણે ગયો હતો. ત્યાં બિચારો ઉલટો ફસાઇ ગયો.' બીજાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

'એમ ન બોલો, મિસ્ટર ! રિપોર્ટરની જવાબદારી નાની સૂની નથી. જરા પશ્ચિમના રિપોર્ટરોનાં જીવન જુઓ તો ખબર પડે કે તેઓ સાચા રિપોર્ટો મેળવવા જતાં કેવાં કેવાં જોખમો ખેડે છે. આ

બાઇ પણ એવો જ એક બહાદુર રિપોર્ટર છે.' એક પત્રકારના માણસે તેની પ્રશંસા કરી.

'સ્ત્રીના સૌન્દર્યની પાછળ રહેલું પ્રભુનું સૌન્દર્ય આજના યુગમાં ભાગ્યે જ કોઇ પિછાની શકે છે. પશુવૃત્તિના લોકો સૌન્દર્યને વેડફી નાંખવા ને પોતાની પાશવવૃત્તિ સંતોષવા લાખોનાં લોહી રેડાવે છે. નિર્દોષ બિચારી લીલાને પણ મજુરોનો પક્ષ લેતાં મુડીવાદીઓના કારસ્તાને એક ગુંડાનો શિકાર બનવા જેવો સમય આવ્યો ત્યારે આ બાપડા રિપોર્ટરના હાથમાં બેડીઓ પડી ને ?'

'હા, પણ ઘુવડ સૂર્યનો મોહ રાખે તેથી શું વળે ? લીલાને એ બદમાશ શું કરી શક્યો ?' બીજાએ ઉત્તર વાળ્યો.

સ્નેહવદન આગળ ચાલ્યો આવતો હતો. રીચીરોડપરના 'જૈન મંદિર'ના પગથિયાંપર લલિત ને સૂરબાલા તેને મળવા ઉભાં હતાં. સ્નેહવદનને આવતો જોઇ, માણસોનાં ટોળાને વીંધતાં તેઓ બંને આગળ આવ્યાં. બંનેને સ્નેહવદને દીઠાં. તે ઉભો રહ્યો. એ દંપતીને બે મિનિટ મળી લેવાની આંખના ઇશારાથી પોલિસની સવિનય રજા માગી. ઉદાર દિલનો પોલિસ ઈન્સ્પેક્ટર પણ પત્નીવાળો હતો. તે સમજી ગયો કે તે સ્નેહવદનનાં કુટુંબીજનો હોવાં જોઇએ. તેને મળવાની પરવાનગી મળી. સૂરબાલા ને લલિત એની પાસે આવ્યાં. સૂરબાલાની આંખમાં આંસુ હતાં. તેનો કંઠ રૂંધાયલો હતો. લલિત તો બાઘારામ જેવો બની ગયો હતો. બંનેમાંથી કોઈ કાંઇ બોલી શક્યું નહિ. ત્યારે સ્નેહવદને કહ્યું:

'હું જાઉં છું, સૂરબાલા બ્હેન, મેં લીલાને બચાવવા ખૂન કર્યું છતાં નિર્દોષ ઠરીને પાછો આવીશ ને તમને મળીશ ત્યારે નિરાંતે વાતો કરીશ. હમણાં તો એક જ વાત કરવાની કે આ ખબર સાંભળીને રતનપુરથી સ્નેહલક્ષ્મી પણ કદાચ અહીં આવશે. તે જરાય ગભરાય નહિ, કલ્પાંત કરે નહિ, એવું તમો એને આશ્વાસન આપજો.'

'સંભાળજે ભાઇ, મૂડીવાનો ખોટા સાક્ષી પુરાવા ઉભા કરશે તો તારૂં શું થશે?' કહેતાં સૂરબાલાનું હૃદય ભરાઈ આવ્યું.

'બીલકુલ બેફિકર રહેજો બ્હેન! હૃદયની વેદનાને સમાવી દેનાર સામે ગમે તેવાં વિઘ્નો આવશે, તોય તે તમામ તોફાનોનું શમન થઇ જશે. ઇશ્વર અન્યાયી નથી. એનાપર શ્રદ્ધા રાખી, હસતે મુખડે તમે ઘેર જાઓ. મારી ચિંતા, લાજ, પ્રતિષ્ઠા સૌ પ્રભુને સોંપી દો. મને પોતાને મારી જાતનો વિચાર સૌથી છેલ્લો થાય છે. તમે શા સારૂ મુંઝાઓ છો?' કહી સ્નેહવદને વિદાય લીધી. કહેવાની જરૂર નથી કે સ્નેહવદનને કેસ ચાલે ત્યાં સુધી હાલ તુરતને માટે કાચી જેલમાં રાખવામાં આવ્યો.

## ૩૭

# સ્વામીજીનો સદ્બોધ:

**ગુજરાતના** ગામડાંઓમાં ને શહેરોમાં દિતપ્રતિદિન ગુંડાઓનો ત્રાસ વધતો જતો હતો, અને એ ચેપ ધીરે ધીરે હિંદુસ્તાનમાં સર્વ સ્થળે ફેલાતો જતો હતો. ફૂલની કુમળી કલિકાઓ સરખી ન્હાની ન્હાની હિન્દુ કન્યાઓ, તેમજ મોટી સ્ત્રીઓનાં પણ અપહરણ થયાના સમાચારો દિન ઊગ્યે પેપરોમાં બહાર આવતા. બીજી બાજુથી મસ્જીદો આગળ ઢોલ, વાજાં નહિ વગાડવા દેવાની વાતને મૌલવી-ઓએ ધર્મનું મોટું સ્વરૂપ આપી અજ્ઞાન મુસ્લીમભાઇઓને હિંદુઓ સામે ઉશ્કેર્યા છે. કેટલાક ધર્માન્ધ મુસલમાન ભાઇઓ એમ માનવા લાગ્યા છે કે હિન્દુ એટલે કાફર; અને કાફરોની કત્લ કરવી એટલે પયગમ્બરી આદેશને અનુસરવું. આવી અંધ માન્યતાનો ઝેરીલો કીડો પણ કેટલાક ધર્મ ઝનુનીઓના મગજમાં સળવળી ઉઠયો હતો. આવી રીતે હિન્દુ મુસ્લીમ ઐકયતામાં ભંગ થાય તો હિન્દુ મુસ્લીમ વચ્ચે કડવાશની લાગણી વધતાં આ દેશને ભારે નુકસાન થવાનો સંભવ કેટલાંક શાણાં ભેજાંને જણાતો હતો. વડોદરા શહેરમાં એક નજીવા કારણે હિન્દુ મુસલમાન વચ્ચે મારામારી થતાં કેટલાકનાં માથાં ભંગાયાથી લોક-લાગણી ઘણી ઉશ્કેરાઈ ગઈ હતી. તેથી સુલેહના ચાહનારા

ગામના કેટલાક શહેરીજનોએ એક જાહેર સભા ભરવાનું નક્કી કર્યું. તેમાં મુખ્ય વ્યાખ્યાતા તરીકે રતનપુરથી આવેલા સ્વામી શિવાનંદજી મહારાજને જાહેર કરવામાં આવ્યા.

વડોદરામાં હિન્દુ–મુસ્લીમ ભાઇઓ વચ્ચે થયેલાં છમકલાંના સમાચાર સ્વામીજીને મળ્યા હતા. તે ઉપરથી ખરી સ્થિતિ નીરખવા તેઓશ્રી રતનપુરથી વડોદરા આવવા ઉપડયા હતા. રસ્તામાં તેઓશ્રીને ગાડીમાંના કોઈ મુસાફરે અમદાવાદમાં મિસ લીલાના થયેલા અપહરણની ખબર આપી હતી. રાજમહેલ રોડના વિશાળ મેદાનમાં આજે રાતના આઠના સુમારે સર્વ કોમોની જંગી જાહેર સભા મળી હતી. જેમાં હિન્દુ સિવાય કેટલીક તર્કીશ ટોપીઓવાળા મુસ્લીમો પણ ઠીક ઠીક સંખ્યામાં જોવામાં આવતા હતા. સ્વામીજીનું આગમન સભામાં થતાં જ જાણે મેઘાડંબર છવાંયો હોય, તેમ તેમની પ્રતિભામાં સૌ કોઇ અંજાઇ જવા લાગ્યા. આરંભનો શિષ્ટાચાર વિધિ થયા પછી સ્વામીજીનું વ્યાખ્યાન શરૂ થયું. સ્વામીજીની વક્તૃત્વ શક્તિથી સર્વે સભાજનો મુગ્ધ થયા. વ્યાખ્યાનની મધ્યમાં મુસ્લીમ બંધુઓને અનુલક્ષીને સ્વામીજીએ કહ્યું:

‘ મારા મુસ્લીમ બિરાદરો ! તમે યાદ રાખજો. ઇસ્લામની જનેતા, તે જ હિન્દુઓનીયે જનેતાઃ પવિત્ર કુરાનેશરીફમાં માતાઓ માટે ભેદ પાડેલો નથી. તમને એ પાક ધર્મ પુસ્તકમાંનોજ આદેશ સંભળાવું છું. તેમાં સ્પષ્ટ લખ્યું છે કેઃ એ માતાઓને જ ચરણે સ્વર્ગ છે. સ્ત્રી માત્રના શિયળને પાક ગણજેઃ ઓરતોને કનડવાની, તેની આબરૂ લૂંટવાની, તેમની કકળતી આંતરડીના નિસાસા કે શાપ વ્હોરવાની તેમાં સાફ મના છેઃ તેના પ્રત્યે જે સર્વાંશે વફાદાર રહે, એ જ ખુદાનો ખરો બંદો. એની સાથેના અઘટિત વર્તાવમાં ખુદાની ખફગી ભરેલી છે એ ખ્યાલ હરગિઝ ન ભૂલતા. પાક પરવરદિગારને નામે આટલું ખસુસ લક્ષમાં રાખજો કે પારકી સ્ત્રીપર વિકારી નજર નાંખવી તે આંખનો વ્યભિચાર; વિકાર ભરેલાં વેણ ઉચ્ચારવાં એ

વાણીનો વ્યભિચાર અને તેનાપર બળાત્કાર કરવો એ જીવન સમસ્તનો વ્યભિચાર છે. જે વ્યાભચારના પાપથી બીજું કોઇ પણ પાપ વધારે ધિઃક્કારપાત્ર નથી. '

આ સભામાં તોફાન મચાવવાના જ ઇરાદે આવેલા ગુંડાઓ આ સાંભળી એક બીજાની સામે જોવા લાગ્યા. ' કુરાને શરીફ 'ના નામ સાથે અપાતા સાચા ઉપદેશથી તેમનું ધર્મઘેલું મન દંગાફિસાદથી ડગુમગુ થવા માંડયું. સ્વામીજીનો સદુપદેશ ચાલુ હતો:—

' વાજાંની મનાઇ ? ઘણે ભાગે તો વાજાંના બજાવનારાઓ ખુદ મુસલમાનો હોય છે ! વાજાં મંગળ પ્રસંગે વાગે: મંગળ પ્રસંગના ધ્વનિ જ્યાં પહોંચે, ત્યાંનું વાતાવરણ તે વડે વધારે પાક બને. અને વાજાં માટેય કુરાને શરીફમાં કયાં મના છે ? કિતાબ–ઉલ–ખેરાજનું પૃષ્ટ ૮૬ મું, આપ હાજર છો તેમાંથી કોઇએ વાંચી જોયું છે ? '

એમાંનાં કેટલાંક પ્રકરણોમાંથી અવતરણો કહી સંભળાવી સ્વામીજીએ સમભાવભરી લાગણીથી ઉમેર્યું:

' હિન્દુ ને મુસલમાન: એ આ ભારતમાતાની બે આંખો છે. એક જ દેશના બે સમોવડિઆ સાથી છે. એમની વચ્ચે અથડામણ કરાવવાની તરકીબ રચનાર જે કારમી સત્તાની સમશેર શિરપર લટકી રહી છે તેનું ભાન થાઓ અને ભાઇએ ભાઇની માફક ઉભય જાતિ હાથમાં હાથ મિલાવી દેશનો દશા સુધારવા કટિબદ્ધ થાઓ: તો જ ખાલી ધર્મઝનુનની વાતો આપોઆપ વિસારે પડવા માંડશે. '

સ્વામીની નજર અત્રે મોટી સંખ્યામાં હાજર થએલા હિન્દુઓ પર પડી. તેઓ એમને સંબોધીને બોલ્યા:

' આ હિન્દુ પ્રજા જેના નામપરથી આ વ્હાલા દેશનું નામ હિન્દુસ્તાન પડયું છે: તે મહાન પ્રજાની આજ શી દશા છે ? નગાધિરાજ હિમાલય અને હિન્દુકુશની છત્ર છાંયાતળે વસી, જેના વીર્યવાન પૂર્વજો ઋચાઓના ઉચ્ચારણે ગગનને ગજાવી મૂકતા તેના સંતાનો તે તમે જ ? તમે કયાં છો ? તમારૂં સ્થાન કયાં છે ? તમારામાં

હિન્દુત્વનું હીર કેટલુંક રહ્યું છે? ઇસ્લામ બિરાદરોને એમના પવિત્ર કુરાને શરીફની આજ્ઞાઓના સાચા અનુયાયી થવા દઇ, હિન્દુ જનતાએ સ્વયં પોતાના સુધાર ને ઉદ્ધાર માટે સજ્જ થવું જોઇએ.'

'હિન્દુઓ તો નામરદ છે.' એવો કોઈ ઇસ્લામ છોકરાનો અવાજ આવવાથી સભામાં જરા ગરબડ થવાનાં ચિન્હ જણાયાં. **સ્વામીજીએ** 'ખામોશ' શબ્દવડે સૌને શાંત પાડતાં આવી નામરદીનો રદિયો આપવા માંડયો.

'ભૂલે છે બચ્ચા; હજુ તો જેના દાંતે જનનીના ધાવણનું દૂધ વળગી રહ્યું છે, તે શું જાણે કે હિન્દુ પ્રજા મરદ છે કે નામરદ છે? ઇતિહાસનાં પાનાં ઉથલાવો. સિકન્દરથી ચડિયાતો લડવૈયો હતો કોઇ? છતાં એને પંજાબથી જ પાછા હઠવું પડયું હતું તે કોનાથી? અરે, છેલ્લું દૃષ્ટાંત યૂરોપની ખૂનખાર લડાઇનું લ્યો. જર્મન, ફ્રેન્ચ, કે અંગ્રેજ યોદ્ધાઓની હરોલમાં હિન્દુ ક્ષત્રિ, ગુરખા ને જાટ સેનાનીઓ નહોતા ઉભા? પણ હા, હિન્દુઓ નામરદ છે. એ એક દૃષ્ટિએ બરાબર છે. જ્યાં સુધી એનામાં હું કાન્યકુબ્જ કે હું શૈવ કે હું વૈષ્ણવ આદિ પેટા વિભાગોનું ભૂત ભરાયલું રહેશે ત્યાં સુધી તે નિર્બળ જ ગણાય છે અને નબળો જ રહેશે.'

'એટલા માટે જ હિન્દુ સંગઠ્ઠનની જરૂર છે.' એક હિન્દુ યુવાન બોલી ઉઠયો.

**સ્વામીજીનું** ધ્યાન નૌજુવાનોની જામેલી ભવ્ય મેદની તરફ ખેંચાયું. નૌજુવાનોને આટલી મોટી સંખ્યામાં આજે મળેલા જોઈ તેમને આનંદ થયો. કેમકે **સ્વામીજી** દેશના નૌજુવાનો માટે. બહુ આશાવાદી હતા. એ ઉગતી જનતાથી જ જ્ઞાતિ, સમાજ અને સ્વદેશનો અભ્યુદય થશે એમ તેઓશ્રી મક્કમપણે માનતા હતા.

દેશના નૌજુવાનો વિષે એમનો અનુભવ ઉજ્જવળ હતો. **સ્વામીશ્રી** તેમની સગી આંખે જોતા કે મેકોલે સાહેબે લાદેલી પોથીઓને નીચું માથું રાખીને ગોખતો, આજનો નૌજુવાન તેની વેધક દૃષ્ટિને

ઉન્ચી કરી, આસપાસ પથરાયલી ઇન્દ્રજાલ જોવા ને સમજવા લાગ્યો છે. તે ધીમે ધીમે તર્ક અને અલંકાર શાસ્ત્રની ભ્રમણા ભૂલવા લાગ્યો છે. ઇતિહાસનાં જૂઠાણાંથી એ જાણીતો થવા લાગ્યો છે. અને કવિતાના શૂન્ય ગગનમાં જ વિહરવાને બદલે, ઉંડા આર્ત્તનાદ સાંભળવા સારૂ પોતાના કાનને તે સરવા કરવા લાગ્યો છે. એની દુનિયા હવે કૂવાના દેડકા જેવી નથી રહી. કેળવાયલા ગુલામો તૈયાર કરનાર કેળવણીનાં કારખાનામાંથી નીકળતા આજના નૌજુવાનો બહારની દુનિયા ભણી ડોકિયું કરી રહ્યા છે. સ્વચ્છ, તાજી ને સ્વતન્ત્ર હવા આજે એના આત્માને સ્પર્શી રહી છે. તેથી નૌજુવાનોમાં સ્વામીજીને શ્રદ્ધા હતી.

નયાગ્રાના પ્રચન્ડ જળધોધ કરતાંય અધિક શક્તિ ધરાવતા એ નૌજવાનોને સંબોધીને સ્વામીશ્રી બોલ્યાઃ

' નવયુગનો પયગામ લઇને આવેલ ઓ નૌજવાનો ! તમે પ્રલોભનોથી લલચાઈ ન જતા. ભયંકર વિઘ્નોથી ભગ્નાશ થતા નહિ. સમાજ અને સ્વદેશને ખાતર કર્તવ્યને પંથે કુચ કર્યે જાવઃ તમારે મુખડે તો ઉદાસિનતાને સ્થાને સદૈવ ઉત્સાહની લાલી ઝગારા મારતી હોવી જોઇએ. તાજા લોહીથી ઉછળતી તમારી નસો નિષ્ફળતાથી થાકવી ન જોઇએ. સેવાનો અગ્નિ અંતરથી બુઝાઇ ન જવો જોઇએ. એટલું યાદ રાખજો. '

ભાષણ પૂરૂં થયું. સ્વામીજીનો ઉપકાર મનાયો ને સૌ સૌના ગજા પ્રમાણે સ્વામીજીના ભાષણની અસરો ઝીલતા લોક વેરાયા. સ્વામીજી પણ આસ્તે આસ્તે પોતાના ઉતારા ભણી પગે ચાલતા જવા લાગ્યા.

થોડેક છેટે ગયા એટલામાં એમનાં ચરણો એકાએક થંભી ગયાં. સુરસાગરના ધરનાળા નજીક લોકોનું એક મોટું ટોળું જમા થયું હતું. સ્વામીજીએ ત્યાં જઇને જોયું તો કોઈ ઉચ્ચ હિન્દુકુટુમ્બનો એક નૌજવાન દારૂના નશામાં ચકચુર થઇને બેભાન હાલતમાં પડયો હતો.

સ્વામીજીએ લોકના ટોળાંને વિખેરી નાંખ્યું ને ભાડાની ટેકસી કરી આ અપરિચિત યુવકને પોતાને ઉતારે લઈ ગયા.

૩૮

## પશ્ચાતાપને પન્થે

બેભાન અવસ્થામાં પડેલ એ દારૂડીઓ યુવાન બીજો કોઇ નહિ, પણ ચંપકલાલ શેઠનો કનૈયાલાલ હતો. ઘેર એની રાહ જોતી મેના આખરે વેશ્યા ગુલાબજાનને હાથે મરાઈ ગઇ, ત્યાં સુધી આ ભાઈસાહેબને દારૂ ને જુગારમાંથી પરવારીને પાછા ઘેર જવાનું સૂઝયું ન હતું. એવી રીતે વડોદરામાં તેણે કેટલીયે રાતો પસાર કરી હતી. હાર્યો જુગારી બમણું ખેલવા જતાં આખરે સાફ થઇ ગયો એટલે જુગારખાનામાંથી તે ભાગ્યો. કોઇ અનન્ય ભક્તજનને રસ્તે ચાલતાં મન્દિર દેખાને દર્શને દોડી જવાનું મન થાય, તેમ આ કનુભાઇ દેશી દારૂનું પીઠું જોઇને ત્યાં ઘુસ્યા. ખિસ્સામાં જે કાંઇ આઠ દસ આના પડયા હતા, તે એ પીઠામૃત ખાતે ખર્ચી નાંખ્યા. પીઠાંમાંથી નીકળી પાછા ફરતાં સુરસાગરની પાળપર પોતે લથડીઆં ખાતો પડયો અને એનાં પરાક્રમ નિહાળવા લોક ત્યાં જમા થયા હતા. ત્યાંથી શિવાનન્દ સ્વામી તેને પોતાને ઉતારે લાવ્યા હતા. તે આપણે અગાઉ જાણી ચુક્યા છીએ. ઉતારે પહોંચ્યા પછી ઉપચાર વડે શુદ્ધિમાં લાવી, જરા સ્વસ્થ કરી, યથારૂચિ ફળાહાર કરાવી તેને વિદાય કરતી વેળા સ્વામીજીએ પૂછયું:

'અહીંથી સીધો ઘેર જશે કે સાથે આવીને મૂકી જાઉં?'

'ક્યાં જાઉં?'

'કેમ?'

'ખિસ્સાં ખાલી થઇ ગયાં છે. જાઉં તો જુગારીઓ એમનું લ્હેણું માગે.'

'જુગારીઓ?' **સ્વામીજીએ** અજાયબી બતાવી.

એ અજાયબીથી કનુનો રહ્યોસહ્યો નશો ઉતરી ગયો. **સ્વામીજી** સામે અનિમિષ નયને જોઈ રહ્યો. જરા શરમાયો, પરંતુ જડ ઘાલી બેઠેલી એની નફ્ટ ટેવને એ થોડીવારમાં કેમ ભુલે? તેણે વાતને ફેરવી:

'હું તો ઘરને જ જુગારખાનું કહેતો હતો.'

'અને લ્હેણું કોનું?' **સ્વામીએ** એની ઉલટપાલટ તપાસ શરૂ કરી.

'કેમ વળી? મા, બાપ, ભાઇ, બ્હેન, વહુ, ભોજાઇ એ બધાંનું લ્હેણું ચુકવવા જ અવતર્યો છું ને?' **સ્વામીની** ભગવી કંથા જોઇને એમને રૂચતોજ આધ્યાત્મિક ખુલાસો કર્યો; પણ **સ્વામીજી** તેની લુચ્ચાઇ સમજી ગયા હતા તેથી પૂછ્યું:

'ઘેર નથી જવું તો તું ક્યાં જશે?'

'અમે તો સદાય **રમતારામ**!' કનુએ પ્રશ્નનો ઉત્તર દીધો. **સ્વામીજીએ** હવે એને ઠેકાણે આણવાનો વિચાર કર્યો.

'**બેવકૂફ**!' કહીને તેના ગાલમાં એક એવો જોરદાર તમાચો લગાવ્યો કે કનુના મગજનો ઢીલો સ્ક્રૂ બરાબર સજ્જડ થઇ ગયો. 'ઉડાવનારો જવાબ દે છે? માંડીને વાત કર; કોણ છે તું? તને આવી લોફરીઆ લત કેમ લાગી? ખબર છે તને સુરસાગરની પાળે કુતરાં તારૂં ગંધાતું મ્હોં ચાટી રહ્યાં હતાં: તને એ દશામાંથી મેં અહીં લાવીને મર્કટમાંથી પાછો માનવી બનાવ્યો છે.'

કનુના મોતિયા મરી ગયા. તે શરમાયો. શરમ બેમાંથી એક બાબત કરી નાંખે. કાં તો તે નમી જાય યા તો છેલ્લે પાટલે જઇ

બેસે. કનુ છેલ્લે પાટલે જઇ બેઠો. મેનાને કરેલું ચુમ્બન તેના પિતાએ જોયા પછી કનુએ જેવી નફટાઇ બતાવી હતી તેવી તો નહિ પણ પોતાના જ જીવતર પ્રત્યેની નફટાઇ નિર્લજ્જપણે બતાવવી શરૂ કરી.

'મહારાજ, અવિનય થાય તો માફ કરશો. જેવો સંસ્કાર તેવો પરિપાક !' તેણે છટાથી કહ્યું.

'એમાં તું સુખ-આનંદ માને છે ?'

'હા.'

અધમ પંથે ચડીને રીઢા બનેલા કનુના હૃદયની નીચતા જોઈ સ્વામીજી બહુ દિલગીર થયા ને બોલ્યા.

'તારા એ સંસ્કાર મારે જાણવા છે.'

'ભલે, આપ ભગવાધારી છોઃ ભૂંડાની ભૂંડાઇ આપને જાણવી હોય તો સાંભળોઃ દિલ ચીરીને કશું પણ છુપાવ્યા સિવાય ભરજુવાનીમાં ઘરડા બનેલા આ બળતા જીવનની કથા કહું છું. મહારાજ !' કનુએ કહેવા માંડ્યું:

'હું નીતિ, ધરમ, સચ્ચાઇ કે સુજનતાનો પહેલેથી જ ફાંકો ધરાવતો નથી. મૂળથી જ હું મોજીલા સ્વભાવનો. માબાપ વૈષ્ણવ સમ્પ્રદાયી છે. કોઈ પૂર્વસંચિત સંસ્કારોને લીધે કે ગમે તે કારણે પણ મારાથી વૈષ્ણવ ન થવાયું. સંસારની સાહ્યબીનો જ હું રસિયો રહ્યો. ઉગ્ર તપશ્ચર્યા તપીને, દેહને દમીને ને હાડકાંનું હાડપિંજર બનાવીને પરમ ધામના પૂજારી થવા કરતાં, જીવનને મસ્ત, મનોહર ને મુલાયમ રાખી, તે વડે આપ લોક જેને સ્થૂળ કે પાર્થિવ સુખો કહો છો તે ભોગવનાર હું ભ્રમર બની ફૂલડે ફૂલડે પરિભ્રમણ કરવા ટેવાઇ ગયો. એથી મારી જીંદગીમાં મને આનંદ મળવા લાગ્યો. આ જીવનને તમારા યોગ, સંયમ કે નીતિ-નિયમનનાં ચોકઠાં વચ્ચે જકડી રાખવા કરતાં, એને અનંત વસંતના કુસુમાકરરૂપે મહાલવા ને માણવા દેવામાં મને મોજ મળવા માંડી. ફાવે ત્યારે મરી જાઉં, તેની મને પરવા નહતી. મરી જતા પહેલાં બને તેટલું ભોગવી લેવાની મારી ઇચ્છા હતી.

મોટો ભાઈ મરી પરવાર્યો હતો એટલે મારાં માબાપની ચારે આંખ મને દેખીને ઠરતી. ઇચ્છું તે મને મળતું. શાહજાદાની સાહ્યબી વચ્ચ આ રીતે હું ઉછર્યો. નિરંકુશ જીવન! ફાવે ત્યાં હરૂં ફરૂં, ફાવે તે કરૂં; મને પૂછનાર કોઇ હતું જ નહિ. નાટક, સિનેમા, મોજશોખનાં સર્વ સ્થળો મારા ઘરના ઓરડા જેવાં બની ગયાં. કોઇ અજબ ક્ષણે મને શિરિન્ ને ફરહાદ કે લયલા ને મજનૂન્ જેવાં યુગલના પ્રેમ માણવાની આકાંક્ષા વધવા લાગી. લયલા મળે કે શિરિન્ મળે કે પછી ભલે બન્ને મળે, પણ બસ મળે જ: એ મારો મુદ્રાલેખ થઈ પડયો. શકુન્તલા જેવી શકુન્તલાને ભૂલી જાય, તેને તજી દેનાર દુષ્યન્તની બુદ્ધિનો હું નહોતો. મારે તો મારા જીવનને માફક આવે એવી ફૂટડી પ્રેમપુતળી જોઇતી હતી. તે ગમે ત્યાંથી મળે. એ ઇચ્છાને પોષનારી સ્નેહલક્ષ્મી.........'

સ્વામીજીને એ નામ પરિચિત લાગ્યું. તેમની ગંભીર મુખાકૃતિપર વિકૃત રેખા દોરાઈ. કતુ કહ્યે જતો હતો:

'એ ઉદ્ધત છોકરી ઉછાંછળી નીકળી. મારા જેવો છેલછબીલો એને હીજડા જેવો લાગ્યો. મને તેણે તરછોડયો. તરછોડીને તેણે મારી મનોવૃત્તિઓને વધારે ઉશ્કેરી. આ વખતે મિત્રોની મીઠી હુંફ મને ન મળી હત તો હું ગાંડો બની ગયો હત. તેમણે નવીન સૃષ્ટિનો મને ભોમિયો કર્યો. માતપિતા રાતના રાસલીલા જોવા જાય, ત્યારે હું સૌન્દર્ય બજારમાં લટાર મારી આવું ને ત્યાંની રસલીલા પણ માણું. વૈષ્ણવોને ચરણામૃત વિના ન ચાલે: મારે પંચ તત્ત્વના બનેલા પંચામૃત વિના ન નભે. આ રીતે હુંકારે હાજર થઈ મારી સેવામાં સદૈવ રહ્યું રહેનાર ગુલાબજાન વેશ્યાના દેહમાં મેં મારા જીવનનું ગરવું ગીત સાંભળ્યું. તે મારી થઇ. હું તેનો થયો.'

આ બીજું ગુલાબજાનનું નામ સાંભળીને સ્વામીજી ચંદેહવશ થતા જણાયા.

'એ વેશ્યા હતી?'

'હતી' શા માટે ? છે જ.' કનુએ કહ્યું: 'પછી વળી નવો વિચાર થયો. મરનાર મોટાભાઈની વિધવા મેના બાપડી તરફડિયાં મારતી ને મનને પ્રસન્ન કરવા ટળવળતી હતી. એ મેનાનો હું પોપટ બન્યો.'

'એ મેના–પોપટનો મેળાપ કરાવી આપનાર કોઇ લલ્લુભટ કરીને હતો. ખરૂં ?'

'હા, તમે શાથી જાણ્યું ?' કનુ હેરત પામી ગયો.

'વર્તમાનપત્રોમાં વાંચ્યું.' હવે ધીમે ધીમે સ્વામીજીની કીકીમાંથી વીજળીનું તેજ ચમકવા લાગ્યું ને કનુની આંખો નીચે ઢળી.

'વર્તમાનપત્રોમાં શું વાંચ્યું ?'

'ગુલાબજાન ખૂની છે. તેણે એક સાથે બે ખૂન કર્યા છે: લલ્લુભટ્ટનું ને મેનાનું......'

'શું ખૂન ! ઓહ ! મહારાજ, મને જવા દો......'

'ક્યાં જશે ? જુગારખાના જેવા ઘરમાં ? લ્હેણું પતાવવા ? મૂર્ખ ! વિશ્વામિત્રીના તટપરના એ ઓારડે તો હવે કાગડો ય ઉડતો નહિ હોય. ગુલાબ વેશ્યા પોલિસની હકુમત હેઠળ છે. તારા જીવનની કવિતાનું પરિણામ તું જાણી શકયો નથી ?'

કનુ બાંધેલી ગાંસડી જેવો સ્તબ્ધ થઇ ગયો. તેનાં ગાત્ર ગળી ગયાં. તેની નસોમાં વહેતું લોહી ઠંડુગાર બની ગયું.

'એ બધું કેમ બન્યું ? ક્યારે બન્યું ? રાંક બાપડી મેના ! અરેરે, વેશ્યાને હાથે તેનું ખૂન ?'

'અરે, વેશ્યાના વ્હાલાનું પણ મોત કોના હાથમાં રમતું હશે તેનો વિચાર કર્યો છે ?'

કનુએ હોઠ પીસ્યા. દાંત કચકચાવ્યા. નબળાઇ દાખવતા હાથની મુઠીઓ વાળી તે દિવાનાની માફક આમતેમ જોવા લાગ્યો. સ્વામીજી એની મનોદશા સમજી ગયા.

'જુવાન, હવે ધમપછાડા નકામા છે. હવે વળી કોનો કિન્નો લેવા ઉંચો નીચો થઈ રહ્યો છે ? ધીરો પડ. બચ્ચા, જરા પાણી પી લે.'

પાણીનો પ્યાલો કનુની સામે ધરનાર સ્વામીના હાથપર એની આંખમાંથી નિકળતાં આંસુનાં બિન્દુ પડયાં.

'કોઇ બીજાનાપર ક્રોધ કરવાને બદલે તું તારી જાતપર ગુસ્સે થા. પગમાં કાંટા વાગવાથી આખી પૃથ્વીને ચામડે મઢવાના મૂર્ખાઇભર્યા વિચાર છોડી દઈ તું જ પગરખાં પહેરતો થઇ જા. એમાંજ તારૂં હિત છે.'

'મહારાજ, એ ગુંગળાવી નાંખનારા પ્રશ્નો ઘડપણમાં વિચારવા જેવા મને લાગે છે.' દયામણે ચ્હેરે કનુ બોલ્યો.

'હું પોતે નથી સમજી શકતો કે મને શું થાય છે? હા! રતનપુર! ઘર! મેના! ઓહ! ચોકસીની ગાદીએ બેસી સોનું તોળનારા કનૈયાલાલના ગંધાતા મ્હોંને સુરસાગરની પાળે આજ કૂતરાં ચાટે છે! મહારાજ, મને છૂટો કરો. મને દિવાનો થવા દ્યો. હું દિવાનો જ થઇ જવાનો છું, મારે માટે હવે કયાંય સ્થાન નથી. કયાં જાઉં?' કનુ લમણે બે હાથ મૂકી અવાચક જેવો બની ગયો.

'સૌન્દર્યને ભોગવવા જતાં તારા હાથમાં શરીર આવ્યું અને લયલા–શિરિનનો પ્રેમ પીવા જતાં તું માણસ મટી હેવાન થયો. અને તેનું પરિણામ તે આ. ખેર, હજુય જો તું ઇચ્છે તો સુખી થઈ શકે છે. તું જ કહેતો હતો કે જુવાન જીવન વૃદ્ધ જેવું લાગે છે, તો હવે આત્મોન્નતિ અને ઉજ્જવળ ભાવિના વિચાર કરવાની તક વધાવી લે. બિલ્વમંગળ પણ દુરાચરણી હતો......'

'હા, બિલ્વમંગળ......બિલ્વમંગળ!' બેબાકળી આંખે કનુ સ્વામીના સામું ટગર ટગર જોઈ રહ્યો ને પોતાના બન્ને હાથ તેના ખભે નાંખ્યા:

'મહારાજ, બિલ્વમંગળ મારા જેવો દુરાચરણી હતો તો પણ તેનો ઉદ્ધાર થયો હતો. મારૂં નશીબ ફૂટી ગયું છે...' કનુએ કપાળ કૂટયું.

'સ્વામીજીએ તેની ઉશ્કેરાયલી લાગણીને શાન્ત કરતાં કહ્યું: "તું પણ ધારે તો બિલ્વમંગળ બની શકે છે.'

'લાવો બે સળીઆ: હા, બે જ સળીઆ! બે આંખોમાં ઘોંચી

દઉં—હું સુરદાસ બની જાઉં. આંધળાની જુબાની લઇને પોલિસ શું કરશે? મહારાજ, કહો કહો, અહીં મને પોલિસ પકડવા આવશે?'

'તું ઉન્માદ દશામાં રહીશ તો આવશે ને તને પકડી જશે. ખૂની વેશ્યા ફાંસીને માંચડે ચડશે અને એ બધાંના મૂળ રૂપ તનેય યોગ્ય સજા થવા સંભવ છે.'

'તમારે ચરણે મારૂં માથું: મહારાજ, મને આમાંથી બચવાનો માર્ગ બતાવો.'

'હું એ જ કહેતો હતો. તું બિલ્વમંગળ જેવો થા, એ સુરદાસ હતો. તને અંધ નહિ પણ સુરનો દાસ થવાનું કહું છું. એથી તને એવી માશુક મળશે જે કદી મરતી નથી, જેનું સૌન્દર્ય કદી વેડફાતું નથી, જેનો સ્નેહ કદી સૂકાતો નથી, જે સ્વાર્થ કદી સમજતી જ નથી...'

'તો હું એનો અનંન્ય ભક્ત થવા તૈયાર છું. મારો મનખો પાવન કરો. મારા પ્રભુ! એક આપને જ હું મારા ભગવાન માનીશ. મારી ચામડીના જોડા મઢાવીને આપતાં ય આપના ઉપકારનો બદલો મારાથી પૂરો નહિ વળાય! પ્રભો, આ ભારરૂપ મનુષ્યાવતારને આપનામાં એક-તાર બનાવો....'

સ્વામીએ તેના શિરપર દયાળુ હાથ ફેરવતાં કહ્યું: 'બચ્ચા, આજનો આખો દિવસ તું અહીં જ રહે. તારો વાળ સરખો વાંકો કોઇ નહિ કરે. તું અહીં નિર્ભય છે.'

'જો આ જર્મન કવિ ગેટે કૃત 'ફાઉસ્ટ' નાટકનું ભાષાન્તર છે તે વાંચી ને વિચારી જો ને તેની સાથે તારા જીવનને સરખાવ.'

દિલના દરદને દૂર કરવા સારૂ કનુએ સ્વામીજીની આજ્ઞાને શિરસાવંદ્ય કરી.

ત્યાર પછી સ્વામીજી પોતાના નિત્યકર્મમાં ગુંથાયા.

૩૯

## કાયદાનાં બંધન !

ગુલાબની કોમળ પાંખડીને અગ્નિમાં નાંખી જુઓ. તેનો રંગ ફિક્કો પડી જશે ! **સ્નેહવદન** અમદાવાદમાં સપડાયાની ખબર મળતાં **સ્નેહલક્ષ્મીના** શરીરની લાલી ઉડી ગઇ હતી. તે રતનપુરથી **નટવરને** સાથે લઇને તુરત અમદાવાદ આવી હતી; પણ **સૂરબાલાને** કે કોઇને હજુ મળી નહોતી. **સ્નેહવદનના** પકડાવાથી **સૂરબાલા** વગેરેનાં મન પણ અતિ ચિંતાતુર બની ગયાં હતાં. ડગલે ને પગલે **સ્નેહવદનના** જ વિચાર થતા. કાયદો એને નિર્દોષ ઠરાવી છૂટો કરે ત્યારે જ સૌના દીલને શાન્તિ થાય. હાલ તો બધાંના મ્હોં વીલાં ને મન ઢીલાં દેખાતાં હતાં.

**સ્નેહલક્ષ્મીને** એમ વીલે મ્હોડે કોઇને મળવા જવાનું ન રૂચ્યું. તે સ્ટેશનપરના **મણિલાલ** મેન્શન્સમાં ઉતરી હતી. એનો વિચાર જુદો હતો. એક શિયળવતીના લૂંટાતા શિયળનું સંરક્ષણ કરનાર માટે તે મગરૂર હતી; પરંતુ મ્હોં માથા વિનાના કાયદાની ચુંગાલનો, કેવળ પુરાવાપર જ આધાર રાખતા ન્યાયાધીશના વિપથગામી ચુકાદાનો તેને ભોગ બનેલો જોવા રાજી નહોતી. **સ્નેહલક્ષ્મીને** એક જૂનો પ્રસંગ સાંભર્યો. **પોલિસ** અને કાયદાની એક વાર **સ્નેહવદને સંભળાવેલી**

વ્યાખ્યાએ તેના દીલને વીંધી નાંખ્યું હતું: 'એમાં સત્તા છે, સ્નેહ નથી; બુદ્ધિ હશે, હૃદય નથી: ફરજ હશે, ધર્મ નથી: પુરાવાનાં પૂર જેમ જબ્બર, તેમ તેનો કેસ બળવાન ![1] ' આજેય પાછો સ્નેહવદન આ વાત સમજાવતો હોય તેમ એને લાગ્યું, અને તેથી જ તેના શરીરની લાલી ઉડી ગઇ હતી. બીજી બાજુથી તેણે ખેદજનક ખબર એ સાંભળી હતી કે સ્નેહવદનની વિરૂદ્ધમાં નીચ અર્થદાસે કોઈ મજબુત પુરાવો ઉભો કર્યો હતો ! કહે છે કે તે અનારકલિને મળ્યો હતો. તેનું મન પીગળાવ્યું હતું; અને જે કનુના હાથની વીંટીનો મૂળ માલિક સ્નેહવદન હતો, તે વીંટી વેશ્યાને ત્યાં પડેલી છે. તે પરથી સ્નેહવદન વેશ્યાવિહારી હોવાનો આક્ષેપ મૂકી, એનાપરના આરોપનું જુદુંજ રૂપ અપાવવાની ધાલમેલમાં તે પડયો હતો.

સુખલાલ શેઠે લીલાને ગુમ કરવાનો મૂર્ખાઇભર્યો પ્રયાસ ન કર્યો હોત તો આવી અઘોર ઘટના બનવાજ ન પામત. હવે સુખલાલ શેઠના ચિત્તમાં પણ ચટપટી થતી હતી. મરનાર પઠાણ તેનો નોકર હતો. 'નોકરના ખૂનથી વખતે શેઠ એ કેસમાં સંડોવાય તો ?' વળી પોતે ઘડી રાખેલા લીલા માટેના કારસ્તાનની વાત, તેનાથી વિફરેલો મીલઓનર્સ એસોસિએશનનો મંત્રી જાણતો હતો. તેના થએલા અપમાનનું વેર વાળવા તે શેઠનું નામ બહાર આણે તો ? આવા અનેક તર્કવિતર્કથી સુખલાલ શેઠ ભારે ચિંતાતુર રહેતા હતા. રખેને ફરતું ફરતું ચક્કર પોતાને માથે આવી પહોંચે: એ પ્રકારના ભણકારા એને વાગ્યા કરતા અને એ ભણકારાના ભયથી તેની સુખી આંખોમાંથી નિંદ્રા દેવી રીસાઇ ગયાં હતાં. આ કારણથી સુખલાલ શેઠ વળી પોતાની સલામતી માટે નવી જ વેતરણમાં હતો અને એ વાત સ્નેહલક્ષ્મીએ અમદાવાદ આવ્યા પછી એક ગ્પંગનાં માણસ પાસેથી સાંભળી હતી. સ્નેહલક્ષ્મીના ઉંચા જીવનું એક એ પણ વધુ કારણ હતું. પણ વલોપાત કરવાથી, આંસુ પાડવાથી કે હિંમત હારી બેસવાથી મનને શાંતિ વળે તેમ અત્યારે ન

---

૧ પ્રકરણ પાચમું: પૃષ્ઠ ૭૭

હતું. ગંભીર વિચારને અંતે એણે નિશ્ચય કર્યો કે કાચી જેલમાં સ્નેહવદનને મળવા શોકપૂર્ણ ચ્હેરે નહિ, પણ પ્રફુલ્લ વદને જ જવાય તો સારૂં. તેથી નટવરને એકલાને જ કાચી જેલમાં તેને મળવા મોકલ્યો. તેની સાથે કહેવરાવ્યું કે પોતે અમદાવાદ આવી છે અને પછી મળશે.

નટવરે સ્નેહવદનને મળવા કાચી જેલનો રસ્તો લીધો. સ્નેહલક્ષ્મીએ ટેક્સી ભાડે કરી ને ભદ્ર તરફ દોડાવી. સિટી મેજીસ્ટ્રેટનું મકાન ભદ્રમાં હતું અને તેમની આગળ ખૂન કેસના જન્મ–મરણના પ્રશ્નનો આજ નિકાલ થનાર હતો. મેજીસ્ટ્રેટ જાતે હિન્દુ હતા અને સાંભળવા પ્રમાણે તે સ્ત્રીસન્માનના પૂરા હિમાયતી હતા; પરન્તુ ગુણ ગણો કે અવગુણ, તેનામાં એક આ લક્ષણ ભારે હતું કે તેના ભેજામાં જે વાત એકવાર ઠસી હોય તેને ઠેઠ સુધી વળગી રહેતા.

મેજીસ્ટ્રેટના મકાનના મુખદ્વારપર પીત્તળના બ્લોકમાં તેમનું નામ કોતરેલું હતું. તેથી તેમનું મકાન શોધવામાં સ્નેહલક્ષ્મીને વાર ન લાગી. ટેક્સીને વિદાય કરી તે નીચે ઉતરી મકાનમાં પ્રવેશતી હતી; ત્યાં પટાવાળાએ એને રોકી.

‘ સાહેબને મળવું છે. છે અંદર ? ’ તેણે પૂછ્યું.

‘ છે. પણ જરા ઉભાં રહો બ્હેન, હું પૂછી આવું. તમે ક્યાંથી આવો છો ? ’

‘ અહીંથી જ આવું છું. મને સાહેબને મળવાનું જરૂરી કામ છે. ’ કહી સ્નેહલક્ષ્મી બહાર ઉભી. પટાવાળો અંદર જઇ આવ્યો ને તેને અંદર જવા રજા આપી.

મેજીસ્ટ્રેટ દિવાનખાનામાં આરામખુરસીપર બેસીને સરકારી અધિકારીઓનું પ્રિય પત્ર ‘ ટાઇમ્સ ’ વાંચી રહ્યા હતા. સ્નેહલક્ષ્મી અંદર આવી. મેજીસ્ટ્રેટે તેને આંખના ઇસારાથી સામેની ખુરસીપર બેસવા સુચવ્યું. તે બેઠી. મેજીસ્ટ્રેટ સાહેબે પૂછ્યું.

‘ તમે કેમ આવ્યાં છો ? બ્હેન ! ’

અધિકારીના સત્તાસુચક નહિ પણ માયાળુ શબ્દોથી સ્નેહલક્ષ્મીનાં સંદિગ્ધ દિલમાં માન ઉત્પન્ન થયું. તે બોલી:

'હું આપને એક વિનતિ કરવા આવી છું.'

'શી બાબતમાં?'

'આપ સ્ત્રીસન્માનના સાચા હિમાયતી છો, એમ સાંભળીને આવી છું.'

'તમારી હકીકત જાણ્યા સિવાય હું શો જવાબ આપી શકું?'

'તે હું કહું છું: પણ હું એટલી ગભરાઇ ગએલી છું કે દિલાસાનો એક શબ્દ—ફક્ત એક શબ્દ—મને કહો તો મારૂં હૈયું હેઠું બેસે ને હકીકત કહી શકાય.'

મેજીસ્ટ્રેટ થોડીવાર વિચારમાં પડયા ને બોલ્યા.

'બાઈ, હું કેવા ગંભીર જવાબદારીવાળા હોદ્દાપર છું તે તમે જાણતાં હોવાં જોઇએ. કોર્ટ સંબંધીજ તમારે કાંઇ કામ હશે તો દિલગીર છું કે આમ ઘરમેળે મારાથી તમને કશો જ દિલાસો નહિ આપી શકાય.'

'સાહેબ, તે મેજીસ્ટ્રેટના હોદ્દાને કોર્ટની ચાર દિવાલો વચ્ચે કાયદાથી જ હમેશાં જકડાઈ રહેવું પડતું હશે?'

'કોર્ટ અને કાયદાને ઉતારી પાડતાં પહેલાં તમે એક મેજીસ્ટ્રેટ આગળ બોલો છો એનો વિચાર કરજો. બ્હેન! તમારી બાબત ગમે તેવી હોય તેથી કોર્ટનું વગોણું કરવાનો તમને હક્ક નથી. તમે શું જાણો કે કોર્ટ અને કાયદાની વચ્ચે, દિવસ ઉગ્યે કેટલીયે ભલામણો ને લાગતા વળગતાઓની ચિઠ્ઠીપત્રીઓની જંજીરથી મેજીસ્ટ્રેટને જકડાવું પડતું હશે?'

'સમજી, નામદાર! આપના હૃદયને હું સમજી: અજાણતાં આપને ખરાબ લાગે એવા શબ્દો, આ ગુંચવાયલા મગજમાંથી નીકળ્યા હોય તો ક્ષમા કરશો. સાહેબ, હું કોઇની ભલામણ લઇને નથી આવી.

ચિઠ્ઠી પત્રી પણ મારી પાસે નથી. આપ મને ઓળખતા પણ નથી. એક અજાણી સ્ત્રી આપની હજુરમાં સત્ય હકીકત નિવેદન કરવા આવી છે. સાંભળવા જેટલા ઉદાર થાઓ તો ભગવાન આપનું કલ્યાણ કરશે; નહિ તો મારૂં નસીબ!' બોલતાં બોલતાં સ્નેહલક્ષ્મીની આંખોમાં જળજળીઆં આવ્યાં. તેણે રૂમાલવડે મ્હોં લૂછ્યું.

'બ્હેન, તારી હકીકત સાંભળવા તૈયાર છું. સાંભળીને મારો અભિપ્રાય તને ન જણાવું ત્યાં સુધી આમ નિરાશ થવાની જરૂર નથી.'

આ સાંભળી સ્નેહલક્ષ્મીને કંઇક આશા બંધાણી.

'જુઓ ત્યારે, સાહેબ! એક નિર્દોષ મનુષ્ય કોઇ કાળ ચોઘડીએ એક ગંભીર આરોપનો ભોગ થઇ પડયો છે.'

'જો તે નિર્દોષ જ હશે તો એને ઊની આંચ પણ નહિ આવે: તે ખાત્રી રાખશો.'

'પણ તેની વિરૂદ્ધનો પુરાવો રોમાંચકારી છે.'

'તો કામ કઠણ ખરૂં.'

આ સાંભળીને સ્નેહલક્ષ્મીને વીજળીના આંચકા જેવો આઘાત લાગ્યો: કેમકે પુરાવાપર જ કાયદાની કલમો નિર્ભર હોય છે. એની વચ્ચે ન્યાયાધીશનું પોતાનું મંતવ્ય માથું મારી શકે નહિ.

'જેમાં જરાય વજુદ ન હોય એવા કપોળ કલ્પિત પુરાવા માટે ખોટા સાક્ષીઓ કોર્ટના પાંજરામાં ખડા થાય અને તેમની જુબાની મજબુત હોય તો એક નિર્દોષ આરોપી માર્યો જાય તે ન્યાય કહેવાય?'

'તેથી જ કદાચ કાયદાને હાથ–પગ કે મ્હોં માથા વગરનો લોક કહેતા હશે. પણ એ પંચાતમાં ઉતરવાની જરૂર નથી. તું જે 'નિર્દોષ' આરોપી માટે વાત કરે છે, તેનાપર કેવો આરોપ છે?'

' ખૂનનો. '

' બ્હેન ! ' મેજીસ્ટ્રેટનો સ્વર હવે બદલાયો: ' ત્યારે તો મને દયા આવે છે. ખૂન કરતાં વધારે ગંભીર બીજો ભાગ્યે જ ગુન્હો ગણાતો હશે. તેનો ફેંસલો જો આરોપીની તરફેણમાં આવે તો સારી વાત; નહિ તો કાયદો મોતને બદલે મોત માગે છે. '

' મારાપર આપને દયા આવે છે, તેપરથી મને એમ લાગે છે કે ' ખૂની ' શબ્દ માત્રથી કાયદો આપને એક નિર્દોષ પુરુષ પ્રત્યે નિર્દય બનાવનાર છે! ઓ પ્રભુ ! '

સ્નેહલક્ષ્મીનું હૈયું જાણે ભાંગી પડતું હોય તેવી અસહ્ય વેદના તેના દિલમાં થવા લાગી. દયા નહિ પણ સત્ય હકીકતપર દિલસોજી માગતી હોય તેમ તેની આંખો સ્થિર થઇ. સ્નેહલક્ષ્મીની એવી વ્યાકુળ સ્થિતિથી સ્ત્રીસન્માનના પૂજક મેજીસ્ટ્રેટે તેને આશ્વાસન આપ્યું.

બ્હેન ! ' તારી મુખાકૃતિ અને તારા શબ્દો, તારા હૃદયની સરળતા બતાવી રહ્યાં છે. એટલીજ સરળ તું ઈશ્વર પ્રત્યે થા. તેનામાં શ્રદ્ધા રાખ. ન્યાયાધીશનો હોદ્દો કેવળ ફાંસીના હુકમો છોડવા માટે હોય એમ શા સારૂ માની બેસે છે ? ખૂન કર્યા છતાં જો તે નિર્મળ હેતુપૂર્વકનું હશે તો ઈશ્વર જ તેને નિર્દોષ ઠરાવવાની સેશન્સના ન્યાયાધીશ સાહેબના અંતરમાં પ્રેરણા કરશે. '

સ્નેહલક્ષ્મી જરા સ્વસ્થ થઈ. વળી કાકલુદીભરી વાણીમાં બોલી.

' સાહેબ, આરોપી તદ્દન નિર્દોષ છે. તમે જોશો કે તરત જ તે સાચો, સરળ ને વિશ્વાસનીય આપને જણાશે. એની નિર્દોષતાની પ્રતીતિ તમને જરૂર થશે. માટે જ વિનતિ કરૂં છું કે કેવળ પુરાવાપર આધાર ન રાખતાં અંતઃકરણના અવાજને સાંભળ્યા પછી સંજોગો લક્ષમાં લઈ એના વિષે નિર્ણય કરો તો આપની મોટી કૃપા થશે. '

' એ આરોપી તારો શો સગો થાય ? '

આ પ્રશ્નથી સ્નેહલક્ષ્મી જરા શરમાઈ. થોડીવારે અટકીને કહ્યું.

'તે મારો સગો નથી પણ સાથી છે. અમે બન્ને સમાજસેવાના પુણ્યપન્થનાં સહચારી છીએ.'

'તે હશે. એ વિગતોમાં ઉતરવાની મને જરૂર નથી.' હવે મેજીસ્ટ્રેટે મુલાકાત સમેટતાં કહ્યું: 'બ્હેન, કેસનું ખરૂં સ્વરૂપ જાણ્યા સમજ્યા સિવાય મારાથી કંઇ કહી શકાય તેમ નથી; છતાં ફરી એકવાર તને ઈશ્વરપર શ્રદ્ધા રાખવાનું કહું છું. પ્રભુ સુઝાડશે તેવો ચુકાદો આરોપી માટે ઘડાશે.'

મેજીસ્ટ્રેટના અંતિમ શબ્દો ઝીલતી, ભારે હૈયે આવેલી સ્નેહલક્ષ્મી આશાનું ઝાંખું કિરણ અને આફતનાં અતિશય વાદળાં આલેખતી, મેજીસ્ટ્રેટ સાહેબનો ઉપકાર માની ત્યાંથી વિદાય થઇ.

૪૦

## ખૂન કેસનો ચુકાદો !

આજે આરોપી સ્નેહવદનનો ચર્ચાભર્યો કેસ ફર્સ્ટકલાસ સિટિ મેજીસ્ટ્રેટની કોર્ટમાં ચાલનારો હોવાથી ૧૧ વાગતામાં તો કોર્ટનો હોલ વકીલ—બારીસ્ટરો, ગામના સંભાવિત ગૃહસ્થો, મીલ-માલિકો, પત્રકારો, સંસાર સુધારકો વગેરે શહેરી જનોથી ચિકાર ભરાઇ ગયો હતો. સુરબાલા, લલિત, સ્નેહલક્ષ્મી, નટવર વગેરે પણ કોર્ટ બેસવાના સમય અગાઉથી આવી ગયાં હતાં. બંદોબસ્ત જાળવવાને સંખ્યાબંધ પોલિસો ગોઠવાઈ ગયા હતા. બરાબર વખતસર મેજીસ્ટ્રેટ સાહેબ આવી પહોંચ્યા ને ન્યાયાસનપર બિરાજ્યા. પ્રેક્ષકોએ ઉભા થઇ તેમને માન આપ્યું. ‘ આખલા ખૂન ’ મીલના એજન્ટ સુખલાલ શેઠ પણ કોર્ટમાં એક ખુણા તરફ બેઠેલા જોવામાં આવતા હતા.

સૂરબાલાએ એ મીલ એજન્ટને, જેને લીધે હડતાલ પડી હતી અને સ્નેહવદન રિપોર્ટ લેવા આવ્યો હતો, તેને ઓળખાવ્યા. સ્નેહલક્ષ્મીએ એની સામે જોયું. એની અડોઅડ લુચ્ચો અર્થદાસ પણ બેઠો હતો. ‘ એ કર્મચંડાળ અહીં પણ હાજર છે ! ’ સ્નેહ-લક્ષ્મીથી સહસા બોલાઈ જવાયું. કોર્ટના પટાવાળાએ વાત ન કરવાની

ચેતવણી આપી. સામી બાજુ પોલિસના પૂરતા જાપ્તા હેઠળ આરોપી સ્નેહવદન પાંજરામાં ઉભો હતો. ભરી અદાલતમાં કોઇ ખોવાયલી વસ્તુને જાણે તે શોધી રહ્યો હોય, તેમ તેનાં વેધક ચક્ષુ ચારે દિશાએ ફરતાં હતાં. તેણે સ્નેહલક્ષ્મીને આવેલી જોઇ. બન્નેની આંખો એક થઈ. બસ, સ્નેહવદન હવે મોત માટે પણ તૈયાર હતો. આરોપી સામે પ્રેક્ષકો ટીકી ટીકીને જોતા હતા. તે સખ્ત પહેરા વચ્ચે મેરૂ પેઠે ઉભો હતો. એની મુખમુદ્રા શાંત, જરા પણ ઉશ્કેરાટ વગરની અને ભવ્ય લાગતી હતી. ચિન્તાની રેખા સરખી તેના મ્હોંપર જણાતી ન હતી.

પહેલો કેસ પ્રેક્ષકોની કલ્પનામાં પણ નાહ તેવો નીકળ્યો. મોહન-મન્દિરનો પૂજારી ગલ્લુપ્રસાદ પુરાણી અને તેની સાથે એક બીજો સાધુ, એમ બે જણ રતનપુરના મોહનમંદિરમાં શિવાનન્દ સ્વામી સાથે ધિંગાણું મચાવ્યા પછી ત્યાંથી નાસી છૂટયા હતા; અને રાતોરાત અમદાવાદ આવવા ગાડીમાં ઉપડયા. તેમની પરસ્પરની વાતચિતપરથી રેલ્વેમાં ફરતા પોલિસને તેમનાપર શક પડયો અને અમદાવાદ સ્ટેશને ઉતરતાં જ તે બન્ને જણને પકડી પોલિસના તાબામાં સોંપ્યા. બીજે દિવસે તેમનાં સ્ટેટમેન્ટ લેવાયાં અને ‘ મોહન મન્દિર ’માં ચાલતી વ્યભિચાર લીલા વિષે છુપી પોલિસે તપાસ ચલાવતાં તેઓ વીસમી સદીના ઉખડેલ બદમાશો માલમ પડયા હતા. તેપરથી તેમનાપર પોલિસે ફરિયાદ નોંધાવેલી. તેનો કેસ આજે પ્રથમ હાથમાં લેવાયો. પોલિસ તરફથી રજુ થયેલા ચોંકાવનારા પુરાવાઓપરથી અને પકડાયલા બન્ને આરોપીઓની પોકળ જુબાનીપરથી મેજીસ્ટ્રેટે વિશ્વાસઘાત અને ઠગાઈના આરોપસર તે બન્નેને ત્રણ ત્રણ વર્ષની સખ્ત સજા ઠોકી.

સજા સંભળાવ્યા બાદ પોલિસ તેમને હાથકડી નાંખીને લઈ જતી હતી. તે વખતે સૂરબાળાએ, ગલ્લુપ્રસાદ પુરાણી સાથેના સાધુને ઓળખ્યો અને તેને જોતાં જ સ્થાન-સંજોગો કે સમયનો ખ્યાલ ભૂલી જઇને ભયની મારી ‘ ઓ બાપ રે ’ કહી એક કારમી ચીસ પાડી.

તેના અવાજથી કોર્ટમાં ઘોંઘાટ મચી રહ્યો. મેજીસ્ટ્રેટ સાહેબનું પણ તે તરફ ધ્યાન ખેંચાયું. પોલિસે સૂરબાળાને બહાર કાઢવા માંડી. સ્ત્રીસન્માનના હિમાયતી મેજીસ્ટ્રેટે તેને તેમ કરતાં અટકાવ્યો અને સૂરબાળાને સાક્ષીના પાંજરા પાસે લાવવા ફરમાવ્યું.

આ અણચિંતવ્યા પ્રસંગથી સમસ્ત કચેરી કુતૂહલતામિશ્ર આશ્ચર્યમાં ડૂબી ગઇ. માત્ર આરોપી સ્નેહવદન, સૂરબાલાની કારમી ચીસનું કારણ સમજી ગયો.

‘ બાઇ, તમે કેમ ચીસ પાડી ઉઠયાં ? ’ મેજીસ્ટ્રેટે સૂરબાળાને પૂછયું.

‘ કોર્ટમાં મારે શાંતિ જાળવવી જોઇએ તે સમજવા છતાં, પેલા સાધુને જોતાં મારાથી બૂમ પડાઇ ગઈ. નામદાર કોર્ટ મને ક્ષમા કરે. ’

‘ સાધુને તમે ઓળખો છો ? તેને જોઇને તમને શું થયું ? ’ મેજીસ્ટ્રેટે કંઇક ભેદ જાણવા પૂછયું.

‘ નામદાર, એને આપે યોગ્ય સજા કરી છે. એક વાર એ જ જમાતના મહંતે મારી આબરૂ લૂંટવાનો પ્રયાસ કરેલો અને આ આરોપી સ્નેહવદને—મારા ધર્મના બન્ધુએ મને બચાવી હતી. ’

સ્નેહલક્ષ્મી વગેરેને હવે સૂરબાલાની બૂમનું કારણ સમજાયું. બાલા બ્હેનના ખુલાસાથી અને ખુલાસામાં આવતા સ્નેહવદનના નામથી મેજીસ્ટ્રેટને કાંઇક વિચાર આવ્યો. તે પછી સૂરબાલાને સ્વસ્થ ને શાન્ત બેસવાની ચેતવણી અપાઇ.

હજાર ઘર ફર્યા પછી બિલાડી પાટે બેઠી હોય, તેમ પહેલા પ્રકરણમાં વંચાતી બાવાઓની જમાતવાળા મહન્તે, આખરે પેલા ગલ્લુ-પ્રસાદ પુરાણી સાથે ‘ મોહનમન્દિર ’ને નામે પત્યાળો ધંધો માંડયો હતો. મહંત જમાનાનો ખાધેલ હતો અને તેના પેટમાં હજારો ઘટીનો આટો પડયો હતો. આજ કોઈ કાળ ચોઘડિયે તે સરકારના સકંજામાં ફસાયો અને સજા પામ્યો; છતાં કોર્ટમાંથી બહાર નીકળતી વેળાએ હજુ તેના મુખમાંથી તો એવા જ નફ્ટ ઉદ્‌ગાર નીકળતા હતા કેઃ—

'ઇસમે ક્યા હુઆ ? આજ તક સમાજકી રોટી ખાતા થા; અબ સરકારકી રોટી ખાયંગે.'

બુરા હાલ હતા બાપડા ગલ્લુપ્રસાદ પુરાણીના ! એને તો ચંપક શેઠની નવી ગઈ, યજમાનોનાં સીધાપાણી ગયાં અને કેદખાનાની કોટડીમાં શુદ્ધ નાગર બ્રાહ્મણ(!)ના હાથના સીલ મારેલા રોટલા આરોગવા પડશે. કર્મની ગતિ જ એવી છે.

ત્યારપછી સ્નેહવદનવાળો મુકદ્દમો હાથ ધરવામાં આવ્યો. આરોપીને પાંજરામાં લાવવાનું મેજીસ્ટ્રેટનું ફરમાન થતાં બે બાજુ પોલિસ અને વચ્ચે સ્નેહવદન, એ રીતના વિધિ સાથે તેને પાંજરામાં ઉભો કરવામાં આવ્યો અને તે વખતે કોર્ટમાં સંપૂર્ણ શાંત છવાઈ ગઇ. મેજીસ્ટ્રેટે આરોપી તરફ આડી નજરે જોયું. સ્નેહવદનને નિહાળતાં જ મેજીસ્ટ્રેટના મનપર સારી અસર થતી લાગી. તેના તેજદાર લલાટપરથી એની બુદ્ધિમત્તા, ગૃહસ્થાઇ અને ખાનદાની તરી આવતાં જણાયાં. તેની આંખોમાં નરી નિખાલસતા ચળકતી લાગી. તેની મુખાકૃતિપરથી તે ભયંકર નહિ, પણ કોઈ અદ્ભુત વ્યક્તિ હોય એમ મેજીસ્ટ્રેટને લાગ્યું. છતાં પ્રાથમિક અસર ઉપર એકદમ ભરોંસો નહિ રાખવા, મેજીસ્ટ્રેટના ટેવાયલા મગજે, પોતાને થએલી અસરોને દબાવી દીધી. આ વખતે સ્નેહવદનનો ચ્હેરો જો કે ફિક્કો પડી ગયો હતો; છતાં તેના મુખપરની શાંતિ અને ગંભીરતા કાયમ હતાં. તેણે વિનય અને વિવેકપુર્વક ન્યાયાધીશને નમન કર્યું. અને જાણે સ્નેહલક્ષ્મીના જ આલિશાન દિવાનખાનામાં પોતે હોય તેમ નિર્ભયપણે ઉભો રહ્યો.

પોલિસે પોતાનો કેસ રજુ કર્યો. મણીપુરના સ્ટેશન માસ્તરનો પોર્ટર મણીપુરમાં રાતના દુધ લેવા ગએલો, ત્યાંથી તેને આ ખૂનની ખબર પડેલી અને તેણે સ્ટેશન માસ્તરને જાહેર કર્યા પછી પોલિસે એ ખૂનવાળા મકાનનો કબજો લીધો હતો. તે બધી વાત કોર્ટમાં રજુ થઇ. પ્રાથમિક તપાસ પૂરી થયા પછી ખુદ મેજીસ્ટ્રેટે આરોપીને પૂછ્યું.

'તમે કોણ છો અને શું ધંધો કરો છો ?'

'મારૂં નામ સ્નેહવદન.' સંપૂર્ણ શાંતપણે તેણે જવાબ આપ્યો. 'રતનપુરના 'કર્મયુગ' પત્રની ઑફિસના એડિટોરિયલ સ્ટાફમાં કામ કરૂં છું. કોઇ ખાસ કેસોમાં રિપોર્ટ લેવા પણ મારે જવું પડે છે.'

'તમને મણીપુરમાં પરહેજ કરવામાં આવ્યા તે પહેલાં તમે ક્યાં હતા ?' મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'અમદાવાદમાં મીલ હડતાલ પડેલી, તેનો રિપોર્ટ લેવા હું અહીં આવેલો હતો. દરમ્યાન કામદારોની આગેવાન મિસ લીલાને મળવા માટે તેને ત્યાં ગયો હતો.'

'લીલાને મળવા કેમ જવું પડયું ?'

'તે મારી સાળી થાય.'

'લીલા તમારી સાળી થાય ! જશવંતલાલ વકીલના તમે જમાઇ ?'

'હા જી.'

થોડીવાર સુધી સ્નેહવદન તરફ જોઇ રહ્યા પછી ફરી મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'તમારા બચાવમાં તમારે કાંઇ સ્ટેટમેન્ટ કરવાનું છે ?'

'હા, જો નામદાર કોર્ટ મને ખાસ ફરજ ન પાડે અને આ કેસ જો સેશન્સમાં જવાનો હોય તો મારૂં સ્ટેટમેન્ટ હું ત્યાં રજુ કરવા ઇચ્છું છું.'

'તેમ પણ તમે કરી શકશો. તમારો કોઈ વકીલ છે કે ?'

'ના જી, મારો કોઇ વકીલ નથી. દલીલોમાં ઉતરી નામદાર કોર્ટનો વ્યર્થ વખત લીધા સિવાય મારે જે નિવેદન કરવાનું છે તે જાતે જ કરવા ચાહું છું.'

સ્નેહવદનનો ખુલાસો સાંભળી સુખલાલ શેઠ અને અર્થદાસના મ્હોં શ્યામ થઈ ગયાં. અન્ય પ્રેક્ષકો સ્તબ્ધ થયા. સ્નેહવદનની હિંમત જોઇ સ્નેહલક્ષ્મી અને સૂરબાલાની છાતી પણ હર્ષથી ઉછળવા લાગી.

'તમારાપર ખૂનનો આરોપ છે; તમે તે કબુલ કરો છો કે?' મેજીસ્ટ્રેટે પુનઃ પૂછ્યું.

'નહિ, નામદાર.'

'ઇશ્વરને સાક્ષીભુત રાખીને એમ કહી શકશો કે ખૂન તમે નથી કર્યું?'

'જી. ખૂન મેં કર્યું નથી.' સ્નેહવદને 'કર્યું' શબ્દપર ખાસ ભાર મૂકયો.

'ત્યારે શું પઠાણે આપઘાત કર્યો?'

'નહિ. સાહેબ.'

'લીલાએ તેનું ખૂન કર્યું?'

'ના જી.'

'પઠાણ સાથે તમારે કોઇ પણ પ્રકારનો સંબંધ હતો?'

'બીલકુલ નહિ.'

'સાચું કહો છો કે તમે ખૂન નથી કર્યું?'

'જી હા.'

'તો કોણે કર્યું તે કહી શકશો?'

'તે હકીકત મારા સ્ટેટમેન્ટમાં સેશન્સ કોર્ટમાં રજુ થશે.'

'તમારો કોઈ દુશ્મન છે?'

'સમાજ આખો મારો દુશ્મન હશે કદાચ. ...' મેજીસ્ટ્રેટથી એ ખુલાસો સ્પષ્ટ સમજાયો નહિ તેથી તેમણે પ્રશ્નને ઉલટાવ્યો.

'એટલે તમે આખા સમાજ સામે વિરોધ માંડયો છે શું?'

'જી, સમાજ સામે નહિ, પણ સમાજની જડ રૂઢિયો સામે: સમાજના રાક્ષસી રિવાજની ઘોર ખોદવા, એને દફનાવી દેવા અમે કેટલાંક સ્ત્રી–પુરૂષો બહાર પડયાં છીએ. તેથી મારૂં એમ કહેવું છે.'

'તે સિવાય કોઇની સાથે તમારે અંગત વેર છે?'

'ના જી.'

ત્યાર પછી જે પઠાણનું ખૂન કરવામાં આવ્યું હતું તેના શેઠનું

નામ પોકારાયું. સુખલાલ શેઠ સાક્ષીના પાંજરા આગળ આવી ઉભા રહ્યા. સરકારી વકીલે એ મીલમાલિકને ખુરસી અપાવી. સુખલાલ શેઠ ખુરસીપર બેઠા. તે પછી તેમનું નામ ઠામ અને ઇશ્વર સાથે રાખીને સાચું બોલવાનો સોગન વિધિ થયા બાદ વકીલે તેની જુબાની લેવા માંડીઃ—

‘ આ ખૂન વિષે તમે કાંઇ જાણો છો ? ’

‘ ના, સાહેબ. ’

‘ એ પઠાણ તમારે ત્યાં નોકર હતો ને ? ’

‘ હા જી ’

‘ આરોપીને તમે ઓળખો છો ? ’

‘ હા ’

‘ આરોપી એની સાથે કાંઇ લેવડદેવડ કરતો હતો ? ’

‘ હા, એમ લાગે છે. ’ સુખલાલે માથું ખજવાળતાં કહ્યું અને સ્નેહવદન આશ્ચર્યચકિત થયો.

‘ ખૂન થયું તે દિવસે પઠાણ તમારે ત્યાં પહેરાપર કેટલા વાગ્યા સુધી હતો ? ’

‘ પાંચ વાગ્યા સુધી. ’

‘ પછી તે ક્યાં ગયો ? ’

‘ સાહેબ ! મીલ હડતાલના સંબંધમાં આરોપી, મારો ‘ઇન્ટરવ્યુ’ લેવા આવ્યો હતો. હું બીજા કામમાં હતો તેથી મેં તેની સાથે પૂરી વાતચિત કરેલી નહિ. પછી તે પાછો ફરતો હતો. તેને મારા પઠાણે જોયો. આરોપીના ગયા પછી તરત જ પઠાણે મારી પાસે એકાદ કલાકની રજા માગી. મેં રજાનું કારણ પુછ્યું, ત્યારે તેણે કહ્યું કેઃ ‘ આરોપી પાસે હું રૂપિયા માગું છું ને ઘણા દહાડાથી તે દેખાતો ન હતો તે આજ હાથમાં આવ્યો છે. તો તેને ત્યાં ઉઘરાણીએ જઇ આવું. ’

‘ પછી ? ’

‘ મેં તેને રજા આપી. ’

'આ વિષે બીજું કાંઇ કહેવાનું છે?'

'કલાક પછી પઠાણ પાછો ન આવ્યો તેથી તેની તપાસ કરાવી પણ પત્તો ન લાગ્યો. પછી તો તેના ખૂનની ખબર પડી.'

વકીલના વિશેષ પ્રશ્નોની રાહ જોયા સિવાય જ, જાણે આટલેથી જુબાની પતી ગઇ હોય તેમ સુખલાલ શેઠ ખુરસીપરથી ઉઠયા. મેજીસ્ટ્રેટે હજુ તેને બેસવા ફરમાવ્યું ને આરોપીને પૂછયું:

'તમારે કાંઈ પૂછવાનું છે?'

સ્નેહવદન આ જુબાની સાંભળીને સડક બની ગયો હતો તે હવે સ્વસ્થ થયો અને કહ્યું:

'હા જી.' તેણે ઉલટ તપાસ શરૂ કરી.

'આપના એ વફાદાર નોકરને કેટલો પગાર આપતા હતા?'

'મહિને વીસ રૂપીઆ.' સુખલાલે વકીલ તરફ નજર કરીને કહ્યું.

'એને કાંઇ કુટુમ્બ પરિવાર છે કે?'

'હા જી, બૈરી ને બે છોકરા...ના ના સાહેબ, મને બરાબર ખબર નથી.' સુખલાલ વકીલના ઇસારાને જરા મોડો સમજ્યો.

'એ કયાં રહેતો હતો?'

'મારી મીલની ચાલીમાં.'

'શું ભાડું ભરતો હતો?'

'મહિને છ રૂપિયા—બે ઓરડીઓ રાખી 'તી તેથી.'

'ખાવાપીવાનું, કપડાંલત્તાં, બધું એને આપના તરફથી મળતું કે?'

'ચોખ્ખો પગાર આપતા હતા.'

વકીલે આવેશમાં આવી જઇ ટેબલપર કાગળીઆં પછાડયાં.

'ત્યારે માસિક વીસ રૂપિયાના પગારમાંથી છ રૂપિયા ભાડાના જતાં બાકી ચૌદ રૂપિયા રહ્યા. તેમાં ત્રણ જણાનો નિર્વાહ ચલાવવા ઉપરાંત તે ધીરધારનો ધંધો પણ કરતો હતો કે? એવા ધંધા માટે આપ તેને જુદી રકમ ધીરતા હતા?'

'એમ વૈદ્ય–ગાંધીનું મજીઆરૂં ઠસાવવાનો દાવ લડાવતા હશો. પણ સાહેબ, આવા સવાલો મારા જેવા એક મીલ એજન્ટ......'

'સવાલનો સીધો જવાબ આપો.' મેજીસ્ટ્રેટે તેને આડુંઅવળું બોલતો અટકાવ્યો.

'આવા એક ગૃહસ્થ સાક્ષીની ઈજ્જતપર હાથ નાંખવા જેવો પ્રશ્ન આરોપી પૂછી રહ્યો છે. શું એક મીલએજન્ટ, પઠાણ જેવાની ભાગીદારીમાં વ્યાજ વટાવનો ધંધો ચલાવતો હશે?' સરકારી વકીલ વચ્ચમાં બોલી ઊઠ્યો.

'નામદાર કોર્ટને મારે ખુલાસો કરવો જોઇએ કે વીસ રૂપિયાના પગારવાળો પઠાણ શી રીતે વ્યાજુ નાણાં ધીરી શકતો હશે તેનો ખ્યાલ આપ નામદારને આવી શકે તે હેતુથી જ મારો એ પ્રશ્ન હતો. ઉપરાંત પઠાણ સાથે ભાગીદારીમાં ધંધો કરવા જેવું તો મેં કંઇ પૂછ્યું જ નથી. તેને રૂપિયા ધીરવામાં આવતા હતા કે નહિ એ જ પૂછ્યું છે અને પોતાના એક વફાદાર નોકરને જો કોઇ શેઠ જરૂરી પ્રસંગે નાણાં ધીરે તો તે બનવા જોગ ગણાય' સ્નેહવદને ખુલાસો કર્યો.

'પઠાણને અંગ ઉધાર રકમો આપતા હતા?' મેજીસ્ટ્રેટે શેઠને કરડાકીથી પૂછ્યું અને તરત જ શેઠના મોતીયા મરી ગયા. તે ઝંખવાઈ ગયો ને કહ્યું:

'ના, સાહેબ'

'હવે મારે વિશેષ પૂછવાનું નથી' સ્નેહવદને જુબાની પતાવી. ત્યારપછી ગુલાબજાનનું નામ પોકારાયું. રતનપુરની એ વેશ્યાનું નામ પોકારાતાં સ્નેહલક્ષ્મી ગભરાઈ. આ કામમાં અર્થદાસનો હાથ હોવાની તેને ખાતરી થઈ.

વડોદરાના ખૂન કેસમાં પકડાયલી એ ગુલાબજાનને જન્મદેશ-નિકાલની સજા થઈ ચુકી હતી: પણ આ ખૂન કેસમાં તેની જુબાની થાય ત્યાંસુધી અર્થદાસની ચાલાકીથી તેની સજા અમલમાં મેલવા માટે પોલિસને થોભી જવું પડયું હતું.

સોડિયું વાળીને ગુલાબજાન સાક્ષીના પીંજરામાં આવી. તેનું નામ નોંધાયું ને તેનો ધંધો પૂછાયો.

'વેશ્યા છું.'

આ પ્રશ્ન સામે વાંધો લેવાતાં પબ્લીક પ્રોસીક્યુટરે જણાવ્યું કે:

'આરોપી કેવા આચરણવાળો છે અને પઠાણ જેવાને તે પોતાનો શરાફ બનાવી શકે કે કેમ? એ મુદ્દો આપ નામદારના મગજમાં ઠસાવવા માગું છું.' પછી તેણે ગુલાબજાનને પૂછ્યું:

'તારી પાસે આરોપીની વીંટી છે કે?'

'છે.'

ખોટાનું ખરૂં ને ખરાનું ખોટું ઠોકી મારનાર દુનિયાનાં આ દમ્ભી પુતળાંને જોઇ સ્નેહવદનને તિરસ્કાર છૂટયો.

'એ વીંટી તારી કને શી રીતે આવી?'

'રાજા ભરથરીના પેલા ફળની પેઠે.' ગુલાબે કહ્યું.

'એટલે?'

'એટલે એમ કે આરોપીના એક બેવફા નોકરે તે ચોરેલી અને મારા એક આશકને વેચાતી આપી હતી. તે મારા આશક પાસેથી મારી આંગળીએ ચડી.'

'એ તારો આશક તે આ આરોપી ને?'

'ના, એને તો આજે જ હું પહેલવહેલો જોઉં છું!'

'હેં'! અર્થદાસની આંખો ફાટી. તેનો શ્વાસ રૂંધાયો. સાક્ષીએ બાજી બગાડી એમ તેને લાગ્યું.

'આરોપી તારે ત્યાં કોઇ વાર આવેલો?' મેજીસ્ટ્રેટે પૂછ્યું:

'કોઇવાર પણ નહિ.'

'મને લાગે છે, કોર્ટનો નાહક વખત લેવાવો ન જોઈએ. બાઇને જવા દેવી જોઈએ.' મેજીસ્ટ્રેટે આરોપીને પૂછ્યું: 'તમારે કાંઈ પૂછવું છે?'

'હા, જી.' કહી સ્નેહવદને ગુલાબજાનને પૂછ્યું.

'બ્હેન, જો મારી જ વીંટી તારી પાસે આવી હોય, જેને માટે સતત હું ચિંતાતુર રહું છું, તો તારે મન એની કંઇ જ કિંમત નહિ હોય. નામદાર કોર્ટ તે પોતાને હવાલે કરી શકશે?'

'કારણ?' મેજીસ્ટ્રેટે પૂછ્યું.

'તે મારાં મરનાર પત્નીનું શાશ્વત સંભારણું છે. રતનપુરમાં મારા નોકર રાઘુના હૃદયમાંથી રામ ઉઠી ગયા ને તેણે એ વીંટી ચોરી એમ મને ખબર પડી હતી. પણ પાછીથી તે એક વેશ્યાને ત્યાં જવા જેટલી હતભાગિની નિવડી છે એમ જાણીને આજ મને પારાવાર દુઃખ થાય છે. નામદાર કોર્ટને જો યોગ્ય લાગે તો મારો કેસ પૂરો થયા પછી મને તે પાછી સોંપે, એ હેતુથી આ નમ્ર માગણી છે.'

પટાવાળા મારફત, ગુલાબજાને મેજીસ્ટ્રેટના ટેબલપર વીંટી પહોંચાડી અને પોલિસના જાપ્તા હેઠળ તે ત્યાંથી વિદાય થઇ. સ્નેહવદન અને સ્નેહલક્ષ્મી વગેરેએ તે વેશ્યા તરફ આજ દયાની નજરે જોયું.

વાંચકોને સ્પષ્ટ કરવું જોઇએ કે કોઇ ધન્યક્ષણોમાં જીવનપલટો થતાં વાર નથી લાગતી. જે ગુલાબને ભોળે ભાવે સગવડ જાળવવા મેનાએ આશરો આપ્યો હતો; તેનાપર તલભાર પણ દયા કે ઉપકારની લાગણી નહિ દર્શાવતાં, તેનું ખૂન કરનાર ગુલાબજાન, પોતાને જન્મદેશનિકાલની સજા થયા પછી આજ સમજી કે 'દેશનિકાલ થતાં થતાંય એકાદ પુણ્ય તો વ્હોરી લેવું! નાહક એક નિર્દોષ જીવની વિરૂદ્ધ જુબાની આપીને હવે શા માટે વધુ પાપનાં ભાગીદાર બનવું?' તેના આ નિર્મળ વિચારોએ, અદાલતમાં દાખલ થઇને સ્નેહવદનની પ્રતિભાસંપન્ન અને પવિત્ર આકૃતિને નિહાળ્યા પછી વધારે દૃઢતા ગ્રહણ કરી હતી અને ત્યારપછી અર્થદાસ તેને જે હેતુ પાર પાડવા અહીં સુધી ઘસડી લાવ્યો હતો, તેનાથી ઉલટી જ રીતની જુબાની પડવાથી કોર્ટમાંથી તે સુખલાલ શેઠના ઠપકાનો ભોગ બનતાં પહેલાં

પસાર થઇ ગયો. અને આખરે એજ ભ્રમણામાં થયેલા આઘાતથી તે દિવાનો બની ગયો.

લંચ પછી હવે **મેજીસ્ટ્રેટને** ફક્ત **લીલાનું** સ્ટેટમેન્ટ તપાસવાનું રહ્યું. સવાલ સ્ત્રીની મર્યાદાનો હતો-શિયળનો હતો અને **લીલા** ખાનદાન કુટુમ્બની પ્રતિષ્ટિત વ્યક્તિ હતી. તેની ઇચ્છા આ બનાવ સંબંધી જાહેરમાં જુબાની આપવાની નહોતી. તેથી તેની અરજને મંજુર રાખીને તેની જુબાની ચેમ્બરમાં લેવામાં આવી. તેના સ્ટેટમેન્ટનો સાર આ પ્રમાણે હતો.

'**મીલ** કામદારો અને **મીલ** માલિક વચ્ચે પડેલા વાંધાની પતાવટ કે સમાધાનીનાં ચિન્હ સમૂળાં નષ્ટ થવાથી કામદારોની ભરતી મારે ત્યાં,-હું તેમની એક નેતા હોવાથી ખુબ વધવા માંડી. તેથી તેમને સુલેહ શાંતિ જાળવવા, મક્કમ રહેવા, અને યોગ્ય પ્રબંધ માટે એકઠા કરવાના એકાન્ત ને શાન્ત સ્થળ તરીકે મેં **મણીપુર** પસંદ કર્યું હતું. જે દિવસે હું **મણીપુર** ગઇ, તે જ દિવસે રાતના ખૂનવાળો બનાવ બન્યો. મને માલુમ પડયું કે રાતના એકાએક કોઇ ગુંડો મારાપર બળાત્કાર કરવા આવ્યો છે. હું એકલી હતી. મેં બૂમ પાડી. ગુંડાએ મને ભય બતાવ્યો. તે તેની પશુતા દાખવવા જાય, તે પહેલાં આરોપી મારી વ્હારે ધાયો. ગુંડાએ તેને ખુબ માર માર્યો. હું તો પછી છૂટી હતી પણ આ અણધાર્યા અનિષ્ટ સંજોગથી ગભરાઇ ગઈ હતી. આરોપી ગુંડા તળે ચગદાયો. તેણે છૂટવા તરફડિયાં માર્યાઃ આરોપી છૂટે તે પહેલાં તો ગુંડાએ કમરે ખોસેલું ખંજર કાઢયું. આરોપીએ તે જોયું અને તે જીવપર આવ્યો. ઇશ્વરે તેને બળ આપ્યું અને એક જ આંચકે ગુંડાથી તે છૂટો થયો. બન્ને સામસામા બાથંબાથ લડયા—પડયા—ગુંડાપર આરોપી ચડી બેઠો. અને ગુંડાનું ખંજરવાળું કાંડું એટલા જોરથી આરોપીએ દબાવ્યું કે ખંજર જમીનપર પડી ગયું. આરોપીએ તે ઉપાડી લીધું. ગુંડો ગભરાયો. તેણે ઘાતકી કામ કરવા તરાપ મારી. તે આરોપીની છાતીમાં મુક્કો મારવા જતો હતો અને ખંજર

છીનવી લેવાની તૈયારીમાં હતો. આરોપીને બચાવની બારી સૂઝી નહિ. ઉગરવાની આશા પણ હતી નહિ. એટલે પોતાના બચાવમાં ગુંડાના જ ખંજરે આરોપીએ ગુંડાનો ભોગ લીધો અને મારા શિયળના થતા ભંગથી મને બચાવી લીધી.'

પઠાણનું ખૂન થયા પછી પોલિસ ખૂનવાળા સ્થળે આવી પહોંચે તે પહેલાં સ્નેહવદન અને લીલા, આ બનાવનાં સ્ટેટમેન્ટ કે જુબાની શી રીતે નોંધાવવાં તેની પરસ્પર મસલત કરી ચુક્યાં હતાં. પોતાના-પર અપકાર કરનાર મીલએજન્ટપર પણ ઉપકાર કરવો, તેને આ કામમાં સંડોવવો જ નહિ, એવો બન્નેનો નિરધાર હતો. સુખલાલ, શોફર, મીલ ઓનર્સ એસોસિએશનનો મંત્રી વગેરેને સંડોવવાથી સાક્ષીઓ ફરી જાય અને કદાચ બીજા ખોટા પુરાવા ઉભા થાય અને શિયળ સંરક્ષણાર્થે જ થએલા ખૂનનો પવિત્ર હેતુ માર્યો જાય એવી તેમને ધાસ્તી હતી. એટલે પ્રથમ નિરધાર કર્યા મુજબ જ લીલાએ પોતાની જુબાની નોંધાવી હતી. ત્યારપછી સરકારી વકીલનું ને સ્નેહવદનનું એમ બન્નેનાં ભાષણ થયાં. મેજીસ્ટ્રેટે આ કેસને સેશન્સ કમિટ કર્યો.

× × × ×

સેશન્સમાં કેસ ચાલ્યો. બે હિન્દુ, બે મુસલમાન ને એક પારસી એમ પાંચની જ્યુરી બેઠી હતી. મેજીસ્ટ્રેટની કોર્ટમાં ચાલેલા કામનાં કાગળીઆંપર પોતપોતાના સમર્થનમાં લડત ચલાવ્યા બાદ આરોપી સ્નેહવદને પોતાનું સ્ટેટમેન્ટ રજુ કર્યું.

તેના સ્ટેટમેન્ટ સાથે ઘણે ભાગે લીલાની જુબાની મળતી આવતી હતી.

'મારી જાતે, મને પોતાને હું નિર્દોષ કહું તેથી જ નામદાર કોર્ટ મને મુક્ત ન જ કરી શકે. હું ગુન્હેગાર છું કે નહિ, તેનો નિર્ણય કોર્ટને કરવાનો છે. ઇશ્વરને સાક્ષીભુત રાખીને સત્ય હકીકત હું કહું છું. મારી વિરૂદ્ધ રજુ થએલા પુરાવા કેવા તર્કટી છે તે તરફ નામ–

દાર કોર્ટનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું. એક પઠાણ પાસેથી અંગ-ઉધાર નાણાં લેનાર મને મવાલી જેવો કોર્ટને બતાવવા ફરિયાદપક્ષે પ્રયાસ કર્યો છે તે જોઈ મને નવાઇ લાગે છે. એ વિષે મારે એટલું જ કહેવાનું કે એવા સેંકડો પઠાણોને જોઇએ તેટલાં નાણાં જો ઇચ્છું તો ધીરી શકું એવાં દોલતવાન મારાં મામીની ગાદીએ હું હતો અને એક સિદ્ધાંતની ખાતર તેમની તમામ માલમીલ્કતને મેં શિવનિર્માલ્ય ગણીને મારૂં મૂળ વતન આ અમદાવાદ છોડીને—સ્વાશ્રયની કમાણીથી જીવનનિર્વાહ ચલાવવા હું રતનપુરની 'કર્મયુગ' પત્રની ઓફિસમાં જોડાયલો છું.

વેશ્યા ગુલાબજાન વિષે મારે કંઇ કહેવાનું નથી. પરન્તુ એક આબરૂદાર વ્યક્તિની પ્રતિષ્ઠાપર હાથ નાંખનાર જે હરામખોરે વેશ્યાને અહીં સુધી સાક્ષીમાં ઘસડી લાવવાનું અધમ કામ કર્યું છે તેની મને દયા આવે છે. દયાળુ પરમાત્મા તેને સદ્બુદ્ધિ સૂઝાડે—એ સિવાય એને માટે નામદાર કોર્ટને મારે કંઈ કહેવાનું નથી.

'હવે ખૂનની વાતઃ જે દિવસથી મણીપુરને બંગલે કામદારોને ભેળા થવાનું નક્કી થયું હતું, તેને આગલે દિવસે બંગલાને ઉઘાડી કાંઇક વ્યવસ્થિત ગોઠવણ કરવાની હોવાથી લીલા—મારી સાળી ત્યાં ગઇ હતી. તે દિવસનો રિપોર્ટ મારી ઑફિસમાં મોકલી આપ્યા પછી અમદાવાદથી છેલ્લી લોકલમાં હું મણીપુર ગયો. હું ત્યાં ગયો ત્યારે પઠાણની પાશવલીલા મારા જોવામાં આવી. હું અણીને પ્રસંગે જ ત્યાં જઈ ચડયો હતો અને માનું છું કે લીલાના શિયળ સંરક્ષણાર્થે દૈવી પ્રેરણાનો પ્રેરાયો જ ત્યાં વખતસર જઈ પહોંચ્યો હતો.'

આ પછી લીલાના સ્ટેટમેન્ટમાં જે હકીકત આવે છે, તેને જ મળતી હકીકત હતી. નવી હકીકત નીચેની હતી.

'નામદાર કોર્ટ અને જ્યુરીના માનવંતા સભ્યો! એ અપરિચિત પઠાણનું ખૂન મેં કર્યું નથી પણ અનાયાસે મારાથી થઇ ગયું છે. એક પવિત્ર આર્ય મહિલાના શિયળનું ખૂન થતું અટકાવવા

જાતાં, નિરૂપાયે એ પઠાણનું ખૂન મારાથી થઇ ગયું છે. મેં ઇરાદાપુર્વક તેનું ખુન નથી કર્યું. એ શબ્દોપર ખાસ ભાર મૂકી, આપનું તે તરફ ધ્યાન ખેંચું છું. પઠાણ મારો પરભવનો વેરી હોય તો ભગવાન જાણે: આ ભવમાં તો એ પહેલી જ વાર મારી નજરે ચડયો અને બીજા કોઇને થાય તે કરતાં વધારે દિલગીરી સાથે કહું છું કે તે મારે હાથેજ મરાયો. તેના નસીબનું એવું જ નિર્માણ હશે. તે પોતાના ખંજર વડે મારૂં ખૂન કરવા જતો હતો. મારી સાળી અથવા બીજી હરકોઇ બાળાના ભયમાં આવી પડેલા શિયળના સંરક્ષણ માટેની તરવારની ધાર કરતાંય વધારે તેજદાર અનિવાર્ય ફરજની મારી રોમેરોમમાં ધગશ હતી.

ઇશ્વરનું નિર્માણ જુદું હશે. હું તેને હાથે મરવાને નહિ સરજાયો હોઉં, તેથી મારે હાથે તેના જ ખંજરથી તેનું મોત થયું છે.

આ પ્રસંગે, આ પરાધીન દેશની દુર્બળ દશાના વિચારો આવ્યા સિવાય નથી રહેતા. કોઇ પણ સ્વતંત્ર દેશમાં નિર્દોષ ને પવિત્ર બાળાના લૂંટાતા શિયળનું સંરક્ષણ કરનારને પાંજરામાં પૂરી, તેનાપર ખૂનના આરોપસર આમ કામ ચલાવવામાં આવતું હશે કે તેનાપર અભિનન્દનનો વરસાદ વરસતો હશે તે પ્રશ્ન મને આજે ગુંગળાવી રહ્યો છે. હું વિસ્તાર કરતો નથી. દલીલોમાં ઉતરવા માગતો નથી. તેની બારીકીઓ શોધવા મથતો નથી: કૃત્રિમ બચાવ કરતો નથી: નામદાર કોર્ટને બનેલી હકીકત રજુ કરી છે. તેપરથી યોગ્ય લાગે તે હુકમ ફરમાવે. ફક્ત એકજ વિનતિ છે કે આવા કેસમાં આ પરતંત્ર દેશના કાયદા ગમે તે કહેતા હોય છતાં તેની જ જંજીરમાં જકડાઈ રહેવા કરતાં, સાથે સાથે માણસ જાતને છાજતી, આપદ્ધર્મ વખતની નીતિ શું કહે છે, એટલું વિચારવા અરજ કરૂં છું. એટલું વિચાર્યા પછી કાયદો મને ગુન્હેગાર ઠરાવતો હોય તો ખૂનના બદલામાં ખૂનની—મોતની—સજા ભલે મને આપે. કેમ કે હું દયા નથી માગતો પણ ન્યાય માગું છું અને ન્યાય તોળવા માટે પવિત્ર નહિ પણ વિચિત્ર કાયદાનાંજ કાટલાંનો ઉપયોગ થતો હોય તો તેવી દુનિયામાં નિર્માલ્ય

જીવન જીવવા કરતાં જ્યાં કાયદાનાં અનિષ્ટ બંધન નથી, એવી પરસૃષ્ટિમાં જઇ વિહરવું એ મારે માટે હું સારૂં સમજું છું અને આવા કેસમાં જીવનમાં પહેલી કે છેલ્લીવાર જે હાથે ખંજર પકડયું છે, તે હાથને છૂટકારાનો જરા પણ સાથ નિર્મળ નીતિ દઈ શકતી હોય તો કાયદાની કલમને એક જ ગોદે, એક આશાભર્યા નૌજવાનના અને તેની પાછવાડે ઝુરતા અન્ય જીવનોના ફનાફાતિયા ન થવા દેવા નામદાર કોર્ટને મારી છેલ્લી વિનાત છે.'

કેસ પૂરો થયો. ત્યારપછી જ્યુરી વિચાર માટે ઉઠી. ચેમ્બરમાં ન્યાયાધીશનું ચિત્ત આજ નાસ્તા તરફ હતું જ નહિ. આરોપીનો કયા કાયદાથી છૂટકારો થાય એનું જ ચિન્તવન તેમના મનમાં ચાલી રહ્યું હતું. તેમની નજર આગળ વીર ખડગ બહાદુરસિંહનું ચિત્ર ખડું થયું હતું: તેણે પણ એક પવિત્ર બાળાને બચાવી હતી. આજનો આરોપી પણ એને જ પગલે ચાલ્યો છે. ખડગ બહાદુરસિંહને આઠ વર્ષની સખ્ત કેદની સજા થઇ હતી.

અરધો કલાક આમ ગંભીર વિચારમાં પસાર થયો. ઘડીઆળમાં અઢીના ટકોરા થયા. કોર્ટ ફરીથી શરૂ થઇ. સૌ કોઈ હવે ન્યાયાધીશના મુખના શબ્દો સાંભળવા સારૂ એક કાને થઇ રહ્યા હતા. આરોપીના જીવનનો જ નહિ, પણ લૂંટાતા શિયળની રક્ષા કે ભક્ષાનો આજે નિકાલ થનાર હતો. ન્યાયાધીશે ખુરસીપર બેઠક લેતાં જ સ્નેહવદનને ફરી પાંજરામાં બોલાવ્યો. ચિંતાની જરા પણ રેખા સિવાય સ્નેહવદન સ્મિત વદને પાંજરામાં આવી ઉભો. જ્યુરીના જાણી લીધેલા મત સાથે ન્યાયાધીશે સંમત થઇને જણાવ્યું:—

**'તમે નિર્દોષ છો. [1]શશિમોહનદેની પેઠે તમને નિર્દોષ ઠરાવી છોડી મૂકું છું:'** કહી ન્યાયાધીશ ન્યાયાસન છોડી ગયા અને ત્યાં બેઠેલા પ્રેક્ષકોના હૃદયમાં આનંદ વ્યાપી રહ્યો. સ્નેહવદનને સૌએ અભિનંદનોથી વધાવી લીધો.

---

1 આસામના સિલ્હટન પરગણાના ફૈયઝઅલીનું ખૂન કરનાર ભડવીર નૌજવાનને જ્યુરીએ અને ના૦ ન્યાયાધીશે તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકયો હતો.

## ૪૧

# ચંપક શેઠનો સ્વર્ગવાસ!

રતનપુરમાં ચંપકલાલ શેઠ બિમાર છે. કનુ તેના બિમાર પિતાની પથારી પાસે બેસીને વાત કરી રહ્યો છે. શિવાનન્દ સ્વામીએ કનુના જીવનનો પલટો કરાવી દીધો હતો. જર્મન કવિ ગેટે કૃત 'ફાઉસ્ટ' નાટકના વાંચને તેના હૃદયને રામબાણ માત્રા જેવી અસર કરી હતી. કનુ હવે વેશ્યાવિહારી નહોતોઃ દારૂડીઓ નહોતોઃ જુગારી નહોતો પણ ચોકસી કુટુમ્બનો સાચો કુળદીપક બન્યો હતો.

યાત્રામાં જ મેનાનું અવસાન થયાના સમાચાર ફેલાવતો, વડોદરાથી શિવાનન્દ સ્વામીનો આશીર્વાદ પામીને તે રતનપુર આવ્યો હતો. અહીં આવીને તેણે જોયું કે પોતાના પિતા ચંપકલાલ શેઠ મરણપથારીએ પડયા હતા. નવીના પુરાણી સાથેના ભવાડાઓ જાણ્યા પછી જેકોર ડોસી સૌના મનથી હવે ઉતરી ગયાં હતાં. કનુના પલટાયલા જીવનથી ચંપક શેઠને સંતોષ થયો હતો. શેઠને જોવા આવનાર નાતના ભાંજગડીઆઓનો પગ કનુના આગમન પછી ઘરમાંથી નીકળી ગયો હતો. તેણે પોતાના પિતાને એક જ મુદ્દો ઠસાવ્યો હતો કે આખરી વખતે ભગવાનનું જ સ્મરણ કર્યા કરવું ને બીજી તમામ ઘટમાળને ભૂલી જવી.

શેઠ તેમ કરવા ઘણું મથતા; પરંતુ બિહામણો ચ્હેરો લઇને વારંવાર તેમની નજર આગળ ભૂતકાળ ખડો થતો અને તેના દુઃખીઆરા જીવને ભડકાવી મારતો.

ચંપક શેઠ માટે આજનો દિવસ ભારે હતો. તેમની આંખો વિકરાળ લાગતી. તેમની મુખાકૃતિપર વિકૃતિ જણાતી. તેમના હાથ પગ જાણે ઠંડા પડી જતા હોય એમ જણાતું હતું.

શેઠ પોતાની આંખમાં મૃત્યુની છાંયા જોઈ રહ્યા હતા. તેમનાં ગાત્રો ગળી ગયા હતાં. શ્વાસ ઘુંટાઇ રહ્યો હતો. ગળાંમાંથી ઘરેરો બોલતો હતો. ત્રણ વાર બોલાવે ત્યારે મરી મથીને એક વાર તેઓ માંડમાંડ હુંકારો ભણી શકતા. જોવા આવનાર સૌ કોઇના મુખમાંથી એક જ ઉદ્દગાર નીકળતો કે, શેઠ આ વખતે ભાગ્યે જ બચે; છતાં તેઓ શુદ્ધિમાં હતા. એમનું ચેતન બ્હેરૂં થઈ ગયું ન હોતું. કનુએ પિતાને પૂછ્યું:

'બાપુ! લગીર કાંજી પીશો?'

'મને જરાય રૂચિ નથી.'

'ત્યારે કોળિયો ખીચડી લેશો?'

'કાળ જ મારો કોળિયો કરી જવા બેઠો છે! બેટા કનુ, હવે હું નથી જીવવાનો!'

કાંજી કે ખીચડી, કશું ખાવાની રૂચિ શેઠે ન બતાવી, ત્યારે મોસંબીનો જરા રસ લેવાનું કનુએ કહ્યું. ભાંગ્યાતૂટયા શબ્દોમાં તેમણે જવાબ દીધો:—

'મને તો હવે એ ફળ આપો કે જે વડે મનખો પાવન થાય. કનુ, તું મારી પાસે બેસી રામાયણ વાંચ!'

કનુ તરત જ રામાયણ લઇ આવ્યો: 'ક્યાંથી વાંચું? બાપુજી!'

'પાનું ઉઘાડતાં જે આવે ત્યાંથી વાંચ: રામાયણમાંથી જે શબ્દો કાને પડશે તે બધાય મારે મન તો સોનાના.'

કનુએ રામાયણ ઉઘાડ્યું અને જે કથા આવી તે વાંચવા માંડી;

'ભગવાન રામચન્દ્રજી દરબાર ભરીને બેઠા હતા. ફરિયાદીઓ હોય તેમને હાજર થવાનો ઘંટ વાગ્યો.'

દેવના દરબારનોય જાણે ડંકો થતો હોય—પોતાને માટે જ તે ડંકો થતો હોય એમ ચંપક શેઠ અનુભવવા લાગ્યા. કનુએ કથા આગળ ચલાવી:

'એક શ્વાન ફરિયાદી તરીકે હાજર થયો.'

'શું કહ્યું? કનુ! શ્વાન શું બોલ્યો?'

'હા, બાપુ! એક શ્વાન હાજર થયો. રામચન્દ્રજીના અપાર મહિમાવડે તેને વાચા થઈ. તેણે ફરિયાદ કરી કે: 'સરજૂગંગામાં સ્નાન કરીને હું કાંઠે બેઠો હતો. એટલામાં કોઇ વિપ્ર ત્યાં ન્હાવા આવ્યો. તે ન્હાઇને બહાર નીકળ્યો, તે વખતે મારા કાનમાં જુવા પેઠા હતા તેને ઉડાડી મૂકવા મેં કાન ફફડાવ્યા. તેથી અજાણતાં વિપ્રને છાંટા ઉડયા હશે. વિપ્ર મારાપર ગુસ્સે થયો ને પોતાને હવે ફરી ન્હાવું પડશે: કહીને મને સખ્ત માર માર્યો. કહો મહારાજ, એમાં મારો શો વાંક હતો?'

દરબારમાં વિપ્રના નામનો પોકાર પડયો. વિપ્ર હાજર થયો. ઇન્સાફે તેને ગુન્હેગાર ઠરાવ્યો. એની સજાનું કામ પેલા શ્વાનને જ સોંપાયું. શ્વાને વિચાર કરીને કહ્યું:

'પ્રભુ, એને એની નાતનો પટેલ નીમો.'

'નાતનો પટેલ! એ તે કંઈ સજા?'

'હા જી; એ સજા એને કાજે ઓછી નથી. પૂર્વાવતારે હુંય નાતનો પટેલ હતો; તેથી તો આ જન્મે શ્વાનની જીંદગી જીવી રહ્યો છું.'

વિપ્રને, શ્વાને સુચવેલી સજા થઇ ને દરબાર બરખાસ્ત થયો.

'બાપુ, બાપુ!' કનુએ તેના પિતા સામું જોયું ને કમકમાં આવ્યાં: 'બાપુ, તમે કેમ રડો છો? મારા સમ, ઓચિંતું તમને શું થયું? તમારે કાંઇ કહેવું છે? બોલાતું કેમ નથી?'

જેકોર ડોસી પરસાળમાં હતાં અને શેઠને જોવા આવેલ બૈરાંઓ સાથે દુનિયાપારના દેશોની વાતોમાં મચી રહ્યાં હતાં, ત્યાંથી દોડી આવ્યાં.

'ચંપક, મારા દીકરા!' કહેતાં ડોસી દીકરાની પથારી પાસે ગયાં. શ્વાસ ચાલે છે કે નહિ તે તપાસ્યું. ધીમા વાયુની મન્દ મન્દ વહેતી લહરી જેવો શેઠનો શ્વાસ હજુ ચાલુ હતો. શેઠની આખર દશા જોઇ ડોસીએ, દીકરા પ્રત્યે ઉભરાઇ જતા વ્હાલને સિદ્ધ કરી બતાવતો ઠૂંઠવો મૂકયો. કનુને એ ન ગમ્યું. તેથી ડોસીને બહાર મોકલ્યાં. કનુએ આસ્તેથી પિતાને કહ્યું:

'બાપુ, મારા વ્હાલા બાપુ! તમે કશી ફિકર ન કરશો. કહો, તમને શાથી ઓછું આવી ગયું?'

'કનુ, બેટા તું કયાં છે?'

'આ રહ્યો બાપુ, તમારી પાસે જ છું ને? બોલો શું કહો છે?'

'ઘરબારને, તને ને બધાંને છોડીને હું હવે જાઉં છું.'

કનુની આંખમાં આંસુ આવ્યાં.

'એવું ના બોલો, બાપુ! તમને આરામ થઇ જશે ને હું છતાં તમારે શી ફિકર છે?'

'અંતકાળે તેં મારૂં કાળજું ઠાર્યું છે. દીકરા, મને કશી ફિકર ચિન્તા નથી. જો તને કહેવાનું એ કે ઘર, દુકાન ને માલમીલ્કતને સંભાળજે.'

'વારૂ.'

'કુળને ઉજાળજે. આબરૂ વધારજે.'

કનુ નમ્ર ભાવે દયામણે ચ્હેરે માથું નમાવી ઉભો રહ્યો.

'તું મારો વારસ છે. વારસામાં એક ચીજ સિવાય તમામ તારૂં જ છે.

'આપ કહેશો તે કૃષ્ણાર્પણ કરીશ: બોલો.'

'પંચની પટલાઈ! ભૂલેચુકયે મારા પટલાઇના વારસાને છાંયડે ન ઊભો રહેતો. રામાયણમાં વાંચ્યું ને?'

કનુ હવે સમજ્યો કે પોતાના પિતા શાથી રોતા હતા. તે બોલ્યોઃ

'વારૂ પિતાજી! બીજું કાંઈ?'

'મારી પછવાડે તને યોગ્ય લાગે તેટલી રકમ એવા ધર્માદા ખાતામાં ખરચજે કે જેથી ખાલી હાથે જતા તારા બાપને સ્વધામ પહોંચ્યા પછી પણ પુણ્યનું ભાથું મળે.'

'નિશ્ચિંત રહોઃ પિતાજી! પશ્ચાતાપના પ્રાયશ્ચિત વડે તમે પાવન થએલા છો.'

એટલામાં તો ચંપક શેઠને હેડકી આવી. તેમની આંખો ફાટી. લગીર હાથ–પગ ખેંચાયા ને ત્રણ જ મિનિટમાં તેમનો પ્રાણપંખેરૂ પરલોકમાં પહોંચી ગયો.

ઘરમાં રોકકળ શરૂ થઈ. કનુએ સૌને વાર્યા. હવે જેકાર ડોસીનું ચલણ ન હતું.

શેઠની ઠાઠડી સ્મશાન પહોંચી ગઇ. પટલાઇનો અંશ સરખો રહી ન જાય તે માટે કનુએ એ મૃતદેહને ખોરી ખોરીને બાળી મૂકયો.

એકવારના પહાડ જેવા ચંપક શેઠ ચાલ્યા ગયા. એક જ હુંકારે ભરી નાતને હંફાવનાર શેઠ દુનિયામાંથી હતા ન હતા થઇ ગયા. એમના અવસાન બદલ, એવા સેંકડો પટેલોનો ભાર વહન કરનાર ધરતી માતાએ શોકનું બિન્દુ સરખું ન પાડયું. કલરવ કરતાં પંખેરૂએ દિલગીરી દર્શાવી નહિ. કુદરતે તલભાર ઓછું આણ્યું નહિ. કોઇ કવિએ તેમની કરૂણ પ્રશસ્તિ રચી નહિ. સમાજે શોકપ્રદર્શક સભા ભરી નહિ. એમનું સ્મારક સ્થપાયું નહિ. ચંપક શેઠ ગયા તે ગયા– પાછળ રહ્યાં એમનાં જેવાં હતાં તેવાં સંભારણાં!

ચંપક શેઠ તો બાપડી નવીના ગયા. કનુને પણ હવે નવીની જ ચિંતા હતી. નવીનો અવતાર એળે ગયો હતો. તેના હેવાતનમાં

હોળી સળગી હતી. તેનું કાળજું એની ચુડી નન્દાયે કકળી ઉઠયું હતું. છતાંય નાતના નાતિલાઓ તો શેઠનું કાયટું જમવા સારૂ મ્હોં મલકાવી રહ્યા હતા. કનુએ નવીને સમજણ પાડી. એની સંમતિ લઈ કાયટું ન કર્યું પણ શેઠને નામે એક સદાવ્રત ખોલ્યું. તેમાં લૂલાં, લંગડાં, અપંગ અને જેનાથી કશી જ જાતમહેનત ન થઇ શકે તેવાંને માટે નિયમિત બબ્બે ટંક અન્ન મળતું થયું. કનૈયાલાલ અન્નક્ષેત્ર વડે પામર ને અપંગ જીવોનો આશીર્વાદ પામ્યો. નવી પણ એ આશીર્વાદ વડે, શુદ્ધ વૈધવ્ય જીવનમાં પ્રભુસેવાપરાયણ બનીને સધવાના જીવન કરતાં પોતાને સુખી માનતી હતી.

## ૪૨

## સ્નેહીઓનું સંમેલન:

•

અંબક શેઠનું અવસાન રતનપુરમાં થયું, તેમ સ્નેહવદનની મામીનું મોત અમદાવાદમાં થયું હતું. ખૂનના આરોપમાંથી નિર્દોષ ઠરીને સ્નેહવદન છૂટયો, ત્યારે તેની મામીના છેલ્લા શ્વાસ ચાલતા હતા. એટલે સ્નેહવદનને અભિનંદન આપવાનો મેળાવડો કરી, તેને માન આપવાનો તેનાં સ્નેહી સંબંધીઓએ કરેલો વિચાર માંડી વાળવામાં આવ્યો હતો.

મામી મરી ગયા પછી, તેની મીલ્કત ને જમીન—જાગીર વેડફાઈ જાય ને 'કૂતરાં દીવાળી કરી જાય' તે કરતાં, તેનો સદુપયોગ કરવાની ઇચ્છાથી મામીનો વારસાઇ હક્ક પોતાના દત્તવિધાનના અધિકારે તેણે હસ્તગત કર્યો અને રતનપુરની 'કર્મયુગ' ઓફિસમાં તેણે પોતાની નોકરીનું રાજીનામું મોકલી આપ્યું હતું.

સુખલાલ શેઠના જીવન મરણની ચાવી લીલાના હાથમાં હતી. લીલાએ ઇચ્છયું હત તો પોતાને કેવી પ્રપંચ ભરી ચિઠ્ઠીથી સુખલાલનો શોફર મોટરમાં બેસાડી ઉપાડી ગયો હતો, તે કોર્ટમાં રજુ કરીને તેની આબરૂને જ નહિ પણ જીવનનેય ધૂળધાણી કરાવી શકત.

પણ સ્નેહવદન દુરંદેશી વાપરીને એ રસ્તો લેવા તૈયાર ન થયો અને લીલાને આપેલી સલાહ પ્રમાણે પોતાનાપર અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરવાનો નિરધાર કરીને, બન્ને જણે જુદી જ તરેહનાં સ્ટેટમેન્ટ કર્યાં હતાં.

બન્નેના દિલની એ દાનાઇથી સુખલાલ શેઠના અંતરમાં ભાવભરી લાગણી ઉત્પન્ન થઈ હતી.

સ્નેહવદન, લીલા, સ્નેહલક્ષ્મી, નટવર, સૂરબાલા ને લલિત એ સ્નેહી મંડળ લીલાને ત્યાં બેઠું હતું; તે વખતે સુખલાલ શેઠ ત્યાં આવી પહોંચ્યા. સૌએ તેમનો સત્કાર કર્યો. શેઠનું મ્હોં જરા લેવાયલું લાગ્યું. શેઠ બોલ્યા:

'લીલા બ્હેન, તમારી માફી માગવા આવ્યો છું.'

'માફી પરમાત્માની માગો.'

'શેઠ ! તમે તમારી ખાનદાની ચુક્યા પણ અમે કેમ ચુકીએ ?' સ્નેહવદન બોલ્યો: શેઠે નીચું જોયું.

'સ્નેહવદન ન હોત તો આપનું શું થયું હત તે હું કહી શકતી નથી. એમણે જ મને તમારૂં નામ કોઇ પણ બાબતમાં ન આવવા દેવાની ચેતવણી આપેલી હતી.' લીલા બોલી:

'આપનો ઉપકાર માનું છું. સ્નેહવદનભાઇ, તમે તો મારી આંખો ખોલી દીધી છે: વારૂ, લીલાબ્હેન !' શેઠે લીલાને સંબોધીને કહ્યું: 'હવે કામદારો તો જાણે કામે ચઢી ગયા છે ને એમની બધી માગણીઓનું સંતોષકારક સમાધાન થઇ ગયું છે તે તમે જાણો છો. હવે એ ગઇ ગુજરી ભુલી જજો. તમારા આ મહદ્ ઉપકારનો બદલો હું હવે શી રીતે વાળી શકું ?'

'શેઠ, આપે ભગવાનને પાંચે આંગળીએ પૂજ્યા હશે. તેથી આપને ત્યાં લક્ષ્મીની રેલંછેલ છે. બદલારૂપે નહિ પણ આપે એક નિર્દોષ સ્ત્રી જાતને હેરાન કરવાનું જે અધમ પગલું ભરેલું, તેના



**સ્નેહીઓનું સંમેલન**

'લીલા બ્હેન! તમારી માફી માગવા આવ્યો છું.'
સ્નેહવર્દ્ધન, લીલા, સ્નેહલક્ષ્મી, નટવર, સુરબાળા ને લલિતાંગ સ્નેહીમંડળ લીલાને ત્યાં બેઠું હતું. ત્યાં સુખલાલ શેઠ આવ્યા ને બોલ્યા.

પ્રાયશ્ચિતરૂપે થોડી લક્ષ્મીનો કાંઇક સદુપયોગ કરો તો ઠીક.' સ્નેહવદન વચમાં બોલી ઉઠયો:

'જરૂર કરૂં. મને સુચવો. શું કરૂં ?'

'તમે જાણતા હશો કે સૂરબાલા બ્હેન તરછોડાયલાંને માટે ઉદ્યોગાશ્રમ ખોલવાનાં છે. તમે કામદારો માટે સ્વતંત્ર શાળા, એક દવાખાનું, કામદારોની જ સ્ત્રીઓ માટે ન્હાનકડું પ્રસૂતિગૃહ અને તેમનાં બાળકો માટે વિનોદ–વાટિકાઃ એટલું ઉભું કરો અને એનું નેતૃત્વ લીલા બ્હેન સ્વીકારે.'

'એ તો તમે પુણ્યનો રસ્તો બતાવ્યો.'

'ત્યારે અંગત સ્વાર્થની વાત તો અમારા જીવનમાં હતી નહિ, છે નહિ અને થનાર પણ નથી.'

ત્યારપછી શેઠે એ વાત મંજુર રાખી અને રવિવારની રજાને દિવસે ચોક્કસ યોજના ને ખરચનો અંદાજ ગણવા સારૂ સ્નેહવદનને પોતાને ત્યાં આવવા નિમંત્રણ કર્યું. પછી ચ્હાપાણી લઇ સુખલાલ શેઠ હળવે હૈયે ત્યાંથી વિદાય થયા.

'સૂરબાલા બ્હેન ! તરછોડાયલાંને માટે ઉદ્યોગાશ્રમ ખોલતાં પહેલાં એના કાંઇ ધારાધોરણ ઘડયાં છે કે નહિ ?' સ્નેહલક્ષ્મીએ પૂછયું.

'અંદર આવો બતાવું.' કહી સૂરબાલા ઉઠી. તેની પાછળ સ્નેહલક્ષ્મી પણ ગઇ.

'સ્નેહવદન ! સુખલાલ શેઠ આપણી માફી માગી ગયા; હવે મારે તમારી માગવાની.' લીલાએ કહ્યું.

'મારી માફી ! કેમ વારૂ ?'

'આ માફીની દુનિયામાં બેસી રહેવું આપણને નહિ પાલવે. લલિતભાઇ, ચાલો તમારા વાજાંપર જરા હાથ ચલાવીએ.' નટવર બોલ્યો.

'મારી પણ એવી જ ઇચ્છા હતી.' કહી લલિત ને નટવર પણ ત્યાંથી ઉઠયા.

'કેમ વારૂ, તમે શું પૂછો છો?' લીલા ને સ્નેહવદન હવે એકલાં પડયાં ત્યારે લીલાએ વાત આગળ ચલાવી: 'ભૂલી ગયા? તે દિવસે તમારી સાથે મેં કેવી ઉદ્ધત વાતો કરી હતી? તમારી વીંટી માટે ખોટી વ્હેમાઈ હતી ને તમને ન કહેવાનું કહી નાંખ્યું. તમે તો જરાય મનમાં ન આણ્યું, તે તમારા મનની મોટાઇ. મારા તમામ મળતીઆ અને સાથે કામ કરનાર નેતાઓ મરી ગયા છે કે જીવતા તેની ખબર પણ હવે મને નથી પડતી ને એક તમે જ મારી વ્હારે ધાયા.'

'તેથી મેં કંઈ મોટી ધાડ મારી હોય એમ મને નથી લાગતું.'

'વીર પુરૂષને તો એમ જ લાગે.'

'એમ નહિ; મારી ઇચ્છા તો એ હતી કે થોડી ઘણી સખ્ત કેદની સજા ભલે મને થાય.'

આ સાંભળી લીલા ભડકી:

'હવે ઓછી સજા થવાની છે તે ભડકે છે! લીલા, કહેવાની મતલબ એ છે કે આજની સરકારના જેલખાનામાં કેદીઓનાં જીવન સુધરતાં નથી, ઉલટું એ વગર ભાડાની કોટડીમાં પૂરાયા પછી કેદી વધારે બગડવા પામે છે. મને એ અનુભવ લેવાની આકાંક્ષા હતી. એટલા માટે કે જાતિ અનુભવ લીધા પછી, કેદમાંથી છૂટયા બાદ એ વિષે જાહેરમાં જબરી લડત ઉપાડવી અને આજના કેદખાનાં ખરાં ઉદ્યોગખાનાં ને ચારિત્ર્ય સુધારનારી શાળાઓ બને તેવું કાંઇક કરવું.'

'ત્યારે તો આ ચુકાદાથી તમને પૂરો સંતોષ થયો નથી. એમ જ ને?'

'જરા એવું ખરૂં.'

'ત્યારે તો સ્નેહલક્ષ્મીએ તમારી પાસે માફી માગવી જોઇએ.'

'કેમ વારૂ, એ એમાં શું કરે?'

'શું કરે એમ ન બોલો. એણે શું કર્યું હતું તે પૂછો.' લીલાએ ભેદ ખુલ્લો કર્યો.

'મને છેક હમણાં જ ખબર પડે છે કે મેજીસ્ટ્રેટ સાહેબ કોર્ટની ખુરસીપર જઇને બેસે તે પહેલાં સ્નેહલક્ષ્મી તેમને ત્યાં પહોંચી ગયાં હતાં!'

'એમ? કાચી જેલમાં નટવર મને મળવા આવ્યો ત્યારે તેણે તો મને આ બાબતમાં કંઈ કહ્યું જ નહિ.'

'એ જાણતો હોય તો કહેને? સ્નેહલક્ષ્મીએ કોઇનેય ક્યાં ખબર કરી હતી?'

સાંભળીને સ્નેહવદનને અજાયબી લાગી.

'પછી મેજીસ્ટ્રેટે તેને શું કહ્યું હતું?'

'તે તો ખબર નથી પણ કહે છે કે સ્નેહલક્ષ્મીના કથનની કંઈક અસર એમને થઇ હતી.'

ખરેખર, સ્નેહલક્ષ્મી એ અદ્‌ભુત વ્યક્તિ છે; વારૂ, પણ લીલા, આપણે પાછા માણીની વાતપર આવીએ. કહે, આ આખાય કેસથી તું ખુશી થઇ છે કે નહિ?'

'ત્યારે શું હું દિલગીર થાઉં? આ પ્રશ્ન કેવો?'

'હું પોતે તો જરા દિલગીર છું; કારણ કે આ દેશની સ્ત્રીઓ પોતાનું સંરક્ષણ પોતે જ કરતી થાય એ હવે જરૂરનું છે.'

લીલા વિચારમાં પડી. તેની તેજદાર કીકી સ્નેહવદન સામે થંભી રહી. તેણે ટૂંકો પ્રશ્ન પૂછ્યો.

'સ્ત્રીઓ એમ શી રીતે તૈયાર થાય?'

'એક તો બ્રહ્મચર્ય:'

'પછી?'

'પછી ઉચ્ચ સંસ્કૃતિ અને પૂર્વ–પશ્ચિમની વીરાંગનાઓના ચારિત્ર્ય સંસ્કાર, ત્રીજું તાલીમ, ચોથું સંયમનિયમ ને યોગાભ્યાસ. નેપોલિયન

કહેતો'તો કે હું જે છું તે મારી માતાને પ્રતાપે: દાદાભાઇ કહેતા કે મારામાં જે તેજ જુઓ છો, તે મારી જનનીને આભારી છે—'

'સ્નેહવદન, તું મને આશીર્વાદ આપ કે આજથી હું અબળા મટીને સાચી સબળા બનું. કહેવાતા લોકનેતાઓ મારી સામે વિકારી નજરે જોતા હતા; કેટલીયે કુંવારી આંખોના વિકારની હું જાણે પુતળી બની ગઇ હતી; મને પછી જ સમજાયું કે મારા સહચારમાં એ લોકના શા પાપી વિચાર છુપાયલા હતા. આજ તેં મને સમયસર ચેતાવી છે. સ્નેહવદન, માનીશ ? પરણવાપરથી, પરાયા પુરૂષને પોતાનો કરી થાપવા પ્રત્યે મને સાવ અણગમો ઉપજ્યો છે. તું મને પ્રોત્સાહન દે, સત્યપન્થ બતાવ. પછી જગત્ જુએ કે લીલા આજીવન નૈષ્ઠિક બ્રહ્મચારિણી રહી અને કેટલાંક સંસ્કારી ને ચારિત્ર્યશીલ કૌમાર જીવનને ઉન્નત બનાવવાને ભાગ્યશાળી બની.' લીલાના અંતરમાંથી વીજળી જેવાં વાક્ય સરવા લાગ્યાં.

'એ તારો દૃઢ સંકલ્પ છે ?'

'જરૂર'

'તો ઇશ્વર તારૂં કલ્યાણ કરો. માનજે કે અમૃતનો છાંટો કદી અફળ નથી જતો. તારા મનોરથના ફલિતાર્થમાં સદૈવ મારો સાથ સમજજે. લીલા, કોર્ટમાંથી છૂટયા પછી ખરો આનંદ તો મને હવે જ થયો.'

'હજુય મને તારા જેટલો આનંદ નથી થયો તેનું કેમ ?' લીલાએ તિરછી નજર ફેંકીને કહ્યું.

'તે શી રીતે થાય ?'

'તમારી મામીની અઢળક મીલ્કત વિષે તમે શું વિચાર કર્યો ?'

'હું તે બાબતમાં તમારો અભિપ્રાય જાણવા માગું છું.'

'તો હું તો એમ કહું છું કે એમાંથી સારી જેવી રકમ અંત્યજોદ્ધાર અને દલિતવર્ગના સુધાર ખાતે કઢાય તો સારૂં.'

'લીલા ! મારા હૃદયમાં પણ એજ વિચાર રમી રહ્યા હતા.'

હર્ષોન્માદમાં આવી જઇને સ્નેહવદને કહ્યું: 'લીલા, કેવું હૃદયરસ ઐક્ય! તારી આ વાત પછી હવે હું એજ નિશ્ચયપર આવું છું.'

લીલાએ નિર્દોષભાવે સ્નેહવદનના ખભે હાથ નાંખ્યો. જમણા હાથપર સ્નેહવદને સ્નેહચુમી લીધી. તેજ વખતે ત્યાં સૂરબાલા આવી પહોંચી. એની આંખોમાં આંસુ હતાં. એનો ચ્હેરો હર્ષમિશ્રિત શોકથી વિકૃત લાગતો હતો. તેના હાથમાં એક પરબીડીયું હતું તે બતાવીને બોલી:

'સ્નેહલક્ષ્મી હઠે ભરાયાં છે. તેમને આ કાગળ નહિ વંચાવું. તમને વાંચવા સારૂ આપવા આવી છું.'

'કોનો છે એ કાગળ?' સ્નેહવદને પરબીડીયું હાથમાં લીધું. સૂરબાલા ત્યાંથી જતી રહી. લીલા અને સ્નેહવદન તે કાગળ વાંચવા લાગ્યાં.

## ૪૩

## સ્વામીજીનો પત્ર:

**પ**ત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

'બ્હેન!'

પત્રના લખનારને ઓળખવા તું અધીરી નહિ થાય તો આ પત્રમાંથી જ તને બધું સમજાશે. આ પત્રપર ને પત્રના લખનારપર શ્રદ્ધા રાખી તેમાંની હકીકત સર્વાંશે સાચી માનજે.

**બાલા** બ્હેન! તારા વ્હાલા **બાપુ**ને બેવફા મુનીમ **અર્થદાસ**ના પાપે સજા થઇ હતી એટલું તું જાણે છે. પણ સજાની મુદત પૂરી થયા પછી તારા પિતા **પીતાંબરદાસ**નું શું થયું, તે ક્યાં ગયા, જીવે છે કે મરી ગયા હશે, એમાંનું કંઈજ તું જાણતી નથી. આ પત્રથી હવે તું જાણશે કે તે ગુજરી નથી ગયા પણ આ દુનિયામાં જ છે.

તું જાણે છે કે પૂર્વસંચિત સંસ્કારોના પ્રબળ બળે પોતે વેપારી છતાં નિરંતર યોગાભ્યાસમાં તલ્લીન રહેતા હતા. તારી માતા **અમૃત**ના ગુજરી ગયા પછી સંસારપર એમને વૈરાગ્ય ઉપજેલો હતો. ફક્ત તારા તરફના વાત્સલ્ય સ્નેહને લઇને જ પોતે સંસાર જીવન જીવતા હતા; પણ જેલની સજાએ તેમનાં એ બંધન પણ તોડ્યાં. સંસાર પ્રત્યે

તેઓ તદ્દન ઉદાસીન બની ગયા અને જેવા જેલમાંથી છૂટયા, તેવા જ ઘરને હંમેશ માટે ભૂલીને ધરતી દોરે તે દિશામાં ચાલ્યા ગયા.

નાસિકનો મેળો હતો. સાધુઓની જમાતનાં ટોળાં ને ટોળાં મેળામાં જતાં હતાં. તારા પિતા એ સંઘ ભેળા ભળી ગયા.

તે પછી સાધુઓના સંઘ સાથે તારા પિતા જબલપુર પાસેના આરસ ને સંગેમરમરના ગગનચુમ્બિત પહાડો સુધી જઈ પહોંચ્યા. ત્યાંનું રમણીય દૃશ્ય એમને ગમી ગયું. તેઓએ સાધુઓના સાથને ત્યાંથી છોડયો અને પોતે એકલા ભેડાઘાટ પહોંચ્યા.

ભેડાઘાટમાં 'રાજા ગોકુળદાસ'ની ભવ્ય ધર્મશાળામાં ઉતર્યા. કંઈક નિશ્ચયપર આવ્યા અને એ દિવસના આરામ પછી ત્યાંથી આગળ ચાલ્યા. જ્યાં બાણગંગા સાથે નર્મદાજીનો સંગમ થાય છે; તે પવિત્ર ને પ્રકૃતિપ્રભાવવન્તા શાંત એકાન્ત સ્થળે જઈ પહોંચ્યા. તપાસ કરતાં માલમ પડયું કે ત્યાંથી થોડે જ છેટે એક ઉંચી ટેકરીપર ભૃગુઋષિનો પુરાતન આશ્રમ હતો.

કુદરતી રીતે જ જળ વહનથી કોતરાયલી આરસની ભેખડો વિંધીને ધેરા ધેરા ઘોર નાદે વહી રહેલાં નર્મદાજીના નિર્મળ વાતાવરણથી, તનમનના સંતાપ સમાવતા તારા પિતા, માર્ગે આવતાં અનેક મઠ—આશ્રમોને વંદન કરતા, સંગેમરમરના જબ્બર ખડકોમાં અગોચર પ્રકૃતિ દેવીનાં દર્શન કરતા ટેકરીપર ચડયા.

તે સમય પ્રાતઃકાલનો હતો. ભગવાન સવિતાનારાયણ તેમનાં સુકોમળ સોનેરી કિરણો વેરતા હતા. ખુશ્બોદાર પૂષ્પોને મંદ શીતળ સમીરણ ભેટતો હતો. દિશાઓ અતિ મનોહર લાગતી. સ્વતંત્રતાના સંદેશ પાઠવતાં વન વિહંગ વ્યોમ માર્ગે વિહરી રહ્યાં હતાં. કુદરતનાં ગહન ગીતે ગાજી રહેલી વનરાજિ, ઝમ ઝમ ઝરતાં ઝરણાંનો કલકલ ધ્વનિ, સૂરૂ, આસોપલ્લવ, બોરસલ્લી, પારિજાતક ને ઘટાટોપ આંબાવાડિયામાંથી પંખેરૂનો સંભળાતો કલરવ, એ સઘળું જોઈ, સાંભળી, અનુભવી, જીવનને હવે જુદા જ સ્વરૂપમાં આલેખતા તારા પિતા ટેકરીપર ચડી ઋષિ આશ્રમમાં ગયા.

જંગલની જડી બુટ્ટીઓ વિષે તેં સાંભળ્યું હશે. આકસ્મિક હૃદયપલ્ટાની આખ્યાયિકાઓ ય સાંભળી હશે. બિલ્વમંગળ વેશ્યાવિહારી હતો; તેમાંથી અનન્ય પ્રભુભક્ત બની ગયો: એ એક આકસ્મિક પ્રસંગ હતો. મહર્ષિ દયાનન્દ માટે પણ એવો જ પ્રસંગ સાંપડયો હતો. મહારાજા શાન્તનું મત્સ્યગન્ધા વેરે પરણ્યા ને નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં વ્રત ભીષ્મ પિતામહે લીધાં ને પાળ્યાં. એ પણ એક આકસ્મિક પ્રસંગ હતો. બ્હેન! જીવનમાં એવી ધન્ય ક્ષણો વિરલ હોય છે અને તેને જો સાધી લેવાય તો અવતાર કૃતાર્થ થઈ જાય છે. ભૃગુઋષિના આશ્રમમાં તારા પિતાનો પ્રવેશ જીવન માટે અપૂર્વ પ્રસંગવાળો નીવડયો. એ મહાપુરુષની—પૂજ્ય સંતની અમી દૃષ્ટિવડે તેમની કૃપાપ્રસાદી પામવા તારો પિતા ભાગ્યશાળી નીવડયો. તેમની પાસે તેમણે દીક્ષા લીધી અને એમના આદેશ પ્રમાણે કર્ત્તવ્યધર્મનું દંડ કમંડલું લઇ, ઋષિજીનો કલ્યાણ આશીર્વાદ પામી ત્યાંથી બહાર નીકળ્યા.

તારા પિતાની તમામ વાસનાઓ મરી પરવારી હતી અથવા તેનાપર તેમણે જીત મેળવી હતી. એમના હૃદયનો ગુંજારવ એક જ હતો:

"જીતા રહેંગા જબતક, ખાનેકો અન્ન ભિ દેગા;
"મર જાયગા તો વોહિ, તુજકો કફન ભિ દેગા."

મતલબ કે પોતાની ચિંતા પરમાત્માને સોંપી, તેઓ પોતાના ગુરૂવરની આજ્ઞાનુસાર, સમાજ—સંસારમાં અનેક રીતે વેડફાઇ કે વંઠી જતી શક્તિઓના સદ્‌વ્યય માટે, તેમને વિપથગામી બનતી બચાવવા માટે આજીવનમાં થાય તેટલું સત્કર્મ કરી છૂટવા માટે તે સાચા સંન્યાસી બન્યા.

સ્વરૂપાન્તરે અને જીવનના જુદા જ પટાન્તરે સમાજમાં પ્રવેશતાં પહેલાં તેઓએ ભરાયલા મેળાની મુલાકાત લીધી. ત્યાં તેમને અનુભવ થયો કે 'ધર્મ મેળાઓ એટલે લોક જીવનનો અરિસો.' તારા પિતાએ પ્રસ્તુત મેળામાં હિન્દુઓના અધઃપતનનું દુઃખદ દર્શન કર્યું. એ જોઇને એમને અપાર ચિત્તક્ષોભ થયો. યોગનું પૂછડું ય નહિ ઓળખનારાઓ

પોતાને મહાન યોગી માનીને લોકસેવાને સ્વીકારતા તેમણે જોયા. અન્ધશ્રદ્ધાળુઓની વેવલી ભક્તિ જોઇને તેમનું અંતર બળી ઉઠયું. હિન્દુધર્મની આવી દશા જોઈ તેમને બહુ ખેદ થયો.

નવજીવનના પ્રથમ પદારમ્ભે જ તેમણે મેળાની મહા મેદની સમક્ષ અન્ધશ્રદ્ધાને દફનાવી દઈ શુદ્ધ કર્ત્તવ્યધર્મ સમજાવવાનો પડકાર કર્યો.

ખ્રિસ્તિધર્મમાં જ્યારે દેવળ અને પોપને નામે પેઠેલું પાખંડ અસહ્ય થઇ પડયું હતું, ઇસુની ચૌદમી સદીમાં જેમ જર્મનીના બર્લિન શહેરના બજારમાં ઊભીને માર્ટિન લ્યૂથરે બાઇબલના ટૂકડા કરી નાંખ્યા હતા અને પોપડમ્ સામે બંડ જગાડયું હતું; તેમ આ મેળામાંથી જ સમાજના સિતમો સામે, તેની રાક્ષસી રૂઢિયો સામે, કહેવાતી ધર્મભક્તિનાં પોલાદી બન્ધનો સામે તારા પિતાએ બળવો જગાડી નામધારી સંતમહંતો—જોગીજતીઓ ને ધર્માચાર્યોની પેઢીઓને પરાસ્ત કરવા ચાલી નીકળ્યા.

પણ એ માટે સમાજના દુઃખોનો હજુ ગંભીર અભ્યાસ કરવાની જરૂર હતી. તે સાથે જ્ઞાન, અનુભવ અને સત્યના સંશોધનથી પાવરધા થવાની આવશ્યકતા હતી. તેથી થોડી મુદત સુધી તેઓએ એકાંત સેવ્યો. ઇચ્છતા હતા તેવો તેમને સંતોષ મળ્યો, ત્યારે સમાજમન્દિરમાં પ્રભુના એ એક નમ્ર પૂજારી તરીકે દાખલ થયા.

દરમ્યાન અણધાર્યા સંજોગોમાં, પૂર્ણિમાની એક રળિયામણી રાતે તું તેમને યાદ આવી. તે વખતે તેમનો મુકામ રતનપુરની આસપાસ હતો. તેમણે રતનપુરમાં નાગડા સાધુઓની જમાત પડેલી જાણી હતી. તેથી તેઓ રતનપુર આવ્યા ને તે જમાત ભેગા ભળી ગયા હતા.

એજ જમાતમાંના એક નાગડાને હાથે તારૂં શિયળ લૂંટાવાની કાળ ઘડી આવી પહોંચતાં તારા પિતાની આંખમાંથી અંગાર વર્ષ્યો. તને બચાવવા આવનાર ભલો જુવાન એ નાગડાની જમાતનો ભોગ થતો હતો, તે તારા નિમિત્તે બચ્યો ને તે પછી તારા પિતાએ એ પાપાચારી જમાતને તજી દીધી.

બ્હેન, તને તે વખતે શી ખબર કે જેનાપર સ્નેહવદનને હાથે મૂર્તિ ફેંકાઈ હતી તે જ તારો પિતા હતો ! તું શું જાણે કે શિવાનન્દના ભગવા ભેખની ભિતરમાં છુપાયલો જીવ તારો સાંસારિક પિતા છે !'

પત્ર પૂરો ન વંચાયો. વાચતાં વાચતાં સ્નેહવદનની આંખે અંધારાં આવ્યાં. તે પત્ર વાંચે છે કે શું કરે છે ? એ વિષે એને સંદેહ પડવા માંડયો. લીલાની મનોદશા પણ એના કરતાં વધારે સારી ન હતી. ' શિવાનન્દ સ્વામી તે સુરબાલાના પૂર્વજીવનના પિતા !' પત્ર હાથમાંથી પડી ગયો. પછવાડેથી આવીને તે સુરબાલાએ જાળવીને ઊપાડી લીધો. નોકર ચ્હા લઇને આવ્યો.

' ભાઈ, લીલાબ્હેન, ચ્હા આવી. ચાલો પી લઇએ. ' સુરબાલા બોલી. બન્ને વિચારતન્દ્રામાંથી જાગ્યાં.

' પેલો કાગળ ક્યાં ? ' સ્નેહવદને પૂછ્યું.

' તે મારી પાસે છે. પછી વંચાશે. હમણાં તે નહિ આપું. બાકી રહેલો ભાગ પછી વાંચવામાં જ મઝા છે. ' સુરબાલાએ કહ્યું.

' સ્નેહલક્ષ્મી ક્યાં છે ? ' લીલાએ પૂછ્યું.

' તેને આ કાગળ વાંચવા ન આપ્યો તેથી રિસાઈ બેઠાં છે. '

સ્નેહવદન હસ્યો. ' ને નટવર ? '

' તેમને મનાવે છે. '

' લલિતભાઇ ? '

' આ આવ્યા.–આવરદા તો બહુ છે ! '

' સ્નેહલક્ષ્મી કહે છે કે તેની તબીઅત ઠીક નથી; સ્નેહવદન, તેમની તબીયત જોઇ આવો અને અહીં તેને તેડતા આવો એટલે સૌ સાથે જ ચ્હા લઇએ. ' લલિત બોલ્યો.

## ૪૪

# ચન્દ્રિકાના અમૃત સરોવરિયે.

આજે પૂર્ણિમા હતી. સ્નેહવદન હવે તેની સ્વર્ગસ્થ લક્ષ્મીની હવેલીએ આવ્યો હતો. આજ એક સિવાય, એના જીવનના ઘણા આશયોના ફલિતાર્થની ખુશાલીમાં તેણે સ્નેહી સંબન્ધીઓને નોતરીને પૂર્ણિમા ઉત્સવ કર્યો હતો.

સ્નેહવદન મીઠાઇ વગેરે ગોઠવવામાં ગુંથાયો હતો. નટવર અને લલિત બન્ને જણા અગાસીના પાછલા ભાગમાં બેસી અલક–મલકની વાતોના તડાકા મારતા હતા.

'આજના છાપામાં વાંચ્યું ?' નટવર બોલ્યો. 'સુધારાને શિખરે પહોંચેલા અમેરિકાના ગૃહસંસારોમાં ય કેવી હોળીઓ બળી રહી છે !'

'એની આજ કાંઇ નવાઇ છે ? શું અમેરિકા કે શું યૂરોપ કે શું હિન્દ, ઘેર ઘેર માટીના ચૂલા છે.' લલિત બોલ્યો.

'તારી એ અઢારમી સદીની કહેવત સાથે હું મળતો થતો નથી. હવે તો ઘેર ઘેર પિત્તળના 'સ્ટવે' ઘર ઘાલ્યું છે !'

'પિત્તળ પણ આખરે તો માટી જ ને ?'

'તેં તો પરબ્રહ્મની સૃષ્ટિની વાત કરવા માંડી. લલિત ! એમ તો તું પણ માટી ને હું ય માટી. આખું જગત માટી !'

'એમ જ.'

'બસ માટી જ! અને તે માટીની માટી જ રહેવાની?' નટવર જરા ડાવકો થયો: 'અનાદિ કાળથી એક જ પ્રકારની વનસ્પતિ ઉગે છે: એ વાદળાં, એ ઝરણાં, એ દિવસ, એ રજની! એક જ પ્રકારની –બાવા આદમના વખતની–એમની જે ઢબ છબ છે તેની તે આપણા બાપદાદાઓ જોતા જોતા મરી ગયા ને આપણી આંખોય એમાં નવીનતા જોવા ભાગ્યશાળી ન થઇ!'

'હિન્દુ સમાજના આચાર વિચાર એક જ ઘાટીએ ચાલ્યા કરે છે એમ'સ્તો!'

'છટ્! આવી તે વળી દુનિયા!' નટવર ચીડાયો. 'સારૂં જગત્ જાણે સ્થિતિચુસ્ત! મને લાગે છે. એ કદી ઉંચે ચડતું જ નથી. બસ ચક્કર ચક્કર ફર્યા જ કરે છે. ગોળ ફૂદડી ફર્યા કરવી એને વળી પ્રગતિ કહેવાતી હશે?'

'પ્રગતિની તારી વ્યાખ્યા મને માન્ય નથી. સમર્થ પુરૂષો કહે છે કે જગત્ ગતિ કરે છે. શ્રીમાનો ને ધિમાનો પણ એમ જ કહે છે.'

'શ્રીમાનો તેમની માલેતુજાર મહોલાતોમાં વસીને જો એમ માનતા હોય કે દુનિયા પ્રગતિ કરે છે ને તે સુખી છે તો તેને હું મૂર્ખાઓના સ્વર્ગ જેવું ગણું!'

'તમે ગમે તે ગણો; પણ મારી માન્યતાનો પુરાવો મજબુત છે. કહો! ડાર્વિન દાદાના કહેવા પ્રમાણે વાનર જાતમાંથી માનવજાત પેદા થઈ, એમ માનીએ તો તે ઉન્નતિ નહિ?'

'દેવોમાંથી માનવી બન્યા, એમ માનીએ તો?' નટવરે લલિતને મહાત્ કર્યો.

'વાહ રે! ઉન્નતિ ને અધોગતિના મીમાંસકો!' પછવાડેથી આવીને સ્નેહવદને નટવરને ખભે હાથ મૂકતાં કહ્યું:

'If the game is to go from the sinner to the Saint; we must belive that the world

is progressing. We do our deeds with the knowledge that we are progressing. ' મારો આ અભિપ્રાય છે.'

'એટલે ?' નટવરે ગંભીરતાને ઉડાવી મારવા કહ્યું: 'સ્નેહવદનનો અભિપ્રાય એટલે જાણે બ્રહ્માક્ષર ?'

'ના, ભાઇ ના: સૌ સૌના અભિપ્રાય પોતપોતાના મંતવ્ય પ્રમાણે સાચા, બસ ! હવે મ્હેમાનોના સ્વાગત્ માટેની વ્યવસ્થા જરા જોઇ જશો ?'

બન્ને જણુ ઉઠ્યા. સાથે સ્નેહવદન પણ ચાલ્યો. સ્નેહલક્ષ્મી અસ્વસ્થતાને ઉડાડી મેલવા એકલી અગાસીમાં બેઠી હતીઃ ચોક્કસ વખત માટે તેણે એકાન્ત સેવન માગી લીધું હતું. સ્નેહવદનને તેની અસ્વસ્થતાનો ખ્યાલ નહોતો એમ નહિ; છતાં અત્યારે તે મનની વાત છેડવા ઇચ્છતો નહોતો.

પૂર્ણિમા પૂર બ્હારમાં ખીલી રહી હતી. ભવ્ય હવેલીની આકાશ–ખુલ્લી અગાસી ચન્દ્રિકાશ્રી છલકાઈ રહી હતી. અમીના કુમ્ભ ભરી ભરીને પૂર્ણેન્દુ ઢોળી રહ્યો હતો. સુગન્ધી સમીરની મન્દ શીતળ લહરીઓ લ્હેરાતી હતી અને એ લહરીઓ સ્નેહલક્ષ્મીની શ્વેત સાડીના છેડાને, તેના ચળકતા શ્યામ શિરબાલની લટને, તેની તેજોજ્જ્વલ કીકીને ગલીપચી કરી રહી હતી. આરસની પ્રેમ પ્રતિમા જેવી લાગતી એ સૌન્દર્યદેવીને કામકાજમાં ગુંથાયલો સ્નેહવદન પળેપળે નિરખતો. તેની નજર ત્યાંથી ખસતી જ નહિ. તેને જોતો ને વિચારતોઃ 'ચન્દ્રિકાનું ધવલ તેજ પણ સ્નેહલક્ષ્મીના શ્વેત સ્વરૂપસૌન્દર્ય આગળ ફિક્કું પડી જાય છે ! તેની સામે નજર કરનાર પણ ઝાંખો પડી જાય છે ! મારી અંગૂલિએ વળગેલી આ હીરાજડિત મુદ્રિકા તેની આંખોના ભવ્ય તેજ આગળ શી વિસાતમાં ? સ્નેહલક્ષ્મી' તારૂં સૌન્દર્ય ઇશ્વરની અણમોલ થાપણ છે ! આજ પૂર્ણિમાનો ચન્દ્ર તેની સોળે કળાએ ખીલી રહ્યો છેઃ આજ તારી કળા મારા જીવનને ખીલાવવા સારૂ મથતી હોય તો ? પણ–એ પ્રતિજ્ઞાનો પ્રતિબન્ધ જ આડે આવે છે.'

જે મુંઝવણુ સ્નેહવદનના હૃદયમાં ગડમથલ મચાવી રહી હતી, એ જ મુંઝવણુ સ્નેહલક્ષ્મીના અંતરને વલોવી રહી હતી. કારણુ ગમે તે હોય પણુ અમદાવાદ આવ્યા પછી, ખાસ કરીને સ્નેહવદન નિર્દોષ ઠરીને ખૂનના આરોપમાંથી છૂટીને ઘેર આવ્યો તે પછીના આજ છેલ્લા દિવસે સ્નેહલક્ષ્મીને ગમતું નહોતું. જેમ જેમ રતનપુર જવાની અવધ નજીક આવતી હતી તેમ તેમ તેના અંતરની અગમ્ય વેદના વધતી જતી હતી; છતાં સ્નેહવદનને એ વેદનાની જાણ્યેઅજાણ્યેય જાણુ ન થાય તે માટે તે બહુ સાવચેત રહેતી હતી. તેથી જ ચિત્તની અસ્વસ્થતાને બ્હાને તે એકલી પડી હતી.

એમ એકાન્ત સેવનમાં જ અજવાળિયાંથી છલકાતી આજની રઢિયાળી રજની પસાર થાય એમ નહોતું.

સમયસર મ્હેમાનોની ભરતી થવા માંડી. સુખલાલ શેઠે કામદારોના સુખારોગ્ય માટેની સ્નેહવદનની યોજના મંજુર કર્યા પછી, તેમના કુટુમ્બ સાથે પણુ હવે સારો ઘરોબો થઈ ગયો હતો. એટલે સુખલાલ શેઠ તેમનાં બાળબચ્ચાં અને સન્નારી મંડળને લઇ આજના ઉત્સવમાં ભાગ લેવા આવી પહોંચ્યા હતા. સંસાર સુધારાને અંગે પ્રતિજ્ઞાઓ લીધેલ સુરબાલાની તમામ બ્હેનપણીઓ, લીલાની સાહેલીઓ અને લલિત તથા સ્નેહવદનના જૂના નવા મિત્રો વગેરે સૌ આવી પહોંચ્યાં એટલે લલિતના હાર્મોનિયમના સૂર નીકળવા લાગ્યા. ચન્દ્રિકાના અમૃત સરોવરિયા જેવી વિશાળ અગાસીમાં જ સજનીઓ રજની ખેલન ખેલનાર હતી. સૌ સાહેલીઓ ગરબાના ઘાટમાં ગોઠવાઈ ગઇ. સૌ પુરુષવર્ગ અગાસી ફરતી તકીઆની હારે ગોઠવાઇ ગયો. વાજાંના કોમળ સરોદનો ગુંજારવ સૌના દિલમાં ગુંજવા માંડયો. પણુ હવે રાસ કોણુ ઉપાડે એ પ્રશ્ન સુધી આવીને કામ અટકયું હતું. એ રાસ–લીલા જોવા નભોમંડળને ચંદરવે કેટલાક તારકગણુ જેમ તગતગતા હતા, તેમ પહેલા રાસનો ઉપાડ સ્નેહલક્ષ્મીથી થએલો જોવા સૌની આંખો તેના તરફ મીટ માંડી રહી હતી.

સ્નેહલક્ષ્મી એ અબોલ માગણી સમજી ગઇ. સ્નેહવદન જરાપણ હતાશ ન થાય, તેના આનન્દમાં પોતાના નિમિત્તે તલપુર સ્ખલન ન પડે, તે ખાતર તેણે મનની મનમાં સમાવીને પગને ઠમકે, હાથની તાળીએ ને કોકિલકંઠની હળવી હલકે રાસ ઉપાડિયો:

'ફૂલડાં ઉઃમાં અણમોલ,
ચાંદલિયાની ડાંખળીએ રે;
એવા કંઇ રસના બોલ,
ઉરે મ્હારી આંખડીએ રે:'

રાસ ગવાતો ગયો, તેમ તેમ સજની મંડળમાં તે ઝીલાતો રહ્યો. પ્રેક્ષક સમૂહમાંથી કોઈ એના ભાવ ઝીલતા; કોઇ સ્નેહલક્ષ્મીનો અભિનય જોવામાં તદ્દાકાર થતા; કોઈ એના કંઠથી મુગ્ધ થતા: એમ ભિન્ન ભિન્ન રૂચિને પોષતા પુરુષ સમૂહે નવી કડી સાંભળી:

'ચાંદણીઓ વેરી ચન્દ્ર ચાલે રે.
'ઠમક ઠમક ઠમકન્ત;
'વેરૂં હું એવી તેજપગલીઓ,
'મારગડે મલકન્ત:
'ચાંદલીઆનો ડાંખળીએ રે.'

સર્વત્ર જાણે મ્હેરામણની શાન્ત ગંભીરતા છવાઇ રહી! રાસનાં ઉપડતાં નવાં નવાં પ્રત્યેક ચરણે પ્રેક્ષકગણના હૃદય પ્રદેશે, ચન્દ્રદર્શને ઉછાળા મારતાં સમુદ્ર જળ પેઠે અનનુભૂત લાગણીનો વેગ ઉછળી રહેતો હતો; છતાં બહારની ગંભીરતા ને શાંતિનો ભંગ થતો નહિ, એ સંયમ કેવો? રાસ આગળ વધ્યો:

'રૂપનો સાગર ડોલતો રે.
'ચન્દ્રિ ઝીલે એ જુવાળ;
'કોડ ભરી એવી હું ય કુમારી,
'દે વ સુ ધા નો થા ળ
'ચાંદલીઆની ડાંખળીએ રે:

'ફૂલડાં ઉગ્યાં અણમોલ, ચાંદલિયાની ડાંખળીએ રે;
'એવા અમૃતના બોલ, ઉગે મ્હારી આંખડીએ રે.'

સ્નેહવદનની હૃદયદશા કફોડી હતી. 'કોડ ભરી એવી હું ય કુમારી' હૃદયને પ્રત્યેક ધબકારે એની એ પ્રેમ પંક્તિ કડી ધડકી રહી હતી. મનની આ વેદના ખૂનના આરોપી તરીકે પોલિસની મધ્યમાં તે ઊભો રહ્યો હતો ત્યારે આટલી કઠિન તેને નહોતી લાગતી:

રાસ પૂરો થયો. પછી લીલા ને સૂરબાલાનો વારો આવ્યો. પછી બીજી બ્હેનોએ પણ બે ચાર રાસ ગાયા ને એમ રાસોત્સવ સમેટાયો.

પછી નાસ્તાને ન્યાય અપાયો. સ્નેહવદનની સલામતી સૌએ ચાહી. તેનું દીર્ઘાયુ ઈચ્છાયું. અનેક હૃદયોના કલ્યાણ આશીર્વાદ મળ્યા ને મ્હેમાનો હસતે મુખડે વેરાયાં.

મોડી રાતે ઘેર ન જતાં સૂરબાલા, લલિત ને લીલા વગેરેને આજની રાત અહીં જ ગાળવાનું નક્કી થયું હતું.

તેઓ દાદર ઉતરી નીચેના દિવાનખાના તરફ જવા લાગ્યાં. અગાસીપર હવે સ્નેહલક્ષ્મી ને સ્નેહવદન માત્ર બે જણ રહ્યાં. બેમાંથી કોઈ ન બોલે કે ચાલે! છેવટ પુરુષહૃદયે સાહસ કીધું:

'સ્નેહલક્ષ્મી! આપણાપર ચન્દ્રિકા કેવી વરસી રહી છે?'

'હા, એ શરીરને સ્પર્શે છે ખરી પણ ઝાલવા જતાં ઝલાતી નથી ને!'

'સુગન્ધી વાયુની શીતલ લહરી કેવી વાય છે?'

'તે વાય છે ખરી પણ દેખાતી નથી ને?' સ્નેહવદનથી હવે આ માર્મિક શબ્દોથી વધારે વાર શાંત ન રહેવાયું:

'ચન્દ્રોદયે પોયણાં ખીલે છે એ ખરૂં, પણ કમળો તો બીડાઈ જાય છે. સ્નેહમયી દેવી! તારૂં સદાપ્રફુલ્લ વદનકમળ આજ સવારનો હું વિલાયલું કેમ જોઉં છું?' કહી તેની હડપચીને હેતભર્યાં હાથે સ્નેહવદને જરા ઉંચી કરી.

'કાલે હું રતનપુર જાઉં ને?' સ્નેહલક્ષ્મીએ નીચી નજર કરી પૂછ્યું.

સ્નેહવદન કંઇ બોલ્યો નહિ. શું બોલવું તે તેનાથી સમજાયું નહિ.

સ્નેહલક્ષ્મીએ પુનઃ તેજ પ્રશ્ન કર્યો.

'સ્નેહવદન ! હું જાણુતી હતી કે તારૂં હૃદય પત્થરનું નહિ હોય !'

આ સાંભળી સ્નેહવદનના ઉપર વજ્રનો પ્રહાર પડ્યો હોય તેમ તેણે દાંત વચ્ચે હોઠ દબાવીને ઉંડો એક ચિત્કાર નાંખ્યો. તેને ગળે હાથ નાંખી તકીઆ આગળ લઇ ગયો. બન્ને ગાદીપર બેઠાં. સ્નેહવદને વાત કરવા માંડી:

'લક્ષ્મી !' તેનો અવાજ ધ્રુજતો હતો: 'સાંભળ, મારૂં હૃદય પત્થરનું નથી. મારી પ્રતિજ્ઞા–વિધવાને જ વરવાનો સંકલ્પ–અત્યારે મને પત્થરનો લાગે છે. દૈવી, હું મને હવે મરેલો લાગું છું: તારા સ્નેહ સમક્ષ આ પ્રતિજ્ઞાબંદ્ધ જીવન ચેતનહીન બની ગયું છે.'

'પ્રતિજ્ઞા ને પ્રેમ ! શી વિષમ સ્થિતિ? મારા સ્નેહ ! તું મારો નહિ થાય તો મારી શી સ્થિતિ થશે? અરેરે, તારી પ્રતિજ્ઞા મારા નિમિતે હું તોડવાનું પણ કેમ કહું?' કહેતાં સ્નેહલક્ષ્મીનું હૈયું ભરાઈ આવ્યું.

'મારે શું કરવું?'

'તને તારો વિચાર થાય છે ને મને મારો !' સ્નેહલક્ષ્મીનો કંઠ કરુણ બન્યો. તેનું હૃદય ભાંગી જતું હતું. સ્નેહવદને તેની વિખરાતી લટને લલાટપરથી ખસેડી ને તેની આંખમાંનું અશ્રુબિન્દુ ધોતિયાંને છેડે લૂછ્યું અને ભારે હૈયે કહ્યું:

'પરણ્યે વધારે છે? તું અમથી અકળાય છે. આ ભગ્ન હૃદય જે કાંઈ ભાવ રાખી શકે તે એક તારે માટે ને અખંડ બ્રહ્મચારિણી મારી સાળી લીલા માટે. પછી પરણ્યે શું વધારે છે?'

'મને એ ફિલ્સુફી આજ કોણ જાણે શાથી શુષ્ક લાગે છે. જવા દો એ વાત. હું ઉઠું છું ને તમે ય જાઓ. નીચે બધાં વાટ જોતાં

હશે: મારા સ્નેહ! કાલે હું જવાની છું. તું છે તેવો સદૈવ રહેજે: બીજું શું?'

ઉઠતી સ્નેહલક્ષ્મીને બેસાડી રાખતાં સ્નેહવદન મનમાં બબડયો: 'કેટલાંક હૃદયને ભાંગવા સારૂ હું જન્મ્યો હોઇશ?'

દાદર આગળથી લીલા ને સુરબાલાના ઝીણા હાસ્યનો અવાજ બન્નેને સંભળાયો. બન્ને સ્વસ્થ થવા લાગ્યાં. સુરબાલા ને લીલા અગાસીમાં આવી પહોંચ્યાં.

'સ્નેહલક્ષ્મીને પેલો કાગળ ન વંચાવ્યો તેથી તે રિસાઇ છે કે શું?' લીલાએ મશ્કરીમાં પૂછયું.

'અરે, એ કાગળ તો હજુ મારે પણ વાંચવાનો છે. ચાલો અત્યારે જ તે પૂરો કરીએ.' સ્નેહવદને મનની સ્થિતિ દબાવીને કહ્યું.

'તે હું આપવા જ આવી છું ને સ્નેહલક્ષ્મીને મારૂં લાગતું હોય તો ભલે તે પણ સાંભળે.' સુરબાલા બોલી.

ત્યારે લલિત ને નટવરે શો ગુન્હો કર્યો?' લીલાએ કહ્યું.

'અમે ઓછા ખૂનના આરોપી છીએ તે ન આવીએ!' કહી લલિત ને નટવર પણ આવી પહોંચ્યા.

'લીલા વાંચે ને આપણે સૌ સાંભળીએ.' સ્નેહવદને તોડ કાઢયો.

'એવી હું સસ્તી નથી તો.'

'કેમ વારૂ, તને વળી શાનું ઓછું આવે છે?' સ્નેહવદને પૂછયું.

'ઓછું ના આવે? પૂર્ણિમા ઉત્સવ કરીને બધાંની પેઠે અમેય નાસ્તો લીધો. સાળીને વિશેષ શું મળ્યું?'

'વાહ!' સ્નેહવદન હસ્યો. 'હજુ ય માગી લે ને. તું કહે તે આપું. મેં ક્યારે ના કહી છે?'

'ઠીક ત્યારે: માગું ત્યારે આપજો. ચાલો વાંચું હવે? કાન સરવા કરીને સાંભળજો હો.' કહી લીલાએ સ્વામીજીનો અધુરો રહેલો પત્ર વાંચવા માંડયો:

'સ્નેહવદનના પ્રતાપે લલિત વડે હવે તારો સંસાર સુખી થયો...

છે. મનમાં એક જ એ તૃષ્ણા હતી તે હવે મટી ગઇ. મારાથી મારા જીવનાન્તરે હવે વારંવાર તમારામાં ચિત્ત ન રખાય. રાખું તો સંસારની માયા વળગવાનો ભય રહે છે. માટે, બ્હેન સુરબાલા તને સુખી જોઇ હવે હિન્દુસ્થાનની વિશાળ ભૂમિમાં વિહરી શકાય તેટલું વિહરવા તારી છેલ્લી રજા માગું છું.

જતાં જતાં–વસમી વિદાય લેતાં પહેલાં એક છેલ્લી વાસના છોડી દઉં. સ્નેહલક્ષ્મી અને તારી વચ્ચેનું અગમ્ય આકર્ષણ હું યોગ બળે સમજ્યો છું. તને જન્મ દઇને પરલોક સિધાવેલી એ તારી જ પૂર્વાવતારની જનની છે.'

સાંભળીને સૌ સ્તબ્ધ થયાં.

અને પત્ર આગળ વંચાયો: 'તારા જેટલું જ વાત્સલ્ય સ્નેહલક્ષ્મીના પ્રથમ દર્શને મારા દિલમાં પણ ઉભરાયું હતું તે એ જ કારણે. તમે બન્ને એક બીજામાં અગમ્ય આકર્ષણે ઓતપ્રોત થએલાં મને લાગતાં હતાં તે પણ એ જ કારણે. ત્યાર પછી તો સ્નેહલક્ષ્મી પ્રત્યે, મને પેટની પુત્રી જેવું ( ગત્ જન્મની પત્ની જેવું નહિ ) વ્હાલ ઉત્પન્ન થયું હતું–તેથી જ તેનું નિમંત્રણ સ્વીકારીને તેને ત્યાં જમવા હું ગયો હતો. મેં અનુભવે એ પણ જોયું છે કે સ્નેહવદન અને સ્નેહલક્ષ્મી વચ્ચે પણ સાચાં દંપતીને છાજે એવું અજબ આકર્ષણ જામેલું છે.'

સ્નેહવદન ને સ્નેહલક્ષ્મીની દૃષ્ટિ એક થઇ. બીજાં બધાં તેમના સામે જોઇ રહ્યાં હતાં. પત્ર આગળ વંચાયો.

'મેં જાણ્યું છે કે સ્નેહવદન બીજવર છે અને હવે જો તે પરણે તો વિધવા સાથે જ પરણવાની તેની પ્રતિજ્ઞા છે. પણ એ પ્રતિજ્ઞા અધુરી છે.'

સ્નેહલક્ષ્મીની છાતીના ધબકારા વધવા લાગ્યા. પત્રનો પછીનો ભાગ સાંભળવા સ્નેહવદનના કાન અધીરા બન્યા.

'તે ઇચ્છે છે એવી તેને વિધવા મળ્યા છતાં જો તે વિધવા વેરે ન પરણે તો એ પ્રતિજ્ઞા લોપાયલી ગણાય: બીજી રીતે સ્નેહલક્ષ્મી

વિવાહિત કન્યા હતીઃ તેનો વર કનુ હતોઃ તેણે દેહ લગ્ન નકાર્યું. હવે સ્નેહલગ્નનો ઉભય સ્વીકાર કરે એ મારી અંતિમ વાંચ્છના, આદેશ કે ફરજ જે ગણો તે છે.'

પત્ર પૂરો થયા છતાં સૌના મુખપરની ગંભીરતા હજુ ઓસરી ન હતી. લીલાએ ગંભીરતા ઉડાડી મેલવા મુલતવી રહેલી વાત શરૂ કરી.

'ત્યારે હું માગું તે આપશો ને?'

'માગી લે.'

'માગી લઉં? લે ત્યારે માગી લઉં છું કે મારો સ્નેહ ને લક્ષ્મી સાથે સંયુક્ત થાય ને એ રીતે સ્નેહ ને લક્ષ્મી દંપતી સ્વરૂપે દ્વૈતનાં અદ્વૈત બની જાય.'

'ઓ મારી! તેં તો અજબ ધડાકો કર્યો!' સ્નેહવદને એની માગણી પ્રત્યે સમભાવ દર્શાવતાં કહ્યું.

'લીલા, લીલા! આમ આવ તો કાંઇક કૌતુક બતાવું.' સૂરબાલાએ લીલાને બોલાવી.

સૌ ઉઠીને અગાસીની ધારે ઊભાં. નીચેના જળફુવારાની કિનારીએ એક સારસ જોડલું રમતું હતું તે બધાંએ જોયું.

'જો તું. હું તો મારે સ્નેહ ને લક્ષ્મીની જોડલી કેવી દેખાય છે એ જોવાની.'

'અમે પોતે કેવાં શોભીએ છીએ તે અમારી આંખે નહિ દેખાય તેનું કેમ?'

'આપણે કેવાં શોભીએ છીએ તે સંસાર જુએ. મારા સ્નેહ!' લક્ષ્મીએ કહ્યું.

'ખરૂં, મારી લક્ષ્મી!' સ્નેહવદને તેમની મુલાયમ હથેળી પર એક મીઠું ચુમ્બન કર્યું.

'હવે એ બધો વિધિ હમણાં રહેવા દોની. પત્રમાં છેલ્લે છેલ્લે લખેલું તો હજુ વાંચ્યું જ નહીં.' નટવરે ધ્યાન ખેંચ્યું.

'કવિતા છે આ તો!' સ્નેહલક્ષ્મી બોલી.

'દોસ્તો! અમે તો ક્યારની વાચી લીધી.' લલિત બોલ્યો.

ફરીથી સૌ સાથે વાંચીએ તો? સ્નેહલક્ષ્મી! પત્ર તારા હાથમાં રાખ: સૌની વચ્ચે તું. તારી કને હું ને આપણી આસપાસ સૌ એમ ગાઈએ.

'મળજો જતી—સતી રે,
'કોઈ સાહેબને દરબાર:
'આંખડલી મન ભેળાં રમતી, ઉછળે ઉરનાં પૂર:
'સત્ ચિત આનન્દે ખેલન્દા, ધર્મ ધુરન્ધર શૂર.
'મળજો જતી—સતી રે,
'કોઇ અલ્હાલેકને દરબાર.'

× × × ×

## સમાપ્ત

## સેવાસમિતિ ગ્રંથમાળાનાં પુસ્તકો

| | |
|---|---|
| લોહીનો વેપાર | રૂ. ૪–૮–૦ |
| ધીખતો જ્વાળામુખી | ,, ૪–૮–૦ |
| વિશ્વલીલા | ,, ૨–૦–૦ |
| અંધકાર પર પ્રકાશ | ,, ૨–૮–૦ |
| વનિતાની વાતો | ,, ૩–૦–૦ |
| મહીલાની મહાકથાઓ | ,, ૩–૮–૦ |
| અબળાની આત્મકથાઓ | ,, ૨–૮–૦ |
| સમાજની વેદીપર | ,, ૨–૦–૦ |
| સ્નેહ–લક્ષ્મી | ,, ૩–૦–૦ |
| આદર્શ ચરિત્રાવલિ | ,, ૧–૪–૦ |

**સેવાસમિતિ પુસ્તકાલય**

રાયખડ રોડ : **અમદાવાદ**

# સેવાસમિતિ ગ્રંથમાળા

**આ** ગ્રંથમાળાના દર વર્ષે સુન્દર રસભરેલાં બે ત્રણ સામાજિક પુસ્તકો પ્રગટ થાય છે અને તે કાયમના ગ્રાહકોને **પોણી કિંમતે** અપાય છે. ગ્રાહકો માટે નીચેના નિયમો કરાવ્યા છે.

૧. પ્રવેશરી એક રૂપિયો ભરવાથી ' માળા 'ના ગ્રાહક થઇ શકાય છે અને વર્ષે પૂરૂં થયે જો ગ્રાહક તરીકે ન રહેવું હોય તો તે પ્રવેશરીનાં નાણાં પાછાં આપવામાં આવે છે.

૨. વર્ષમાં બેથી ત્રણ સ્વતંત્ર સામાજિક પુસ્તકો પ્રગટ થશે અને તે ગ્રાહકોએ લેવાં પડશે. પણ એ સર્વ પુસ્તકોની મળીને કિંમત રૂા. ૫) કે ૭) થી વધુ નહિ થાય. લાયબ્રેરીને શોભાવે તેવાં એન્ટીક ઉંચા કાગળ ઉપર કળામય છપાઇથી સુંદર બાઇન્ડીંગવાળાં સઘળાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

૩. પ્રત્યેક પુસ્તક તેની પોણી કિંમતે વી. પી. રજીસ્ટરથી મોકલવામાં આવશે એને રવાના કરતાં પહેલાં ગ્રાહકોને પોસ્ટકાર્ડથી ખબર આપવામાં આવશે. છતાં જેઓ વી. પી. પાછું વાળશે તેનું નામ ગ્રાહક લીસ્ટમાંથી કમી કરી પ્રવેશરી ઉપરનો તેમનો હક્ક કાઢી નાખવામાં આવશે.

આજ સુધીમાં નીચે મુજબ પુસ્તકો બહાર પાડયાં છે.

| | | |
|---|---|---|
| અંધકારપર પ્રકાશ | સચિત્ર રૂ. | ૨—૮—૦ |
| અબળાની આત્મકથાઓ | ,, | ૨—૮—૦ |
| વિશ્વલીલા | ,, | ૨—૦—૦ |
| આદર્શ ચરિત્રાવલિ | | ૧—૪—૦ |
| લોહીનો વેપાર | સચિત્ર રૂ. | ૪—૮—૦ |
| ધીખતો જ્વાળામુખી ( લોહીના વેપારનું અનુસંધાન ) | ,, | ૪—૮—૦ |
| વનિતાની વાતો | ,, | ૩—૦—૦ |
| મહિલાઓની મહાકથાઓ | ,, | ૩—૮—૦ |
| કળિયુગની વાતો ( સિલકમાં નથી ) | | ૧—૮—૦ |
| સમાજની વેદીપર | સચિત્ર રૂ. | ૨—૦—૦ |
| સ્નેહ-લક્ષ્મી | ,, | ૩—૦—૦ |

કોઇપણ વર્ષથી ગ્રાહક થઈ શકાય છે. જલદી આ માળાના ગ્રાહક થઈ આવો સસ્તો લાભ મેળવો. લખોઃ

વ્યવસ્થાપકઃ **સેવાસમિતિ ગ્રંથમાળા.**
૩૫૦૫, રાયખડ રોડ : અમદાવાદ

# અબળાની આત્મકથાઓ

( લેખક: શ. ધીરજ )

સ્ત્રીજાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ડાયરીઝમ' ચલાવે છે? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્ય–બાળાઓનાં જીવન કેવાં અધમ થઇ જાય છે તેનો હૃદયભેદક ચિતાર આ પુસ્તક વાંચતાં આંખ સામે ખડો થાય છે. ૧૬ હૃદયભેદક સાંસારિક વાર્તાઓ છે. તેમાં થોડીક તો જુઓ:—

**૧ લી વાર્તા:** કન્યાવિક્રયી માબાપોનાં દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઈ જાય છે, તે આ એક જૈન કુમારિકાની કરૂણ કથની વાંચતાં સમજાશે.

**૨ જી વાર્તા:** સાસુ નણંદના જુલમથી ત્રાસેલી, રડવા કૂટવાના દુષ્ટ રિવાજે રામશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમાં આંસુઓ લાવશે.

**૩ જી વાર્તા:** પરદેશ ગયેલા પતિની પત્ની યમુનાપર કેવા કેવા કારમા કેર વર્તાય છે, તેનો ભરકોર્ટમાં ચાલેલો કેસ અને મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે રજુ કરેલી પોતાની જીવનકથા વાંચતાં સડી ગયેલા હિન્દુ-સંસારનું તમને ભાન થશે.

**૪ થી વાર્તા:** વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી, શોક્યના સાલથી દુ:ખી થતી, આ ઔદિચ્ય બ્રાહ્મણ કન્યા ઉમાની આત્મકથા સ્ત્રીની ભીષણતા અને સ્ત્રીવર્ગની પરાધીનતાનું ભાન કરાવશે.

**૫ મી વાર્તા:** હિન્દુસ્થાનમાં વેશ્યાઓ કેમ વધે છે? તે આ નાગરજાતિની મોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો.

**૬ ઠ્ઠી વાર્તા:** કણબીની ન્યાતની આશાબાઇની આ આત્મકથા

તમને કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરો મહેતીજીઓને કેવી રીતે શીશામાં ઉતારે છે તે સમજાવશે.

**૭ મી વાર્તા:** શ્યામાની આ આત્મકથા હિંદુસંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

**૮ મી વાર્તા:** પુરોહિતની દીકરી ઇન્દીરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી, તેનું બ્યાન તમારા હૃદયને કમકમાવી નાંખશે.

**૯ મી વાર્તા:** વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

**૧૦ વાર્તા:** નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યંત્રણા તો તમે રૂપાળીનું વૃત્તાંત વાંચીને જાણી શકશો.

**૧૧ મી વાર્તા:** એક કચ્છી બાઈની આ આત્મકથા તમને હિન્દુ–શિક્ષિકાઓમાં, ધર્મમંદિરો તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

**૧૨ મી વાર્તા:** લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુઃશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથી.

**૧૩ મી વાર્તા:** કોકીલાની આ કર્મકથા તમને હિન્દુસમાજની નીચતા–નઠોરતાનું અનુમાન કરાવશે.

આથી પણ હિંદુસંસારની નિષ્ઠુરતાનું વધુ દર્શન તો તમને ૧૪, ૧૫, ૧૬ મી વાર્તા કરાવશે. આમાંથી એક જ વાર્તા વાંચવાથી તમારાં ખરચેલાં નાણાં વસુલ થઇ જશે. વિદ્વાનો તથા વર્તમાનપત્રોના ઉત્તમ અભિપ્રાયો મળેલા છે.

જલદી મંગાવી લો. પાકું પૂઠું, સોનેરી નામ. સચિત્રઃ **કિંમત ૨–૮–૦**

વ્યવસ્થાપક : **સેવાસમિતિ પુસ્તકાલય**
૩૫૦૫, રાયખડ રોડ : અમદાવાદ.

# વનિતાની વાતો

( લેખકઃ રા. ધીરજ. )

સંસારના સંતાપમાં સળગી રહેલી સુન્દરીઓની આ કરૂણાજનક કહાણીઓ તમારી આંખ આગળ રૂઢીને નામે ચાલતાં દંભ તથા પ્રપંચ ખુલા કરી તમારા હૈયાને હચમચાવી મૂકશે. જુઓઃ—

**વાર્તા ૧ લી**—બાળલગ્નની બદી સામે પોકાર કરી **જીંદગીના વમળમાં** પડેલી બે સ્ત્રીઓ કમકમાટી ઉપજાવે તેવી પોતાની જીવનકથાઓ રજુ કરે છે અને તેમાં ગરીબ સંસારની હાડમારીઓ, બાળમરણનાં ભયંકર કારણો અને ધર્મનીતિ વિનાની કેળવણી લઇ ફેશનમાં ફસાઈ પડેલી એક સુધરેલીનો ઇતિહાસ એવી અસરકારક રીતે ગુંથવામાં આવ્યો છે કે જે વાંચતાં તમારૂં દિલ કંપી ઉઠશે.

**વાર્તા ૨ જી**—સ્ત્રીઓમાં રમાતા જુગારથી સંસારની કેવી દુર્દશા થાય છે તે આ એક વણિક કોમની સ્ત્રીને મોઢેથી તેનાં **અવળાં કર્મની કહાણી** જાણી તમે આશ્ચર્યચકિત થઈ જશો.

**વાર્તા ૩ જી**—આ દેશમાં સાધુ બાવાઓ ભોળી ભામાઓને ભમાવી કેવી પોપલીલાઓ કરે છે? ભગવી ચીંદરી ધરનારાઓ—સાધુના રૂપમાં શયતાનો સમાજની આંખમાં ધોળે દહાડે કેવી ધૂળ નાંખે છે? તે વાંચતાં આ એક જ વાર્તા તમને આ પુસ્તકનું મૂલ્ય વસુલ કરાવી દેશે.

**વાર્તા ૪ થી**—રૂઢીના જુલ્મ તળે કચડાએલી એક પ્રેમ યોગિની પોતાના જીવનને **પ્રકાશને પગલે** શી રીતે વાળી શકે છે? તેનો ચિતાર આમા છે.

**વાર્તા ૫ મી**—એક દીનહીન શિક્ષકની સ્ત્રી પોતાના માંદા પતિને લઇ મુંબાઇમા જતાં ત્યાં કેવી અવદશા ભોગવે છે અને આખરે **આપઘાત** કરીને જીવનનો કેવી રીતે અંત આણે છે, તે વાંચી શહેરના સડેલા જીવન ઉપર તમને તિરસ્કાર આવશે.

**વાર્તા ૬ ઠ્ઠી**—ગરાસીઆની કોમમાં દત્તક લેવાના નિંદ્ય રિવાજથી એક સ્ત્રીનું બીજી સ્ત્રી સાથે લગ્ન થવાની કમકમાટી ભરેલી વાર્તા વાંચીને એ

કરૂણ પ્રસંગ ઉપર તમારા હૃદયમાં પ્રશ્ન ઉતરશે કે આ તે **કુમારિકા કે વિધવા ?**

**વાર્તા ૭ મીઃ**—રૂઢીના જુલમથી ત્રાસેલી હિંદુ સ્ત્રીઓ ખ્રિસ્તી ધર્મમાં કેવી રીતે ઘસડાઇ જાય છે, તેનો ત્રણ સ્ત્રીઓને મોઢેથી રજુ થએલો હેવાલ આ **સ્મરણ અને સંતાપ** નામક વાર્તામાં જોઈ શકશો.

**વાર્તા ૮ મીઃ**—હિન્દુ અવિભક્ત કુટુંબોમાં ધર્મ, રૂઢી અને રિવાજને નામે કેવો દંભ તથા ગોટાળા ચાલે છે અને તેને પરિણામે જુવાન વિધવાઓનાં જીવન **અંધકારને શરણે** કેવી રીતે પડી જાય છે તે આમાં જોશો.

**વાર્તા ૯ મીઃ**—ઇતિહાસનાં પાનાં અમર બનાવનારી રજપૂત કોમનો અત્યારે કેવો **અધઃપાત** થયો છે ? એ વાંચીને એની કરૂણ દશા ઉપર તમારી આંખમાં આંસુ આવશે.

ગુજરાતી નવલકથાના ક્ષેત્રમાં આજ સુધી આવું પુસ્તક કદી બહાર પડયું નથી. વ્હાલા–વ્હાલીનાં ટાયલાંથી તદ્દન નિરાળું અને સંસારના સડાઓ સામે ભયંકર પોકાર ઉઠાવી તે દૂર કરવાના ઇલાજો સુચવનારૂં આ સચિત્ર પુસ્તક દરેક જણે વાંચવું જ જોઈએ. ઉંચા એન્ટિક પેપરો, નયનરંજક ચિત્રો, સુંદર છપાઈ અને સોનેરી નામનું મજબુત પુઠું છતાં કિંમત માત્ર રૂ. ૩—૦—૦

# અભિપ્રાયોમાંના થોડાકનો ટુંકસાર.

દરેક વાર્તા સમાજજીવનનો જુદો જુદો પ્રશ્ન છેડતો હોઇને ઉપયોગી તથા વાંચવાલાયક છે. **હિંદુસ્તાન**

હિંદુ સંસારના અનેક કરૂણારસિક પ્રસંગોનાં ચિત્રો ઠીક રીતે રજુ કરવામાં આવ્યાં છે. **ગુજરાતી કેસરી.**

સામાજિક કુરૂઢીઓની ભયંકરતાનો આથી ખ્યાલ આવે છે. હિંદુ સંસારમાં અમે આ પુસ્તકને આપણા પુરૂષ વર્ગની આંખો ખોલનારૂં અને તેમાં બારીક મનનનો ખોરાક પૂરો પાડનારૂં ગણીએ છીએ. **ગુજરાતી પંચ.**

# મહીલાઓની મહાકથાઓ

લેખિકા:—**લક્ષ્મીબેન ગો: ડોસાણી** ( તંત્રી: સમાજજીવન )

**આ** પુસ્તકમાં ૨૩ નાનીમોટી વાર્તાઓ છે. તેમાંની એકે એક વાર્તા આજે હિંદુ સંસારરંગભૂમિપર ભજવાતા જુદા જુદા હૃદયવિદારણ પ્રસંગો છે. એ કલ્પનાના તરંગો નથી પણ હિંદુસમાજની રાક્ષસી રૂઢીની ચક્કીમાં પીસાઇ પાયમાલ થયેલી હિંદુસમાજને શ્રાપ આપતી જુદી જુદી બ્હેનોનાં અંતરનાં દ્વારો ઉઘડાવીને આલેખેલી મહાકથાઓ છે.

શારીરિક, માનસિક કજોડાં–લગ્નનાં ભયંકર પરિણામો, વાસના, દંભ અને ધર્મના ઇજારદારોની પોલ, કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્નના વરજોળા, મંદિરોના ગોટાળા, વિધવાઓની હાલત, ન્યાતના નખ્ખોદીયા પટેલોનું ન્યાયને નામે ફારસ, અસહિષ્ણુતા, સ્વાર્થાન્ધ નરપશુઓના સ્વપત્ની સાથે વ્યભિચાર, મહીલાશ્રમોનું પોકળ આદિ અનેક વિષયો દરેક વાર્તામાં એવી સરળ રીતે ચર્ચવામાંઆવ્યા છે કે વાંચનારને જાણે તે આંખ સામે અત્યારે જ બનતો બનાવ હોય તેમ લાગે છે. જુઓ :

**૧ સવિતાની આત્મકથા:** રૂપિયાની થેલીઓ રણકાવી બાપે બાળવયમાં, બીજવર–પિશાચને પરણાવતાં સવિતાનો નીચ માલિક તેની કેવી દુર્ગતિ કરે છે અને અંતે સવિતા કેવી બંડખોર થાય છે તે આમાં જોશો.

**૨ વીરબાઇની વિતક વાત:** એક વિષયી નરપિશાચના ફંદમાં પડેલી આ ભાટિઆણી કેમ પાયમાલ થાય છે? તે તો આ વીરબાઈ પોતે જ તમને કહેશે.

**૩ કાન્તાની કથની:** રૂઢીના યજ્ઞમાં પોતાનું બળીદાન આપતી આ કાન્તાબાઈની આત્મકથા જાણતાં તમારાં કાળજાં કકળી ઉઠશે.

૪ **દુઃખી કમળા:** કન્યાવિક્રયી બાપના પેટે પડેલી આ કમળાની કરૂણ કથનીથી જો તમારૂં કલેજું કંપે તો જરૂર તેમને મદદ કરજો.

૫ **અવલની આપવીતિ:** નગરશેઠના મિથ્યાભિમાની છોકરાને પનારે પડેલી, અનેક અત્યાચારો સહન કરતી તજાયલી અવલની હકીકત જાણતાં તમે દુઃખનાં બે આંસુ પાડશો જ.

૬ **સૂરબાળા:** દંભી સુધારકની જાળમાં સપડાયલી આ પ્રારબ્ધ રૂઠેલ વિધવા અંતે નિરાશ બનતાં ગ્યાસલેટ છાંટી આ જગત્થી કેમ છૂટી થાય છે, તે નહિ વાંચશો તો જરૂર પસ્તાશો.

૭ **અતિલક્ષ્મીની આત્મકથા:** મિથ્યા કુળાભિમાની જાલીમ પંતુજી ધણીના પૈશાચિક કર્મથી બિચારીનો કેમ અકાળે અંત આવે છે? તે ચિત્ર તમને કમકમાટી ઉપજાવશે.

૮ **પરાણે વૈધવ્ય:** બળાત્કારે વૈધવ્ય પાળતી આ બાળા બાળલગ્ન, વૃદ્ધલગ્નની વેદીપર કેમ હોમાય છે? કહેવાતાં મહિલાશ્રમોમાં કેવી પોલ ચાલે છે? આ બધા સામાજિક અત્યાચારો વાંચતાં તમારૂં હૈયું હચમચી જશે

૯ **અનિલાની આત્મકથા:** એક નાલાયક—નામર્દ શંકાશીલ પતિ બિચારી અનિલાને કેવી હાલતમાં મૂકે છે. ને આખરે અનિલા કેમ બંડખોર બને છે? તે તમને અનિલા પોતે કહેશે.

૧૦ **ઓત્તમની આપવીતિ:** અજ્ઞાનતાની સાક્ષાત પ્રતિમા ઓત્તમ જીવનનાટકના અનેક પ્રવેશો ભજવી અંતે કેમ ખાનાખરાબ થઈ જાય છે તે તમે આમાં પ્રત્યક્ષ જોઇ શકશો.

૧૧ **જડીની જીવનકથા:** એક ભવમાંથી પાંચસાત ભવ કરીને પણ સુખી ન થનાર આ જડીબાઇની જીવનકથા તમને કંઇક નવું જ બતાવશે.

૧૨ **શારદાની જીવનસંધ્યા:** વિદુષી શારદાએ શંકાશીલ પતિથી માનસિક યાતના સહેતાં જીવનનો અંત કેમ આણ્યો તે વાંચતાં તમને આવા હીજડા માટીડા ઉપર ધિઃક્કાર વરસશે.

**૧૩ જમનાની જીવનકહાણી:** ભગત પતિની વિધવા થએલી જમના મસ્તાના મહારાજેના પંથમાં કેમ જઈ પડે છે? ખાસાસેવકીઓનું શું રહસ્ય છે? ધર્મની પોલ છતાં હિંદુસમાજ કેમ આંધળો બને છે એ જોવું હોય તો સાંભળો જમના કહે છે તે.

**૧૪ મણીગૌરીની આત્મકથા:** પ્રબળ વાસનાના પ્રભાવે પતિત થયેલી બર્ડાઇ બ્રાહ્મણ બાળાની આ કથામાં ગરીબને ગોળાથી વીંધનાર હિંદુસમાજની હલકી માન્યતાનું ચિત્ર જોતાં તમે હતાશ થઇ જશો.

**૧૫ એક વૃદ્ધાની આત્મકથા:** વેશ્યાઓ કેમ બને છે? સમાજમાં પારકી સ્ત્રીને વેચવાનો વ્યાપાર કરનારો વર્ગ છડેચોક કેવા ગુલામી વ્યાપાર ચલાવે છે? વગેરે દીલને ચોંકાવનારી અનુભવી હકીક્તો આ વૃદ્ધા તમને જણાવશે.

**૧૬ રામબાઇની રામકહાણી:** 'શાક સારૂં નથી કર્યું' ના મહા [!] અપરાધસર રામબાઇને રખડતી મૂકનાર રામજી ઠક્કરની લાયકાતનું પ્રદર્શન, નાતના પટેલોની પંચાત ને જેઠાણીની નીચતા તમને આ રામકહાણી કહેશે ને સમાજમાં ચાલતાં અત્યાચારથી તમે થરથરી ઉઠશો.

બીજી વાતો પણ તેટલીજ રોમાંચકારી છે. આમાંની એકે એક ઘટના તમને આનંદ સાથે જ્ઞાન આપી હાલના હિંદુસમાજમાં ચાલતી ભયંકર બદીઓનું ભાન કરાવશે. તેમાંના નયનરંજક ચિત્રો તો તમે પળે પળે જોશો. આવી હૃદયસ્પર્શી કરૂણ વાતોથી જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાનો સુગમ માર્ગ શોધી શકાશે. આ પુસ્તક માટે અતિ ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. ગુજરાતી ટૂંકી વાર્તાઓના સાહિત્યમાં આવું પુસ્તક કદિ પ્રગટ થયું નથી. કળામય છપાઇ, એન્ટીક પેપર. પાકું સોનેરી પૂઠું. કિમ્મત માત્ર રૂ. ૩–૮–૦

# વિશ્વ–લીલા.

( લેખક: પંડિત પરિમલ. )

એક શ્રીમંત કુટુંબના ઘરમાં ચાલતા વિચિત્ર ગોટાળાનું ભેદભર્યું ચિત્ર: વિધવા ચંચળાને મુનીમ ભોગીલાલ કેવી રીતે પ્રપંચ રચી ફસાવે છે, અને આખરે તે અનીતિના આચરનાર બન્નેનો કેવો અંજામ આવે છે ? તે જાણવું હોય તો આ પુસ્તક સત્વર મંગાવી લો.

## પ્રકરણોની વિગત.

૧. પરિચય અને પ્રસ્થાન. ૨. મોહમયી મુંબઇમાં. ૩. મુનશીજીનું ગૃહમંડળ. ૪. ગુપ્ત રહસ્ય. ૫. નવી આપદા. ૬. નોટ. ૭. ફરી તેજ બલા. ૮. જુગલ કોણું ? ૯. ગુપ્ત લિપિ. ૧૦ પ્રેમ પત્રિકા. ૧૧. છોરૂ કયાં ? ૧૨. વિષમ સમસ્યા. ૧૩. ચંચળાની ચિંતા. ૧૪. નિશાન. ૧૫. લાહ્ય લાગી. ૧૬. વૃત્તિ પરિવર્ત્તન. ૧૭. પાપીઓનો સાક્ષાત્કાર. ૧૮. સમાજ. ૧૯. કુકર્મની દિક્ષા. ૨૦. જૈસે કો તૈસા. ૨૧. નાશિક યાત્રા. ૨૨. સ્નેહાંકૂર. ૨૩. ભયંકાર દવા, ૨૪. ગર્ભપાત. ૨૫. પ્રેમનો નિશો. ૨૬. ભોગીલાલનું મૃત્યુ. ૨૭. ચુમ્બન. ૨૮. વ્હાલા ! મને પલકે વિસરશોમાં. ૨૯. પાપીઓને સજા. ૩૦. પહેલી રાત.

પ્રેમરસથી ઉભરાતી આ સુંદર રસમય નવલકથા વાંચતાં તમે બે ઘડી સાનભાન ભૂલી જાશો. પ્રેમાળ મુલાયમ હાથોવાળી વિશ્વેશની જાદુગરી લીલા તમને સંસારની સ્નેહવાટિકામાં સહેલ કરાવી પ્રેમસૃષ્ટિના રસિક વિહારી બનાવી દેશે. તેમાંના ચિત્રો તમારી આંખો ઠારશે. પાકું પૂઠું, રૂપેરી નામ. કિમ્મત ફક્ત રૂ. ૨–૦–૦. લખો:

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય**

૩૫૦૫, રાયખડ રોડ: **અમદાવાદ**

# લોહીનો વેપાર.

( લેખકઃ રા. સાકરલાલ મગનલાલ કાપડિયા. )

**ગુજરાતી** ભાષામાં આજ સુધી કદિ બહાર ન પડેલી એવી, હિંદુ-સમાજના પ્રત્યેક પ્રશ્નની તદ્દન સ્વતંત્ર અને નિર્ભયપણે ચર્ચા કરનારી આ એકજ સ્વતંત્ર નવલકથા છે. તમે ભલભલી વાર્તાઓ વાંચી હશે પણ આનંદમાં ગરકાવ કરી દેવા સાથે ગુજરાતી સમાજના ઉદ્ધારની ચાવી તો તમને આ નવલકથા જ બનાવશે.

તમે '**લોહીનો વેપાર**' જોયો તો હશે પણ એ વેપાર નીચે કેવા ભયંકર જ્વાળામુખી ધગધગી રહ્યો છે તે જાણો છો ? તમે કદિ હિન્દુબાલિકાને લગ્નમંડપમાં મંગળ ફેરા ફરવાનો ઇનકાર કરતી જોઇ છે ? રિવાજ પ્રમાણે પતિ થઈ બેઠેલા પત્થરને લોખંડના ચણા ચડાવનાર દ્રૌપદી કદિ નજરે નિહાળી છે ? લગ્નમંડપમાં ઘોડેસ્વાર થઈ આવેલા વરરાજાને ભર્યા મહાજનમાં " ભાઇ " કહી પુકારનારી સિંહણ સમી આર્યપુત્રી જોઇ છે ? બબ્બેવાર તોરણેથી વર પાછો વાળનારી કુસુમ-કળીની અજબ સ્વતંત્રતાનો પ્રભાવ કદિ તમે અનુભવ્યો છે ? આ બધા ચમત્કારો તમને ' લોહીનો વેપાર ' બતાવશે ! આજે જ '**લોહીનો વેપાર**' તમારી લાયબ્રેરી માટે વસાવી લો.

તેમાં સામાજિક બંડ છે, નવું સમાજમંદિર રચવા માટેનાં વિધાન છે, દમ્ભી સમાજસુધારકો ને દમ્ભી ધર્મના પોકળના પ્રકાશ છે, ને બીજાં કંઇ એવું એવું છે કે જે તમે આજદિન સુધી ન જોયું હોય. આઠ આઠ મનોમુગ્ધકાર ચિત્રો, અપ-ટુ-ડેટ બાઈન્ડીંગ; એન્ટિક પેપરપર કળામય છપાઇ; આ દળદાર ગ્રંથની **કિમ્મત ફક્ત રૂ. સાડા ચાર.**

# અભિપ્રાયોનો ટુંકસાર:

"હમણાં બહાર પડેલી કોઈપણ નવલકથા કરતાં "લોહીનો વેપાર" સહેજે ચડી જાય તેમ છે. આપણા સાહિત્યમાં એ તદ્દન નવા પ્રકારની છે ને જ્યાં સુધી એ સાહિત્ય જીવશે ત્યાં સુધી આ નવલકથા સૌ હોંશે હોંશે વાંચશે......આની અંદર પુરૂષનાં બીજી વારનાં લગ્ન, હાલના સંમતિ વગરનાં લગ્ન, સ્ત્રીઓની પરતંત્રતા, વૈષ્ણવ મંદિરોની અપવિત્રતા, દીકરીઓનું વેચાણ–તેમના લોહીના વેપાર વગેરે દુષ્ટ રિવાજોની ઠીક ઝાટકણી કાઢી છે."

**સાહિત્ય**

"લોહીનો વેપારજ જાણે હિંદુસમાજમાં ચાલી રહ્યો છે તેનું હૃદયદ્રાવક ભાન આ નવલકથા કરાવે છે..." **સાંજ વર્તમાન**

"સામાજિક સુધારાઓ સામે બંડ કરવાનો માર્ગ આમાં લેખકે બતાવ્યો છે. **ગુજરાતી પંચ**

"આ એક સામાજિક નવલકથા છે. હિંદુ સમાજમાં રૂઢી–વિવશતાથી જે ઘોર અત્યાચાર થાય છે તેનું આબેહુબ ચિત્ર આલેખવામાં લેખકે સારી નિપુણતા દર્શાવી છે...સ્થળે સ્થળે લેખકે ખોટી રૂઢીઓપર પ્રહાર કરવામાં ખામી રાખી નથી." **પ્રજાબંધુ**

"વારતાનાં દરેક પાત્રો એવાં તો સચોટપણે આલેખવામાં આવ્યાં છે કે વાંચતી વખતે નાટક સામે જ ભજવાઈ રહ્યો હોયની એવો ખ્યાલ આવી જાય છે." **રંગુન સમાચાર**

"આપણી અવદશાનું ભાન થઇ શકે તે રીતે આ પુસ્તકમાં વિવિધ પ્રસંગો ગુથીને આબેહુબ ચિત્રો દોરવામાં આવ્યાં છે."

**ગુજરાત કેસરી**

"સમાજ રચનાનું પુનર્વિધાન એ આ નવલકથાનો હેતુ છે..."

**હિંદુસ્થાન**

"સમાજના સુધારક સામે 'લોહીનો વેપાર' નવનવી વિચાર મૂર્તિઓ ખડી કરી શકે છે." **કર્મભૂમિ**

---

વ્યવસ્થાપક : **સેવાસમિતિ પુસ્તકાલય**
૩૫૦૫, રાયખડ રોડઃ **અમદાવાદ**

# અભિપ્રાયોમાંના થોડાકનો ટૂંકસાર.

—લેખકે કાંતો હિન્દુ સમાજના જાલીમ ચક્રોમાં પીસાતી અબળાઓના લોહીમાં કલમ બોળીને અથવા તો સમાજની ક્રૂરતા સામે બળવો જગાડવા તરૂણોના હૃદયની જ્વાલાને લેખીનીને અગ્રે ચઢાવીને વાર્તા લખી છે. ગુજરાતી વાંચી જાણનાર કોઈપણ માણસે આ પુસ્તક ખરીદવું જ જોઇએ......

**પ્રજામિત્ર કેસરી**

—હિંદુસમાજના પ્રશ્નોની ચર્ચા કરતી આ નવલકથા વાચકની હૃદયતંત્રી છેડે છે અને હિંદુસમાજના કઢંગા રિવાજો પ્રત્યે ધૃણા તો અવશ્ય પેદા કરે કરે છે. **મુંબઇ સમાચાર**

—હિંદુ સમાજની બધી ભયંકરતાનું ભાન શ્રી. કાપડિયાએ આ પુસ્તકમાં કરાવી એક યુવક ને યુવતી પાસે તે સામે બંડ જગાવ્યું છે...સમાજસુધારાનો એક સત્ય પ્રહાર આ નવલકથામાં હિંદુસમાજ સમક્ષ ખરો કર્યો છે.

**ગુજરાતી પંચ**

—સમાજમાં વિપ્લવ જગાવી તેનું પુનર્સંગઠ્ઠન કરવા ઇચ્છનારાઓને આ પુસ્તક માર્ગદર્શક થઈ પડે તેવું છે. ને તે દરેક ગુજરાતીએ પોતાના ઘરમાં વસાવવું જોઇએ. **નવરોઝ**

—હિંદુસમાજમાં ચલતી અનેક બદીઓ, દંભ ને અનાચારો ઉપર પ્રહાર કરી પુનઃરચના કરવાની પ્રેરણા માટે લેખકે આ નવલકથા લખી હિંદુ સમાજની આંખો ઉઘાડી છે. **પ્રજાબંધુ**

—આ નવલકથાના એક એક પાત્રમાં આજના ગુજરાતી તરૂણના સામાજિક બંડ માટેના વિચારો દર્શાવાયા છે...સમાજોના સડારૂપ એકેએક પ્રથા સામે બંડરૂપી જ્વાળામુખી ધખાવવાના તેજસ્વી પ્રયત્નો લેખકે કર્યા છે... કથા વાંચવી શરૂ કર્યા પછી મૂકવી ગમતી નથી' **ગુજરાતીઃ**

—હિંદુસમાજને અગ્નિસ્નાન કરાવી વિશુદ્ધ બનાવ્યા વિના તેનું પુનરૂત્થાન અશક્ય છે...પ્રસ્તુત નવલકથા એવી બંડખોર વૃત્તિનું પરિણામ છે. તેની સરળ લખાવટમાં વ્હેતીઆ સનાતનીઓ, અને દલી સાક્ષરોનાં વર્ણન રસ પૂરે છે...ખરેખર હિંદુસમાજના સડાને આગ લગાડી ભસ્મ ભુત કરવાની ધગશથી આ નવલકથા લખાઇ છે. 'લોહીના વેપાર'ના તે અનુસંધાન રૂપે છે. **સૌરાષ્ટ્રઃ**

## પ્રકરણોની વિગત.

૧ જમાતમાં ઝગડો, ૨ અપરિચિત અવાજ, ૩ રામલીલા! ૪ અનાથબાળા, ૫ સ્નેહલક્ષ્મીને ત્યાં, ૬ સ્નેહ પંખીડાંનું મનોરાજ્ય, ૭ નોકરમાંથી નાગર! ૮ સૌન્દર્યનો ગુલામ, ૯ ભાંજગડીઆઓની મસલત, ૧૦ સ્નેહલક્ષ્મીનો નિશ્ચય, ૧૧ મેનાપોપટની પ્રણયલીલા, ૧૨ અગમ્ય આકર્ષણ, ૧૩ સ્નેહવદનનું પૂર્વજીવન, ૧૪ મામી ભાણેજ, ૧૫ લીલાની પ્રતિજ્ઞા, ૧૬ મેના વિફરી, ૧૭ પટેલોના પ્રપંચ, ૧૮ બંડખોરોની મંત્રણા. ૧૯ મિત્રોની મસલત, ૨૦ મહાજનમાં મ્હોંકાણ, ૨૧ એજ મારાં પત્ની! ૨૨ સૂરબાલા કોણ? ૨૩ પરણ્યાની પહેલી રાત! ૨૪ લોઢાના ચણા! ૨૫ પતિનું પૂનર્મિલન! ૨૬ ગલ્લુપ્રસાદ પુરાણી! ૨૭ સ્વામીજીનો ઈન્ટરવ્યુ, ૨૮ આખલા ખૂન મીલની હડતાલ! ૨૯ સત્તાનો મદ, ૩૦ મંત્રીની મુલાકાત, ૩૧ ભરમાયલું દીલ, ૩૨ સમાજસેવા મંદિર, ૩૩ મેનાનું ખૂન, ૩૪ પુરાણીજીનાં પાખંડ, ૩૫ ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ, ૩૬ લીલાનું અપહરણ! ૩૭ સ્વામીજીનો સદ્બોધ, ૩૮ પશ્ચાતાપને પંથે, ૩૯ કાયદાનાં બંધન, ૪૦ ખૂન કેસનો ચુકાદો. ૪૧ ચંપકશેઠનો સ્વર્ગવાસ, ૪૨ સ્નેહીઓનું સંમેલન, ૪૩ સ્વામીજીનો પત્ર, ૪૪ ચન્દ્રિકાના અમૃત સરોવરિયે.

# લીલા યાને જ્ઞાતિતંત્ર.

## ( સામાજિક નવલકથા )

---

**ના**તજાતના પટેલો ને ભાંજગડીયાઓની પ્રપંચનીતિ, અન્યાયો ને આપખુદી જાણવી હોય તો આ નવલકથા તુરત મંગાવી લો. આ નવલકથાની વસ્તુસંકલના ને સરળ ભાષા—શૈલી વાંચકને રસમાં તેમજ અજાયબીમાં ગરકાવ કરી દે છે.

સામાજિક ઉન્નતિ સાધવા. હાલની જ્ઞાતિઓને જમાનાને અનુસરતી બનાવવાનો સરળ માર્ગ દર્શાવનારી આ નવલકથા સૌએ વાંચવી જોઇએ. પાકું પૂઠું સોનેરી નામ. કિ. રૂ. ૨—૮—૦

---

ઘણા વખતથી અપ્રસિદ્ધ રહેલી લોકપ્રિય નવલકથા

# પ્રમાદધનની પ્રભુતા અથવા સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

આજકાલ પ્રસિદ્ધ થતી ઘણી નવલકથાઓ વાંચી કંટાળી ગયા હો, પુષ્કળ પૈસા ખરચી નિરાશ થયા હો તો આ **અદ્વિતીય સર્વોત્કૃષ્ટ** નવલકથા ફક્ત **રૂપીઆ સાડાચાર** ખરચી જરૂર મંગાવો; જેથી તમારો સઘળો શ્રમ દૂર થઈ જશે અને તમારી લાયબ્રેરીમાં એક **અમૂલ્ય રત્ન** વધશે.

---

વિશ્વવિખ્યાત કવિવર રવિન્દ્રનાથ ટાગોરની મધુરી બંસરીનું દિવ્ય સંગિત

# મધુરાણી.

**ના**મક નવલકથા ભારતીઓના તત્ત્વપ્રિય હૃદયને હુલનચાવી મૂકશે. લોઢાના વેપારના સુપ્રસિદ્ધ લેખક રા. સાકરલાલ કાપડિયાએ આ રવિબાબુનાં ‘ ઘરે બાહિરે ’નો અનુવાદ સરળ રીતે કરી તેમાં પ્રભુનાં ભવ્ય સંદેશ સુણાવ્યા છે. **મધુરાણી**માં કાવ્ય છે, મસ્તી છે, નિર્મળ દેશાભિમાન અને બીજુય કંઈ કંઇ છે, આ પુસ્તક સર્વને વાંચવા જેવું છે.

કિ. ૩—૮—૦ ઘટાડેલી કિમ્મત રૂ. ૩—૦—૦ લખો:—

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય**
૩૫૦૫, રાયખડ રોડ: **અમદાવાદ**

# સમાજની વેદીપર

સમાજ સીતમની ભઠ્ઠીમાં શેકાઇ, તેની વેદીપર હોમાઇ જનારી ૧૮ આર્ય અબળાઓની હૃદયદ્રાવક ઘટનાઓ વાંચનારનાં રોમાંચ ખડાં કરશે. હિન્દુસંસાર એટલે બળીદાનોનું અક્ષયપાત્ર! આ અક્ષયપાત્ર કેમ ભરાય છે? ને સમાજમાં આજે ચાલી રહેલા ભીષણ રૂઢી યજ્ઞ, સતાયજ્ઞ, દંભયજ્ઞ, સ્વાર્થયજ્ઞ ને જ્ઞાતિયજ્ઞમાં નિર્દોષ કુસુમ-કળીઓને કેમ હોમવામાં આવે છે? એ તમારે જાણવું હોય ને આજના દંભ ને રૂઢીરક્ષકોની પિશાચલીલાને પારખવી હોય તો આ પુસ્તક તુરત જ મંગાવી લો.

એકએક ગુજરાતી વાંચનારનું ઘર આ પુસ્તકરત્નનું ન રહેવું જોઇએ.

આમાંની ૧૮ બળીદાનોની વાર્તાઓ કંઇ કલ્પનાના તરંગો નથી પણ સાચી બનેલી વાતો છેઃ એકેક વાતને લેખકે બળીદાન કહ્યું છે ને તે બળીદાનોનાં નામ આ પ્રમાણે છેઃ

૧ માસ્તર સાહેબની પત્ની, ૨ પ્રભાદેવીનું પણ, ૩ ચારૂનું ભાવી ૪ વિધર્મી વિનોદિની, ૫ શાંતિની સમાધી, ૬ વિજયનું અંતિમ વચન ૭ મનોરમા ૮ જેઠની જોહાકી ૯ કચરાયલી કાન્તા ૧૦ કમનશીબ કમળા ૧૧ અભેદનો ભેદ ૧૨ વિમળાનાં વીતક ૧૩ કરૂણામયી ૧૪ કુમુદિની ૧૫ સતાયલી શિક્ષિકા ૧૬ દિવાળીની દૂર્દશા ૧૭ પટેલની પુત્રી ૧૮ બંડખોર લીલિઃ

એકએક વાર્તા હૈયાને હચમચાવી મૂકે છે. ને હાલના હિંદુસમાજના ત્રાસ, આપખુદી ને ધર્મની આડ નીચે કેટલા નિરપરાધી આત્માઓનો કચ્ચરઘાણ વળે છે? તે તમે જાણીને તેની સામે બંડ જગાડવા તૈયાર થશો.

ઊંચા ફેધરવેટ પેપર ઉપર કળામય છપાઇ, પાકું સોનેરી પૂઠું નયનરંજક ચિત્રો. કિમ્મત માત્ર રૂ. ૨—૦—૦